રોજ બામદાદનો

# નેક વીચાર.

૩૬૫ દીવસોની મનશાની

રચીને છપાવી પ્રગટ કરનાર

મી૦ દીનશા મેહેરવાન ઈરાની.

(પર રવીવારો માટેના વધારાના

ઉંચ વીચારો સાથે.)

મુંબઇ મધે જામે જમશેદ પ્રીંટીંગ વર્કસ, એલાઉ
હાઉસ, કોટમાં માણેકજી નવરોજી પ્રીંટરે
છાપ્યું છે, અને દીનશાહ મેરવાન
ઇરાનીએ સચ્ચા પીર સ્ત્રીટ, પુનામાં
પ્રગટ કીધું છે.

# દીબાચો.



સૌથી પહેલાં પરવરદેગારનો આભાર માનું છું કે તેવોની મેહેર-બાનીથી આ નાનું પુસ્તકનું કામ હાર પડયું છે.

બીજો ઉપકાર જામે જમશેદના માલેક શેઠ જાંહાગીરજી બેહરામજી મરઝબાનો માનું છું કે તેવો સાહેબે "રોજંદી નેક વીચારો" ના ફકરા દર રોજ બાર માશ સુધી છાપવા માટે પોતાના પત્રની કીમતી જગા ફાજલ પાડી હતી.

ત્રીજો ઉપકાર મી૦ ફીરોજશા જાંહાગીરજી મરઝબાનનો માનું છું કારણ કે રોજંદી નેક વીચારોની ચોપડી છાપવામાં અને લખાણમાં સેવકને ઘણી કીમતી સલાહ આપી હતી.

લા૦ સેવક,

**દીનશા મેરવાન ઈરાની.**

૬૧૭ કેંપ પુણા,
તા૦ ૨૧-૩-૨૨.

# ભલા કર—ભલા હોગા!



મારા અસીલ મીત્ર મી૰ દીનશા મહેરવાન ઈરાનીને હું નાનો સ્કુલબોય હતો ત્યારથી પીછાણતો આવેલો છું. નરમ દીલના, એકમાર્ગી સ્વભાવના, દીલસોજ અસરાફ આ ઇરાની-જરથોસ્તી ગ્રહસ્થની આખી કાર-કીરદીનું જો હું ત્રણ શબ્દોમાં તાત્પર્ય કાહડું તો તે "મનશની"—"ગવશની"—"કુનશની" છે. બીરાદર દીનશા વાડી વજીફાઓમાં ચમન કરતા એક લક્ષાપતી નથી—પણ એમની છાતીમાં એક એવું તો મોતેબર દીલડું પરવરદેગારે મેલેલું છે કે તેને હું એની કરોડોની દોલત સમાન લેખું છું. પોતાના મનુષ્ય ભાઈબંધોને—ખાસ કરી પોતીકા હમજાતી કોમબંધુઓને-નેક વીચારતાં, નેક બોલતાં, અને નેક કામ બજાવતાં બનાવવા માટે ભાઈ દીનશાહ ઈરાનીએ પોતાના ગરીબ ગજવાંમાંથી અત્યાર તુલીક અવારનવાર સારી રકમ કાહડી આપ્યા કરી છે.

"તન સાફ—મન સાફ—
એ સાફ આદમી મોટા !"

આ મારા મીત્ર મી૦ દીનશાનો ગોયા મુદ્રાલેખ છે. 'જામે જમશેદ'માં લાગટ એક વર્ષ એઓએ "રોજીંદી મનશની" ચાલુ એડીટ કરી—અને તે આ પત્રનાં વાંચનારાંઓને એટલી પસંદ પડી કે "નેક વીચાર"ની હારમાળા એજ ભાઇએ લાગટ એક બીજું વર્ષ દોડતી કરી. આ રોજીંદા નેક વીચારોનો સંગ્રહ હાલ તમારા હાથમાં એક પ્યારી પનોતી નાની કેતાબના આકારમાં મી૦ દીનશા મહેરવાને હાલ મેલ્યો છે. એમાંથી દોઢીયાંની કમાણી કરવાનો ખ્યાલ તો શેનોજ હોય? જે કાંઈ રકમ બધી ચોપડીઓ વેચતાં વધશે તે મી૦ દીનશાહ કોઈ લાયક ધર્મખાતાંને અર્પણ કરશે.

ભલા મી૦ દીનશાની આવી રૂડી કોશેશોમાં કોણ ખુશીથી શરીક નહીં થાય? એક શખ્સ ખીસે ગમે તેવોબી ગરીબ હોવા છતાં તે પોતાની નેકીથી ખુદાની નજરમાં કેટલો તવંગર હોઇ શકે છે તેનો આ સદગુણી, સાલેસ

ઈરાની ભાઇ એક જીવતો જાગતો દાખલો છે.

રોજ સહવારના ઉઠતાં ખુદાનું પાક નામ મ્હો ઉપર લઈ, કુસ્તી પાદીઆબ કરીને સઉથી પહેલું આ કામ કરજો :– તમારાં વાહલાં બચ્ચાંઓને ભેગાં કરી તેમની આગળ મોટેથી–ધીરેથી–એક નેક વીચાર વાંચી જજો. સો નસીહતો અને હઝાર વાયજીઓની તે ગરજ સારશે.

લા૦ સેવક,

**ફીરોઝશાહ જહાંગીર**

**મરઝબાન.**

પહેલી ચીઝોને સદા પહેલીજ મુકતા રહેજો! રમતની અગાઉ રંજ-ગમતની અગાઉ ફરજ-અને પોતાનાની અગાઉ પારકાને હરહંમેશ રહેવા દેજો! આ એક ઉત્તમ નીયમ છે કે જેથી તમે જીન હાર આડે મારગે જશો નહી. શરૂઆત સારી કરો—તેજ ફત્તેહને અડધે રસતે જઇ મળવા બરાબર છે. જે તાલીમબાઝ ખોટો "સ્ટાર્ટ" લે છે તે ઇનામ જીતતો નથી. જે વેપારી ખોટી શરૂઆત કરે છે તે બાઝે વખત કીરતી ગુમાવે છે. જે સચાઇનો શોધક મુળ મંડાણજ ખોટું કરે છે તે નેકીનું તાજ ગુમાવવાની ધાસ્તીમાં રહે છે. મનશની-ગવશની-કુનશની, ઉંચી અભીલાષા અને બીનસ્વાર્થી અંતકરણ અખ્તયાર કરો! બસ તેના જેવો અચછો "સ્ટાર્ટ" બીજો કોઇજ નથી. પછી બીજી બધી રૂડી ચીઝો તમારી પુઠે શાંતીતી અને સમાધાની સાથ દોરવાઇ આવશે; જીંદગી સાદી, સુંદર, શાંત અને સબકતી બની રહેશે!

માટે ભાગે એક ગુસ્સાવાળો આદમી પારકાંઓની ભુલ સુધારવા સઉથી વધારે આતુર હોય છે; પણ એક સ્યાનો આદમી ખુદ પોતાની ભુલ સુધારવા માટે તલબગાર રહે છે. જો કોઇબી ઇનશાનની ખાહેશ સારી જગતને સુધારવાની હોય તો તેને પ્રથમ ખુદ પોતાનામાં સુધારો કરીને શરૂઆત કરવી જોઇયે. પણ કામી તત્વોને નાબુદ કરવાથીજ કાંઇ એક આસામીનો સુધારો પુરો થઇ જતો નથી; તે તો માત્ર ખરા સુધારાની એક શરૂઆતજ છે. સાચ્ચો સુધારો ત્યારેજ હાંસલ થાય છે કે જયારે દરેક છાલકો વીચાર અને સ્વારથી મતલબને જેર કરવામાં આવે છે. સંપુર્ણ પાકીજગી અને ડાહપણ મેળવવા આગમજ એક પ્રકારની અંગત-ગુલામગીરી અથવા ખુરઆઇ ઉપર આપણુને જીત મેળવવાની છે.

ઉમેદની પાંખો ઉપર ઇનશાન આ ખાકી જગતમાંથી મીનોઇ બેહેસ્તમાં ચઢી શકે છે, અજ્ઞાનપણામાંથી જ્ઞાનીપણામાં જાય છે; નીચેના અંધકારમાંથી ઉપરનાં ઉજાસમાં પસાર થાય છે. તે વગર માનવી એક જમીન ઉપર રસડાતું ફાની, હવસી, અભણ, હોશ વગરનું એક જનાવરજ રહે છે.

જયાં ત્રુલીક એક ઇનશાનને જનાવરના હવશી આચારવીચારો પસંદ પડતા રહે છે તયાં ત્રુલીક તે માનવી કાંઇ મોતેબર ઉમીદ રાખી શકતો નથી: ટુંક મુદત તેને સંતોષ મળે છે ખરો–પણુ જયારે આ હલકી લાગણીઓનો મીઠાસ કડવાસમાં બદલાઇ જશે તયારે એ આસામી પોતાની શરમીંદગીમાં ઉંચ પ્રકારની ચીજો માટે વીચાર કરવા માંડે છે. ખાકી ફાની મજા-હથી જયારે તે વીખુરો પડે છે ત્યારે તે મીનોઇ મજાહની ઉમીદ ધરાવે છે. જયારે ગલીચાનો અં-જામ ગીરફતારીમાં આવે છે તયા-રેજ સ્વચ્છતાની શોધ જાગે છે. સાચી અભીલાષા, પશ્ચાતાપની ખાખમાંથી ઇજીપશીયન ફીનીક્ષની માફક પ્રગટે છે–પણુ તેની જબરદસ્ત પાંખોની ઉપર ઇનશાન બેહશતોના બેહેશતમાં પહોંચી શકે છે. ઉમીદ વાળો માનવી શાંતી તરફ જવાના મારગમાં દાખલ થઇ ચુકેલો છે—જો તે થોભતો નથી યા પાછો ફરતો નથી તો ચોકસ પોતાના ધારેલાં મુકામે પુગી શકે છે. જો તે બેહેશતની કલપના હરહમેશ પોતાના મન આગળ ધરતોજ રહે તો જરૂરજ તે બેહેશતરૂપ હાલતે પુગયા વીના રહેતો નથી.

• જેટલી એક ઇનશાનની ઉંચી અભીલાશાઓ હશે તેટલો તે ઉંચી સપાટીએ પુગશે. તે પોતે શું થવાનો હાંફરો રાખે છે તેની ઉપરથી તે પોતે શું થવાને સામરથવાન છે તેનું માપ મળશે. તમારાં મનને અમુક દીશાએ મુકરર કરશો તો તે દીશાએ તમારી ફતેહનો પાયો તમે રચી દેશો. જો એક આસામી સઘળી હલકી ચીજો જાણી તથા અનુભવી શકે છે તો તેજ પ્રમાણે તે સઘળી ઉતમ ચીજોખી અનુભવી તથા જાણી શકવાને કામીલ છે. તે જેમ આદમ જાત બનયા છે તેમજ તે ફરેસ્તા ઇ બનવાને લાયક છે, મનને ઉંચી અને નેક દીશાઓમાં દોરવવું બસ એજ એકલું જરૂરી અને મુખ્ય કામ છે.

ગંદકી—એ ગૌર કરન રના ગલીચ વીચારોના અંજામ સીવાય બીજું શું છે? સ્વચ્છતા—એ દરયાફત કરનારના નેક વીચારનાં પરીણામ સીવાય બીજું શું છે! તમારા તુરંગો કોઇ પારકાના ભેજામાં બરપા થતા નથી. દરેક માનવી સ્વચ્છ કે અસ્વચ્છ હોવા માટે ખુદ એકલો પોતેજ જોખમદાર છે. ઉંચી ઉમીદોવાળો માણસ પોતાની સમક્ષ બીનાઇની મોતેબરીનો માર્ગ ખુલ્લો જોઇ શકે છે, અને સેવટની શાંતીનો અત્યારથીજ તેના જીગરમાં કાંઇ ભાસ આવી શકે છે.

બેહેસ્તનો દરવાજો સદા ખુલ્લો છે, અને તેમાં દાખલ થવાનું યા દાખલ થતાં અટકવાનું દરેક આદમીની એકલાની રાજીખુશી યા શકતી ઉપરજ રહેલું છે. કોઇ બાહેરની મરજી યા શકતી તેના બાબમાં કામ કરતી નથી. પણ જ્યાં સુધી એક ઇનશાન દોજખની મોહીની આથી વંશ થયલો હોય છે—જ્યાં સુધી તે ગુનાહ અને ગમીમાં ગીરફતાર છે—ત્યાં સુધી તે બેહેસ્તના અમલમાં દાખલ થઇ શકતોજ નથી.

પાપ અને પાયમાલીની જીંદગી કરતાં એક વધારે મોટી, વધારે બુલંદ, વધારે નેક, વધારે ખુદાઇ હયાતી મોજુદ છે. ગુન્હાહ અને ગમખારી આ જગતમાં બહુજ સાધારણ છે; તેમાં લગભગ સરવે કોઇ ડુબેલું છે. જે ખરેખરી ખુદાઇ હયાતી છે તે બુરાઇની ઉપર ફતેહ મેળવવામાં—બદીની ઉપર જીત પામવામાં-સમાયલી છે. તેજ ખરી ડાહપણભરી અને સુખી, નેકીવંતી અને શાંતીભરી, સદગુણી અને સુલેહભરી જીંદગી છે. આ જાતની હયાતી તમે હમણાજ શોધી શકશો અને તે હમણાજ ભોગવી શકશો. જે માણસ એવી જીંદગી જુગવી શકયા તે ચાલુ થતા ફેરફારમાં આસ્તવાર, બેચેનીમાં નીરાંતભરયો અને ચોમેરના તુફાનમાં શાંતીભરયો રહે છે.

જેમ એક ઉમંગી કામદાર માણસ મુશ્કેલીઓથી ડરી જતો નથી, પણ તેઓને કેવી રીતે જેર કરવી તેનો અભ્યાસ કરે છે—તેમ નીત્ય રોજ અભીલાશાઓ ધરાવતો એક આદમી લાલચોને આધીન થઇ કચડાઇ જતો નથી, પરંતુ પોતાના મનને મજબુત કેમ કરવું તેનો દરયાફત કરતોજ રહે છે. લાલચ બતાવનારો આસામી હીચકારો હોય છે; તે હંમેશા નબળી અને બચાવ વગરની દીશા એથી અંદર ઘુસવા માંગે છે. જેવી ધનશાનને લલચાવવામાં આવતો હોય તેણે પુર અંદેશાથી ખ્યાલ કરવો જોઇયે કે લાલચ કઇ જાતની છે અને તેનો ખરો અર્થ શું છે? જ્યાં સુધી તમે લાલચને તેના ખરાં રૂપમાં પીછાણી શકો નહીં ત્યાં સુધી તમે તેને જેર કરી શકો નહીં. મોહ માયાને અંકોશમાં રાખવા જે કોઇ માંગતું હોય તેણે સમજવું જોઇયે કે લાલચ કેમ તેની પોતાનીજ ગફલતીના અંધકારને લીધે અને તેની પોતાનીજ અજ્ઞાનતાને પ્રતાપે પેદા થાય છે. તે આદમીએ અંતરનો અભ્યાસ કરી, પાકટ વીચાર કરી, પોતાની આ અજ્ઞાનતાનો કાળાસ દુર કરી નાખવો જોઇયે છે તથા પોતાની ગફલતીના અંધકારને ઠેકાણે સચ્ચાઇનો ઉજાસ ફેલાવવો જોઇયે છે. સચ્ચાઇને પીછાણવા માંગતા હોવ તો ખુદ પહેલાં તમો પોતાને પીછાણતાં શીખો. અંતરનું જ્ઞાન મેળવો અને તમને સ્વતાની જય માટે એક મોતબર હથીયાર જડશે.

## તા૦ ૨૭ મી માર્ચ.

ઉંચ જીંદગીએ પહોંચવા થાહ્‌ કાંઇ ને કાંઇ પાછળ અને નીચે મેલી જવું જોઇએ છે. હલકી ચીજોનો ભોગ આપવાથીજ ઉંચ જીંદગીએ પહોંચી શકાય છે. બદી તજવાથીજ નેક થવાય છે. અજ્ઞાનપણાનો નાશ કરવાથીજ જ્ઞાન પ્રાપત કરી શકાય છે. દરેક ચીજ તમે હાથ કરો તે માટે તમોને કાંઇ ને કાંઇ કીંમત આપવી પડે છે. અને તે કીંમતની પણ "પઇએ પઇ પગાર કરવી જોઇએ." દરેક જાનવર—દરેક જીવડો એવી કાંઇ બક્ષીસ કે શકતી ધરાવે છે કે જે ઇનસાને પોતાની ઉંચ સ્થીતીએ પહોંચતાં તજી દીધેલી હોય છે—જે તેણે કાંઇક ઉંચ બક્ષીશ કે શકતીના અવેજમાં બદલી લીધી છે. જુની એકલપેટી રાહરીતીને વળગી રહેવાથી મહાન ભલા પુરૂષો શું ખોહી દે છે? દરેક નમ્રભોગની પછ્‌વાડે પાંખવાળો એક ફરેસ્તો આપણે માટે પોભતો ઉભેલો હોય છે કે જે આપણને જ્ઞાન અને ડાહપણના શીખરે પહોંચાડવાને તઇયાર છે. જેણે ઉંચ જીંદગી પ્રાપત કરી હોય તેણે પાછળ કદમ ભરવા સામે સાવચેત રહેવું. નહાના નહાના કામ કરતી વખતે પણ બહુજ સંભાળ રાખવી; અને પાપમાં સપડાવા સામે મજબુત બાથ બીડવી.

માણસાઇ જીંદગીની તમામ ચીત્ર વીચીત્ર રોકાણોનું મુળ જોશો તો તે મનુશય માત્રના હરૂદયમાં છે; આદમના અંતઃકરણમાંથીજ તેની સઘળી હીલચાલોને પુશટી મળે છે. આ જગતની સઘળી બદબખતીઓ અને સરવે ખુશબખતીઓ ઇનશાન જાતની હઇયાતીના જાહેર ઉદયોગીપણામાં વાસો કરતી નથી-તેઓ જીગરની અને મનશકતીની બાતેનની ચલવલોમાં વસે છે. માનવી જાતની ચાલચલણુથીજ દરેક બાહેરના તેના કામ કાજોને પોશણ મળે છે.

જે આસામી પોતાની ભુલો અને ખોડખાપણોને પ્રગટ થયલી યા જાહેર થયલી જોવાનું સાંખી શકતો નથી-પણ ઓરખી તેઓને ઢાંકી નાખવાને કોશીશ કરે છે-તે આસામી રાસ્તીના મોતેબર રાહ ઉપર ચાલવાને લાયક નથી. લાલચ સામે ટક્કર ઝીલવાને-મોહ માયા ઉપર જીત મેળવવાને-તેનું ખમીરજ નથી. જે ધણી ખુદ પોતાના હલકા ખવાસની સામે બેપીકર કમર કસવાને સામરથવાન નથી તે ધણી જાતીભાગનો ખડબચડો પહાડ ઓળગવાને અશકત હોય છે.

શીકસ્ત મળવે હારી ખાશો નહી. તમારી અમુક નીશફળતામાંથી કાંઇ ખાસ પ્રકારની મોટાઇ-કાંઇ આર જાતનું ડહાપણ-મેળવી શકાય એમ છે; અને તે મોટાઇ ભણી, તે ડહાપણની દીશાએ જેટલી મુસ્તકીમ રીતે અને જેટલી ઝડપથી તેમને તમારી નીશફળતાનો અનુભવ દોરવી લઇ જશે તેટલી ખાત્રી સાથ અને તેટલી ઉતાવળેજ્તમને બીજો કોઇબી શીક્ષાગુરૂ દોરવી શકનાર નથી. દરેક ગફલતી જે તમે કરો છો-દરેક ઠોકડ જે તમો ખાઓ છો-તેમાં એક ગંભીર અગતયતા નો બોધ સમાયલો છે: આ બોધ તમારે શોધી કાહડવાનીજ માત્ર ખોટી છે. જે શખસ એક દેખઇતા આફતકારક મામલામાં સમાયલો ફાયદો ખુંડી કહાડવાને વાંકો વળવા તઇયાર થયો તે શખસ હરેક બનાવમાં ફતેહમંદ બાહેર તરી નીકળશે; તે આસામી પોતાની શીકસ્તોને પાંખવાળા ઘોડાઓ તરીકે ઉપયોગમાં લઇ તેમની પીઠ ઉપર આયંદેની ફતેહ કાઠી ભણી સવારી કરી જશે.

મુરખ માણસો ખુદ પોતાની ભુલચુકો અને ગુનાહગારીઓ માટે પારકાંઓને દોશ દે છે; જો તમો સચાઇનાજ સેવક હોવ તો તમારી ગફલતીઓ માટે માત્ર તમો પોતાનેજ ઠપકો દેજો-તમારી પોતાની વરતણુકની સંપુરણ જોખમદારી તમે માન્ય રાખજો!

નવું રજુ થાય તે આગમજ જુનું દફે થવુંજ જોઇયે. નવો મેહલ એક અમુક જગ્યા ઉપર દેખાવ દઇ શકે તે અગાઉ ત્યાંનું પુરાણું ઝુપડું જમીનદોસ્ત થવુંજ જોઇયે. નવી સચ્ચાઇ પ્રવેશ કરી શકે તે પહેલાં અસલી ભુલનો નાશ થવોજ જોઇયે. માનવીનું નવું સ્વરૂપ જન્મ લઇ શકે તેની પ્રથમ તેનું જુનું સ્વરૂપ પડતું મેલાવુંજ જોઇયે. ગુસ્સો, અધીરાઇ, અદેખાઇ, ગરૂરી અને ગલીચીનું જુનું આદમી જ્યારે ફના થાય છે ત્યારેજ તેમની જગ્યા નરમાશ, સબુરી, મોહબત અને પાકી જગીનાં નવાં માણુસથી લેવાઇ શકાય છે. ગુનાહ અને ગમખારીની જુની જીંદગી ઉપર છેકો મારો—નેકી અને ખુશાલીની નવી હેયાતીનો સફો ખોલે. પછી દરેક ચીઝ જે અસલી અને એબ્બીયલ હશે તે પોતાની મેળે નવી અને ખુબસુરત બની જશે.

એજ નીયમ એખ્ત્યાર કરવામાં બેહસ્તનો તોશો છે—આત્માનો સેવટનો વાસો છે. એજ નીયમ જાવેદાનીના આશીરવાદનાં એક મુળ સમાન છે—હંમેશગીનાં સુખનો ભંડાર સમાન છે.

બાહેરથી વાજબી દેખાતા પણ લોકમતીથી વીખુટા પડતા ઘણાંક સુધારાઓને ખેદકારક નીશફળતા મળે છે તેનાં કારણનું મુળ જોઇશાતો એજ જડશે કે એવા સુધારાના હીમાયતીઓ ફક્ત સુધારો કરવાને ખાતરજ તેની પાછળ મંડે છે અને તેમ કરવા પછી અટકી જાય છે; આદમ જાતની આયંદેની સંપુર્ણતા ભણી દરેક સુધારો માંત્ર એકેકું પગઠયુંજ છે એમ તેઓ જોઇ શકતા નથી.

સઘળો સાચ્ચો સુધારો ખરેખરાં બાતેનમાંથી શરૂ થવો જોઇયે છે—તે એક બદલાયલાં જીગર અને બદલાયલી મન શક્તીમાંથી બરપા થવો જોઇયે છે. ચોક્કસ પ્રકારનો ખોરાક યા પીણું તમે તજી દો—અને એ રીતે ચોક્કસ બાહેરની આદતો તમે છોડતા જાઓ—એ અલબતાં ઘણી સારી અને જરૂરી શરૂઆતો છે. પણ તે માત્ર "શરૂઆતો"જ છે અને ત્યાંજ અટકી પડવું એ ખરી આત્મીક હૈયાતીની વાવટા કાઠીથી બહુ છેટે રહી જવા બરાબર છે. અંતકરણને સ્વચ્છ કરવામાં, મનશક્તીને દરૂસ્ત કરવામાં, અને સમજશક્તીને ખીલવવામાં ફાયદો છે—કેમ જે આપણે જાણયે છીય કે આજે જે એક ચીજની ખાસ જરૂર છે તે ચોખ્ખું થયલું અંતઃકરણ છે.

દુહાડાઓ હવે લંબાતા જાય છે. રોજબરોજ આફતાબ આસમાનમાં વધારે અને વધારે ચઢતો ચાલે છે—રોશની વધારે વખત ટકી રહે છે. તેજ મુજબ આપણે બી દીવસ પછી દીવસ ઉગતાં આપણી ચાલચલણ વધુ મજબુત બનાવી શકીયે એમ છે. રોજબરોજ આપણે સચાઇની રોશની ભણી આપણું અંતકરણ સેહેજ વધારે અને વધારે ઉઘાડવાને સામરથવાન છીયે. નેકીના સુર્યને આપણા મનમાં વધારે પ્રકાશીત કરવાને એ રીતે આપણે શકતીવાન છીયે. સુર્ય પોતે કાંઇ કદમાં કે તેજસ્વીપણામાં વધતો નથી—પણ પૃથ્વી તેની તરફ ઢળે છે, અને તેમ કરતાં વધુ પ્રકાશ મેળવે છે. સચાઇ અને ભલાઇની સર્વ સામગ્રી હવેજ આપણને માટે હાજર છે. રાસ્તી અને નેકીનો જથો કાંઇ આપણને માટે વધારે મોટો યા વધારે કમતી થતો નથી—પણ જેમ આપણે તેઓની દીશાએ ફરયે છીયે તેમ આપણે તેઓનો ઝળકાટ અને ઓની ખુબી વધારે અને વધારે પ્રમાણમાં, વધુ અને વધુ જોશ સાથ, પામયે છીયે.

જેમ એક કામદાર માણસ પોતાની હુનરમંદીની વસ્તુઓ બનાવવામાં ઓજારો સાથની રોજીંદી ખંતીલી પ્રાકટીસથી સંપુરણ કુશળતા મેળવે છે તેમ તમે પોતેબી સચાઇને માટે રોજીંદી અને ખંતીલી કોશેશ કરશો તો ભલાઇનાં કામો ઉપજાવવામાં તમે સંપુરણ કુશળતા મેળવશો.

અકેકો નવો દીવસ તે વખતના એ નવા જન્મ જેવો છે. તે તમો માટે નવી શરૂઆતો, નવા સંભવો, નવાં પરીણામો રજુ કરતો રહે છે. ગુજરી ગયલા જમાનાઓએ સેતારાઓને તેઓનાં ચક્રમાં ફરતા દીઠા છે—પણ આજનો તમારો દહાડો કોઇબી જમાનાએ જોયલો નથી. એ રોઝ એક નવોજ દેખાવ છે—એક નવીજ હસ્તી છે. એક નવી જ જીંદગીનું તે રણસીંગડું છે—અરે, નવા બંદોબસ્ત, નવાં સંસાર મંડળ, નવા જમાનાનું તે ચીન્હ છે. માનવી જાત માટે તે પોતાની સાથે નવી આશાઓ લેતો આવે છે, નવી તકો સાંધનો લાવે છે. નવો દહાડો ઉગતાં તમે એક નવા પુરૂષ—એક નવી ઓરત—બની શકો તેમ છે. એજ નવો રોઝ તમારે માટે નવી હૈયાતી, નવી કારકીદી, પુનર જન્મ સમાન થઇ પડે એ બનવા જોગ છે. જુના ભુતકાળની ભુલચુકોમાંથી નીશફળતાઓમાંથી ગમખારીઓમાંથી તમે કાયનાત અને મક્કમ ઠરાવ સાથે—નવા નેક વીચારોના રૂડા ઉમંગ સાથે—એક નવાંજ માણસ તરીકે જાગ્રત થવાને સામર્થવાન છો.

મન અને તનમાં પાક રહેજો. કામી મોજમજાહથી અલગ રહેજો. મગજને એકલપેટાઇથી નીરાળું રાખજો—અને ઉત્તમ પ્રકારની પવી ત્રાઇ સાથે જીંદગી જુગવજો.

૧રેક જાતની જય થવા પ્રથમ તઇયારીની એક મોસમ રજુ થાય છે. જેમ એક ફુલ કે એક પહાડ ચટ ને પટ ઢંગધડા વગર દેખાવ દઇ શકતાં નથી તેમ ફત્તેહખી તડ ને ફડ આવીને ઉભી રહેતી નથી. ફુલ-પહાડનીજ માફક જીતખી એક ઉગતા પ્રયોગની સેવટની પોઇન્ટ છે-અસર અને કારણોની હારમાળાનું આયંદેનું પરીણામ છે. ખાલી માત્ર ખાએશ રાખયાથી-એક જાદુઇ સુખન આચરવાથી-દુનયવી ફતેહ કાંઇ પેદા થનાર નથી. ચાલુ, નીયમીત અને રામબાણ ટાંકેલી કોશેશોથીજ તેને પેદા કરવી પડે છે. જે શખસ એવો ધખારો રાખતો હોય કે જયાં સુધી લાલચની ઘડી આવે નહી તયાં-તુલીક આતમીક જીત શરૂ થનારજ નથી તે શખસ આતમીક ફતેહ સંપાદન કરવાનોજ નથી. સર્વમીનોઇ જીત ફકત મોતેબર મનશ-નીના મુંગા કલાકમાંજ ઉપજાવી શકાય છે—નાના પાયાની જીતો પહેલાં મેળવવા પછીજ તે મોટી મહાન ફત્તેહ પામી શકાય છે. મોટી લાલચનો વખત તો તે લડાઇની સઉથી કટોકટ ઘડી છે—કે જે લડાઇની ફત્તેહ માટે આપણે લાંબી તઇયારીને પ્રતાપે તદન તઇઆર અને ઓસ્તવાર બની રહીયે છીયે.

જેમ વરસતો વરસાદ અનાજ અને ફળફળાદીના ભવીષ્યના પાક માટે જમીનને તઇયાર કરે છે, તેમ સંખ્યાબંધ દુઃખોનાં ઝાપટાં જીગર ઉપર તુટી પડયા કરવાથી તેને એક એવાં દાનાઇના પાક માટે તઇયાર અને નરમ બનાવી મેળે છે કે જે ડાહપણુ અંતકરણુને શાદ બનાવવા ઉપરાત મનને સંપુરણુ સ્થીતી ઉપર લાણૂ છે. જે પ્રમાણે સીહાવા દળાંઓ ધર્તી ઉપર કાળો પડછાયો પાંથરે છે ખરાં, પરંતુ તેને તેમ કરીને તાઝગીભરી ફળદરૂપ માત્ર કરે છે—તે ગીસાલ ગમીનાં વાદળાંઓ હરદય ઉપર એક ઓઠો નાખતાં માત્ર તેને કાંઇક વધારે ઉમદા ચીજો માટે તઇયાર બનાવે છે. ગમીનો અવસર–તે ખરો બંદગીનો અવસર છે. ગમખારીની ઘડી આવી પોંહચતાંજ છાલકી ઠઠાબાજી, હલકી મશકેરી, ઘાટકી નીંદા અલોપ થઇ જાય છે. વીપત્તીની વેળ રજુ થતાંજ દીલસોઝીથી હઇયું પોચું પડે છે, દુરઅંદેશીથી મગઝ માલદાર બને છે. રયાનપત–એ મુખ્ય કરીને મુસીબતથી આપણે શીખેલા પાઠોનું એક જાતનું સ્મરણ છે.

તમારી ગમખારી જાવેદાન ટકી રહેશે એમ વીચારશો નહી; તે એક વાદળાંની પેઠેજ વીખેરાઇ જશે.

નેક બાબદોમાં ગુંટાવાના કરતાં બીજું કશુંબી વધારે મોતેબર સુખ હસ્તી ધરાવતું જ નથી; નેક વીચારો નેક કામો—નેક ઉદયોગો—હરેક ભલી ચીઝોનો અંજામ આષીષમાંજ આવે છે. જે જીગર કે જે ઘરમાં ભલાઇએ પ્રવેશ કરેલો હોય છે ત્યાં બુરાઇ જીનહાર દાખલ થઇ શકતી નથી. જેમ પુરતા અને સાવચેત સંત્રીઓની ટુકડી દુશમનને દુરનો દુર રાખી શકે છે તેમ નેકીની પાસબાની તળે મેલ્લાયલું મન અસુખને પોતાથી આઘું ને આઘુંજ રાખી મેલે છે. બરાબર ચોકી પાહરા વગરના દરવાજા માંહેથીજ અસુખ અંદર પેવસ થઇ શકે છે. ત્યાં ખુદ દાખલ થવા પછીબી જો માંહે વસ્તો ભાડુત બુરાઇમાં ચકચુર થયલો હોતો નથી તો અસુખ ઝાઝું ફાવતું નથી. મનરનીમાં મશગુલ થાઓ; બુરા તુરંગોને બસ રહેવાજ ના દો; કુનશનીમાં ચકચુરહો; ખરાબ કામની બસ અડાસેજના જાઓ; હલકી અને શકમંદ રોકાણીમાં પડોજ ના; સઘળી ચીજોમાં માત્ર નેકીનોજ સ્ટાનડરડ જાળવો—એજ સર્વથી ઉત્તમ સુખનું સાચ્ચું સાધન છે.

. . .

પરીણામો માટે અંદેશામાં પડશો નહીં—ભવીષ્ય માટે ચીંતાતુર રહેશો નહી. તમારો મુખ્ય અંદેશો તમારી અંગત ખોડખામીના સંબંધમાં રાખજો—તે ખામીઓ દુર કેમ કરવી તે બાબેજ ચીંતા કરયા જજો. આટલી એક સાદી સાચ્ચી બીના જાણી લેજો: સાચ્ચી અને ખરી' બાબદનું પરીણામ જીનહાર ખોટારાંમાં આવતુંજ નથી. આજની ભલી ચીઝમાંથી ભવીષ્યની બુરી ચીઝ હરગેઝ જન્મ પામવાની નથી. તમે તમારાં કર્મો ના ધણી છો—પણ એ કર્મોના જે પરીણામો નીપજશે તેનાં તમો માલીક નથી. આજે તમે જે કામો કરશો તેથી આવતી કાલનું સુખ યા સંતાપ પેદા થશે. તેથી તમે આજે શું વીચારો છો અને શું કરો છો તેનીજ કાળજીમાં રહેજો—એ તમારા વીચારો અને કામોથી તમને શું મળશે તેની ખટરાત કરતા ના. જે શખસનાં કામો રૂડાં હશે તે શખ્સ પોતાના કામોના પરીણામો માટે નફકરોજ રહેશે અને કોઈબી જાતની ધાસ્તી યા ભવીષ્યની ખરાબીથી નીરાળોજ રહેશે.

બહારથી તોફાન ભલે ઉભાઇ નીકળે— પણ જો અંદરની શાંતી હશે, તો તે તોફાન આપણા ઉપર અસર કરી શકશે નહી. જેમ સળગેલા આતશની પનાહમાં રહેવાથી ગમે તેવાં સખ્ત તોફાન સામે સલામતી છે, તેમ આસપાસ જોકે સઘળું વાતાવરણ ટંટાફેસાદ તથા ગભરાટ અકરાટથી ઘેરાયલું હોય, તોપણ સચ્ચાઇનાં જ્ઞાનમાં જે અંતઃકરણ મક્કમ છે, તે તો શાંતીનેજ વળગી રહેશે. આદમીઓની તીક્ષણ વીરૂદ્ધતા અને દુન્યાની અશાંતી જયાં સુધી આપણે તેની અંદર સંડોવાઇ જતા નથી અને તેમાં હમશરીક થતા નથી, ત્યાં સુધી આપણને સખ્ત તથા અશાંત બનાવી શકતી નથી. જો આપણા અંતઃકરણમાં આપણે શાંતી ધરાવતા હોઇશું, તો બાહેરનું તોફાન માણસ જાતનાં અંતઃકરણોને નરમ બનાવવા અને માણસ જાતની મનશક્તીને ખીલવવા માટેનાં સુલેહ શાંતીનાં કામોમાં આપણી શાંતીને ઉંડી બનાવનારૂં, તેનાં મુલીયાં ઓર વધારે મક્કમ નાખનારૂં અને વધારે મોટાં પ્રમાણમાં તેને બહાર પાડનારૂં થઇ પડશે.

તેજ ખરો સુખી છે કે જેને કંઇબી ખોટાં કામો યાદ કરવાના નથી, કાંઇબી. પાપો વીસરી જવા ના નથી—અને જેનાં સ્વચ્છ અંતઃકરણમાં બીજા વીશે કંઇબી ભુંડો વીચાર ઘર કરી શકતો નથી અને ખીલી શકતો નથી.

# તા૦ ૧૦ મી એપ્રીલ.

જ્યારે એક તુફાન સમી જાય છે અને પાછી શાંતી પંથરાય છે. ત્યારે—જુવો—તમામ કુદરત જાણે ફરીથી તટાર થવા કેવી ખામોશીમાં થંબ થઇને ઉભી રહી જાય છે! સર્વ વસ્તુઓની આસપાસ એક જાતની ચુપ સમાધાની ફેલાય છે—ગોયા જીવ વગરની જીણુસોખી આ તૃપ્તીભરી આશાએશમાં શરીક બને છે. તેજ મુઆફેક એક આસામીના બાબમાંખી જો કાંઇ ઝનુની આતુરતા યા ઓચીંતા ગુસ્સાનો ઉભરો પ્રગટી નીકળે છે તો તે ખતમ થતાંજ તેના મન ઉપર કાંઇ વીચારવંત અંદેશો, એક શાંતીની ઘડી પંથરાઇ જાય છે—જેથી તેનું મગજ પાછું રાહે ઉપર આવે છે અને તે માણસ પછી હરેક ચીઝને તેનાં ખરાં રંગરૂપમાં, તેના ખરાં પ્રમાણમાં પીછાણી શકે છે. આવા શાંતીભર્યા વખ્તનો લાભ લેવામાં ખરૂં ડહાપણ છે—તેથી આપણા પોતાના સંબંધમાં આપણને વધારે સાચ્ચું જ્ઞાન મળે છે અને બીજાંઓને માટે આપણે વધારે દીલસોઝ અભીપ્રાય બાંધવાને સામર્થવાન થઇયે છીયે. સમાધાનીનો વખ્ત—તેજ આપણી દરૂસ્તીનો ખરો કલાક છે.

પોતાની મેળે ખાલી થઇ ગયલાં જીગરમાં પછી ખુશાલી ઉભરાય છે. એ ખુશાલી માત્ર શાંત માણસોને જ મળે છે—અને પવીત્ર માણસોનાં બાબમાં તો એ ખુશાલી રાજ કરે છે.

## તા૦ ૧૨ મી એપ્રીલ.

જ્યારે આંસુઓ ઝરતાં હોય અને જીગર જખ્મમાયલું હોય, ત્યારે સારી દુનયાની ગમીને યાદ કરજો. જ્યારે સંતાપનો ડુંગર જો તમારે સર તુટી પડેલો હોય ત્યારે ધ્યાન રાખજો કે સંતાપ દરેકને ફાળે આવે છે. કોઇ તેમાંથી છટકતું નથી. માનવી માત્રની જીંદગીમાં હસ્તી ભોગવતી એક જબ્બુન જબરદસ્ત બાબદ "ગમખારી" છે—અને તેને લીધેજ "દીનદારી" આજે એક જરૂરી બાબદ બની રહેલી છે. એવું વીચારશો નહીં કે તમારૂં દુઃખ એકલું તમનેજ મળેલું છે—અને તે નાહક તમને દેવામાં આવેલું છે. તમામ જગતને માટે નીરમાણ થયલાં સંકટનો તે માત્ર એક નાનો ભાગ છે. સંકટ—એ દરેકે દરેક જણનો સામાનય અનુભવ છે. આટલું ગોખી રાખીને ગમીના વખતમાં તમે નર માશ સાથ એક વધારે ઉંડા મહુઝબમાં ગુંથાઇ જજો, વધારે દીલસોઝીથી કામ લેજો, સરવે આદમીઓ અને જનાવરો ભણી વધારે મમતાથી વરતજો. ગમીના આવેશમાં તમે વધુ મોહબતવંતા અને વધુ શાંતીભરયા બનજો.

ખુબ જાણજો કે જે ચીઝ માટે તમે લાયક નહીં હશો તે ચીઝ તમારા બાબમાં જીનહાર બનવાની નથી—જેખી કાંઇ બને છે તે તમારાં ભલાંને માટેજ બને છે.

જેમ અંધકાર પછી રોશની આવે છે—જેમ તુફાન પછી શાંતી પંકરાય છે—તેમ દલગીરી પછી ખુશાલી આવે છે અને દરદ પછી આરામ આવે છે. ગમીનો અનુભવ મેળવયા પછી જે ઉંડું ડહાપણ ઉપજે છે તે પોતાની સાથે એક તરંહની વધારે પવીત્ર અને વધારે જાથુકની ખુશી લેતું આવે છે—કે જે ખુશાલી ગમગીનીની અગાઉ પ્રગટ થતી ઠાલી ઉશકેરણી કરતાં ઘણી વધારે ચઢીયાતી હોય છે. આપણી ઇંદ્રીઓની ઉતરતા કીસમની મજાહો અને આપણા આત્માની વધુ બુલંદ પ્રકારની ખુશાલીઓની વચ્ચે ગમખારીની એક અંધારી ખાડી મોજુદ છે; આ ખાડીમાંથી આપણ દરેક ખાકી જાત્રાળુઓને પસાર થવાનું છે; અને એક વાર ત્યાંથી પસાર થવા બાદ સ્વર્ગની શાદમાની, જાવેદાનીનો ઉમંગ આપણા સાથી બને છે. જેઓ આ ફાની દુનયામાંથી મીનો ઇ દુનયામાં જાત્રાએ જઇ ચુકયા છે તેઓ રાસ્તીના પ્રકાશીત મુખડા ઉપરથી ગમીનો કાળો બુરખો ઉંચકી શકયાં છે.

સુખમાં કે દુખમાં—મજાહમાં કે માહેતમમાં—જીતમાં કે હારમાં—ફતેહમાં કે નીશફળતામાં; દીન યકીન, ધંધા રોજગાર, યા સંજોગ સમયના સંબંધમાં; જીંદગીના દરેક સવાલો ના બાબમાં જે મુખ્ય ચીઝ આયંદે અસર કરે છે તે "કેરેક્ટર" છે. આદમ જાતના મનની વેળણુજ તે આદમની બાહેરની કારકીરદીના તમામ કારણો છુપાયલાં છે. કેરેક્ટર—ખાસ્યત—એજ દરેક બાબદનું કારણ છે તેમજ હરેક બાબદનું પરીણામખી છે. કેરકટરજ કાર્યો નીપજાવે છે—અને તે કાર્યોના પરીણામોબી પછી કેરકટરજ સેહવે છે. બેહશ્ત, દોજખ,—એ બધું કેરેક્ટરમાંજ સમાયલું છે. જે કેરેક્ટર અસ્વચ્છ અને કાતીલ હશે તે એક એવી જીંદગી જુગવશે કે જે જીંદગી માંથી ખરાં સુખ અને સુંદરતાનાં તત્વો બીલકુલ ગેરહાજર હશે. પણ એક ચોખ્ખી અને સદગુણી કેરેક્ટર એક સુખી અને સુંદર જીંદગી રજુ કરશે. જેવી તમે તમારી કેરેક્ટર રજુ કરશો તેવી તમારી જીંદગી પોતાનો આકાર પકડશે.

જ્યારે મુશકેલીઓ ઉભી થાય અને મુશીબતો ઉભાઇ જાય ત્યારે એમજ સમજજો કે તમારી મુઝવણ તમને કાંઇ વધારે ઉંડા દરીયારૂત માટે—કાંઇ વધારે જોરાવર પગલાં માટે જાગરૂત કરે છે., કોઇપણ બાબદનો તમારી ઉપર એવો તો હુમલો થશેજ નહી કે જે તમે સમાવી દેવાને સામરથવાન નહીજ હોવ. એવો એકપણ સવાલ તમને પજવશે નહી કે જે તમે ઉકેલી નહીજ શકો. તમારી તપાસ જેટલી વધારે મોટી હશે તેટલી તમારી સહનશક્તીની કસાટી વધારે થશે—અને તેટલાજ વધુ પ્રમાણમાં તમારી જીત સંપુરણ અને ફતેહમંદ લેખાશે. તમારી ગુંચવણની ભુલ ભુલામણી ગમેતેવીપણ આબડગુંચ-ડવાળી હોય તો શું થયું?—તમાંથી બાહેર પડવાનો હરહમેશ એક રસતો હશેજ. આ રસતો શોધી કહાડવા માટે તમને તમારી તમામ મનશક્તીને છેકના છેડા સુધી કસવી પડશે અને તેમ કરતાં તમારી સઘળી બાતનની ચબરાકી, ચપળાઇ અને ચતુરાઇના સાધનો પોતાની મેળે બાહેર પ્રગટ થશે. જે ચીજ તમારી ઉપર સરવોપરી થવાની ધમકી દેતી હોય તેને જ્યારે તમે તમારા આંકોશમાં લાવી શકશો તમારેજ તમને તમારાં નવાં મળેલાં કઉવત માટે હરખ ઉપજશે.

કોશીશો પછી કોશીશોની એક હારમાળાથીજ આપણે આગળ વધીયે છીયે. ચોક્કસ અમુક દીશાએ એ ચાલુ વારાફરતીની તઝવીજો કરવાથીજ આપણે મનનું કે તનનું જોર જમાવ કરી શકયે છીયે. મેહનત-જેહમત-બસ વારે ઘડી કરયાજ કરો, અને તમે કઉવત પામશો. આ કાયદાને આધીન થવાથીજ એક કસરતબાજ સખ્શ ઝડપના યા અંગબળ શકતીના અદભુત પ્રયોગો કરી શકવાને માટે તાલીમ પામે છે. જ્યારે આ જેહમત મગજ શકતીની દીશાએ હોય છે ત્યારે તેનાં પરીણામમાં અસાધારણ બાહોશી યા કુશળતા નીપજે છે. જ્યારે આ જેહમત આત્મીક દીશાએ હોય છે ત્યારે તેનાં પરીણામમાં ડહાપણ અથવા જીગરની મોટાઈ બરપા થાય છે. જ્યારે સંજોગો આપણને વધારે જનુન કોશીશો કરવા માટે-વધારે લાંબી જેહમતો ઉઠાવવા માટે-ફરજ પાડે ત્યારે આપણને વીલાપ કરવો ઘટારત નથી. જે મનમાં બુરાઈ હોય તેજ મન કુદરતના બનતા બનાવોને બુરા માને છે. જે મન તકદીરના બનાવોથી મળતી તાલીમને ફાયદામંદ સમજે છે તે મનને હરેક બનાવ ભલોજ દેખાય છે.

ચોક્કસ આપદાઓ ટાળવા ને ખોજે ઉપાયો તરીકે જો તમે ના હીમતપણું, ચીંતા, મુંઝવણ અને ચીરડાઉપણું કામે લગાડતા જશો તો તમે તમારી નેમમાં કદીબી ફાવવાના નથી. તેથીતો ઓરબી કાંઈક વધુ જંજાલ્યતો તમારી ખુશી બતોમાં ઉમેરાશે—કે જે ખુશીબતોથી જ તમે ચીરડાઉ, ચીંતાતુર, ના હીમત, બેકરાર બનો છો. જો તમને તમારી જીંદગી કોઈબી દરજ્જે ઉપયોગી અને સુખી બનાવવીજ હોય તો તમને તમારો જીવ શાંત અને સ્થીર રાખવોજ પડશે. જે આદમીનો ખવાસ સહેજમાં ચસ્કી જવા યા જરાક જરાકમાં અકળાઇ જવા ના પાકે છે તે આદમીને પજવવા આવતી નજીવી બાબદો—બલ્કે મોટી મુશ્કેલીઓ વટીક—ઝટ વારમાં પીગળી જાય છે અને નાબુદ થઇ જાય છે. અંગત મતલબો, ઇચ્છાઓ, યોજનાઓ, અને ગમતોને હંમેશાં અટકણો, ખટકણો અને ઉલટ જવાબો તો મળવાનાજ—અને આ જાતની શીકસ્તોના સંજોગો સામે કેમ શાંત મને અને ડાહાપણથી સરોબર ઉભા રહેવું તે જો આપણે એકવાર શીખશું તોજ આપણને આપણાં અંતરમાં ખરૂં અને જાયકનું સુખ જડશે.

# તા૦ ૧૯ મી એપ્રીલ.

ખરૂં સુખ મનની ચોક્કસ આદતોમાં, બલકે મગજની ખાસયતોમાં સમાયલું હોય છે—જડવાદી ચીજોની માલિકીમાં વા સંજોગોનાં ચોક્કસ મેળાપોમાં સમાયલું હોતું નથી; આ બીના જ્યારે આપણે જાણીને સમજી શકયે છીયે ત્યારે આપણે અક્કલમંદ બન્યે છીયે. એક માણસને જો ફક્ત આ અથવા પેલી ચીઝ મળે, સેહજ વધારે પૈસા મળે, જરીક વધુ ફુરસદ મળે, ફલાણા ફલાણા સખ્શની કાબેલ્યાત મળે કે ફલાણા ચીનાને મળતી બધી તકો મળે, અથવા કોઇ વધારે સારા મીત્રો મળે કે વધારે લાભકારક આજુબાજુની હાલત થવા પામે—તોજ તે માણસ સંપુરણ અયષ સાથ સુખી થઇ જાય એમ માનવું એ આપણા લોકની એક સાધારણ ગફલતી છે. અફસોસ! આવી તકલીદી બાહેરીઓમાંજ અસંતોષ અને કંગાલ્યત વાસો કરે છે. જો તમારાં અંતરમાં સુખ અત્યાર આગમચનું તમને જડયું નહીંજ હોય તો બાહેરથી તે તમને જીનહાર મળનાર નથી. એક અક્કલમંદ ભેજાંવાળા માનવીનું સુખ ગમે તેવીબી દરેક મુસીબતો સામે ટકી શકે છે.

## તા૦ ૨૦ મી એપ્રીલ.

કુદરતમાં ધીરજનો એક કેવો અપાર ભંડાર સમાયલો છે તેની ઉપર દરયાફત કરો—તમને તેથી ફાયદો થશે. પોતાની મંજલનું ચક્કર પુરૂં કરતાં એક ધુમકેતુ કદાપી એક હઝાર વર્ષ લેશે; જમીન પીગળાવી નાખી ત્યાં પંઠરાઇ જવા માટે દરીયો કદાપી દશ હઝાર વર્ષ લગાડશે; આદમજાતનું સંપુર્ણ પ્રગટીકરણ પુરૂં થતાં કદાપી લાખ્ખો વર્ષો વહી જશે. એ વીચારથીજ બસ આપણી એક કલાક કે એક દહાડા માટેની નજીવી બાબદો સંબંધી દોડાદોડી, ધાંધલ, અસંતોષ, નાસીપાસીઓ અને હસ્વાજોગ અભીમાની માટે આપણને શરમીંદગી ઉપજવી જોઇયે. સબુરીથી મોટામાં મોટી ચઢતી પામી શકાય છે—સઉથી બુલંદ ઉપ્યાગી પણું પ્રાપ્ત કરી શકાય છે—સરવેથી મોતેબર શાંતી ઉપજાવી શકાય છે. ધીરજ વગર જીંદગાંની ઘણુંક દંરજજે કમજોર અને રસકસ વીનાની થઇ પડશે—તેની મજાહ માટે ભાગે નાશ પામશે. "તેથી નીયમીત મક્કમપણાંથી તમે તમારી ફતેહનો કોટ ઉભો કરજો."

# તા૦ ૨૧ મી એપ્રીલ.

આજનો દીવસ સરદ અને ગમગીન હોય તેથી કાંઇ નાસીપાસ થવાનું છે? ગરમ અને ઝળકાટ ભરયા દીવસો આવવાના છે તે શું આપણ જાણતા નથી? અતયારથી જ પક્ષીઓએ ગાણા ગાવાની શરૂઆત કરી છે, અને તેમના મધુર કંઠમાંથી નીકળતા સુરીલા સ્વરો વસંતના નવા બહારની આમદની બસારત કરે છે, અને ઉનાળાની રૂતુ, જે આજના ગમગીન દીવસના ગરભમાં બીજરૂપ પોઢેલી છે તેના આવતા જનમની આગાહી કરી રહયાં છે, અને તેના પુખ્ત ઉધરભાવની ખાતરી આપે છે. કાંઇ પણ કોશેશ કરશો તે વયરથ જશેનહી. તમારી સઘળી ઉમેદો અભીલાશાઓ નો બહાર નજદીક છે—ઘણીજ નજદીક છે, અને તમારાં બીનઓકલપેટાં કામોનાં ફળ તમોને મળ્યા વગર રહેનાર નથી.

આંપસ્વાર્થે દુર થશે, અને સચાઇ તેની જગ્યા લેશે.

નહીં બદલાતો—નહીં દેખાતો પરમાતમા મારા દીલમાં વાસો કરશે. તે મારૂં અંતકરણ સાફ કરશે.

ખરાં અંતઃકરણની કોશિશથી તમારાં અંતરની તપાસ કરો અને જાણી લ્યો—માત્ર એક "થીઅર" તરીકે નહીં, પણ ચોક્કસ માહીતી તરીકે પીછાની લ્યો—કે આ દુનયાની બુરાઇ બીલકુલ ક્ષણભંગુર બાબદ છે, માત્ર એક આપસી મેળે બરપા થયલો શીહા ઓળો છે. માની લ્યો કે તમારી સઘળી બેકરારી, ગમખારી, આફત ગુઝારી એક અચુક અને તદન સંપુરણ કાયદાના પ્રતાપેજ તમને ફાળે આવ્યાં છે; તે બધું તમને સહન કરવું પડે છે કેમજે તમે તે માટે લાયક ઠરયા છો અને તમને તેની જરૂર છે. પ્રથમ એ ચીઝોને સહન કરવાથી અને પાછળથી તે સરવેને સમજતા થવાથી તમે વધારે મજબુત, વધારે રયાના અને વધારે નેક બની શકશો. જ્યારે તમને આ બીનાનો પુરેપુરો ખ્યાલ આવી જશે ત્યારેજ તમે તમારા પોતાના સંજોગોને આકાર આપવાની સ્થીતીમાં મેલાશો—ત્યારેજ તમને બુરાઇમાંથી ભલાઇ શોધી કહાડતાં આવડશે—અને ત્યારેજ તમે એક કુશળ હાથે,તમારી તકદીરની સાંકળ ગુંઠવાને સામર્થવાન થશો.

આપો મને કહો કે તમે વારે ઘડીએ અને ધ્યાન દઇને શાનો વીચાર કરો છો; તમારા એકાંત વખતમાં કઇ બાબત તરફ તમારૂં દીલ કુદરતી રીતે ખેંચાય છે? અને તે ઉપરથી હું તમોને કહી શકીશ કે તમો દુખ યા શાંતીના કયાં મથક તરફ મંઝીલ કાપો છો—તમો ઇશ્વરી ગુણો તરફ આગળ વધો છો કે હેવાનયત તરફ ધળો છો. આદમીની અનીવારય વલણ એજ હોય છે કે જે તે મનમા ઝાઝુ વમાસે છે તેને મળતી ખાસીયતનો તે બને છે. માટે તમારા વીચારોની ઉંચ મનોવરૂતી જાળવજો અને તેને નીચા હલકી પંકતીએ ઉતરવા દેતા ના; તેમ કરશો તો દરેક ઉંચ વીચાર તમોને ઉંચ સ્થીતીએ પુગાડશે. તમારા વીચારો સ્વચ્છ રાખજો—તેમાં સ્વારથી લાગણીનો ભેળ થવા દેતા ના. સ્વચ્છ વીચારની બરકતથીજ તમારૂં હઇડું સ્વચ્છ થશે અને તે સચાઇની નજદીકમાં ખેંચાયું જશે; અને તે ભુલભરયા મારગ તરફ ઘસડાતું બચશે.

# તા૦ ૨૪ મી એપ્રીલ.

અગરજો તમે સ્થાનપત માટે, શાંતી માટે, સરવો-તમ સ્વચ્છતા માટે અને સચ્ચાઇની સંપુરણ શોધ માટે પ્રારથના કરતા હોવ અને જો તમારી બંદગીમાં સમાતી ચીજો તમારેથી દુરજ રેહતી હોય તો તેનો અરથ એ થાય છે કે તમો ભકતીમાં એક બાબદને આગળ ધરો છે-પણ તમારા આચાર વીચારમાં અને તમારી વરતણુંકમાં કોઇ બીજીજ બાબદ મોજુદ છે. જો તમે આવી જાતની અણુધણુ સ્થીતીથી બાઝ આવો,-જો તમે આવી બાબદો(કે જેને એકલપેટાઇથી વળગી રહેતાં તમારી પ્રારથનાની ચોખ્ખી ઉતમ ઉમેદો બર આવતી નથી) તેને તમારાં મગજમાંથી હાંકી કહાડો,-જો તમે જે ચીઝને માટે નાલાયક હોવ તે ચીઝ સારૂં પરમેશ્વર પાસથી આરઝુ રાખવાનું તમે મોકુફ કરો,-જો જે પ્રેમ અને માયા તમે બીજાંઓ ઉપર રાખવા ના પાડો છો તે પ્રેમ અને માયા તમે ખુદા પાસથી ચાહવાનું બંધ કરો-પણ જો તમે સચ્ચાઇનાજ ખરા આવેશમાં તમારા વીચારો અને તમારા કામોને આકાર આપો-તો દીન ઉગતે તમારા મનની મુરાદો ફળતી જશે અને તમને તેનો કોઇ વાર જરૂર બદલો મળશે.

શું દુઃખ અને દલગીરીમાંથી છટકવાનો કોઇજ રસ્તો નથી? બુરાઇના બંધ તોડવા માટે શું કોઇજ ઇલાજ મોજુદ નથી? શું જાયુકનું સુખ અને હંમેશગીની શાંતી માત્ર એક મુરઝાઇભરયો સ્વપનોજ છે? નહી—બેશક એક રસ્તો છે! હું "આજ તથા 'કાલ"ને માટેજ બોલતો નથી—હું "સદાને" માટે બોલું છું. એક નુસ્કો ખરેજ મોજુદ છે કે જેથી દરેક વીરૂધ સ્થીતી અથવા વીરોધી સંજોગ જાવેદાની માટે બાજુએ હડસેલાઇ શકાય છે. એક ચોકસ રૂઢી એવી છે કે જેથી તમે વગર ખટકણની—ચગર અટકણની—શાંતી અને સુખાકારી પ્રાપત કરી શકશો. આ મહાન નેમ તમો પામો તે માટેના રસ્તાની શરૂઆત એજ છે કે બદીની પુરી ખસલત તમો બરાબર પુરેપુરી સમજતા થાઓ. બુરાઇથી તમો બાઝ આવો યા બુરાઇથી તમો દુર નાહસો, તેજ માત્ર પુરતું નથી—"બુરાઇ" એ ખરેખર શું ચીજ છે તે તમારે સમજવુંજ જોઇયે.

બદીને જો એકવાર બરાબર પીછાણુવામાં આવે તો તે શરૂપટીમાં એક જાતની અણુહદ શક્તી યા ધોરણુ તરીકે તમને નજરે પડશે નહી; તે માનવી માત્રના અનુભવોનો એક ક્ષણુભંગુર સફો તમને માલમ પડશે—કે જેનો અભ્યાસ કરનારાઓને માટે તો તે એક શીક્ષાગુરૂ થઇ પડે છે. તમારા પોતાના અંગત ખુદની બાહેરની કાંઇ ખ્યાલી ચીઝ તરીકે ખુરાઇને લેખશો નહી—તે તમારાં પોતાના અંતરમાં બરપા થતો એક અનુભવ છે. તમારાં જીગરના બાતેનને ખીરજથી તપાસો અને સુધારશો તો તમને રફતે રફતે બદીની ખાસ્યત અને મુળ જડતું જશે—અને તેથી આયંદે એ નાશવંત ચીઝ ત્યાંથી સદાબરી જરૂરજ નાબુદ થશે. જગતમાં એકબી એવી બદી નથી કે જે અજ્ઞાનપણાનું પરીણામ નહી હોય. શરૂપટીમાં એકબી એવી ખુરાઇ નથી કે જેની ઉપરથી ધડો લેવા આપણુ તઇયાર અને તલબગાર થઇયે તો તે આપણુને ઉંચાં ડહાપણુ ભણી દોરવી નહી લઇ જાય અને પછી પોતાની મેળે પોતે દફે નહી થઇ જાય.

તમે ચોક્કસ ખાત્રીપુર્વક જે કાંઇ જાણો છો તે તમારા અનુભવમાં સમાયલું છે. હવે પછી તમે જેખી કાંઇ જાણશો તે અનુભવનાજ દરવાજામાંથી પસાર થશે–અને તે રીતે તમારા પોતાના અંગનો એક ભાગ બનશે. તમારા વીચારો, તમારી અભીલાશાઓ અને તમારી ઉમેદોથીજ તમારી દુનયા બને છે. ખુબસુરતી, મોજમજાહ તથા સુખની જગતમાં અથંગ બદસુરતી, ગમખારી તથા દુઃખની દુનયામાં જેખી કાંઇ મોજુદ છે તે તમારા પોતાનામાંજ સમાયલું માની લેજો. તમારા પોતાના વીચારોથીજ તમે તમારી જીંદગી, તમારી દુનયા, તમારી સ્રષ્ટી પેદા કરો છો યા ફના કરોછો. વીચારના બળથી જેવો તમે અંતરનો અમલો રચો છો, તેવો તમારી જાહેરની કારકીર્દી અને સંજોગો આકાર લેતાં જાય છે. તમારાં જીગરના છેક બાતેનમાં જેખી તમે સંગ્રહી રાખશો તે મોડે વહેલે, "રીફ્લેક્શન"ના અચુક કાયદાને અનુસરી તમારી બાહેરની જીંદગીના કોઇક રૂપમાં પ્રગટી નીકળવા વીના રહેવાનું નથી.

## તા૦ ૨૯ મી એપ્રીલ.

જે શખ્સ પોતાના અંગત-સ્વાર્થને વળગીજ રહે છે તે ખુદનો પોતાનો દુશમન છે, અને તેની આસપાસ દુશમનો ફરી વળેલા રહે છે. જે આદમી પોતાના અંગત સ્વાર્થ તજી દે છે તે ખુદનો પોતાનો રક્ષક બને છે અને તેની ચોમેર મીત્રોનું એક રક્ષણરૂપી કુંડાળું ફરી વળે છે. સ્વચ્છ અંતઃકરણના ઇશ્વરી પ્રકાશ આગળ તમામ અંધકાર દુર થઇ જાય છે—સઘળાં વાંદળાં વીખેરાઇ જાય છે. જેણે અંગત સ્વાર્થ જીત્યો તેણે કુલ જેહાન જીતી એમ સમજી લેજો. ત્યારે તમારી તંગદસ્તીમાંથી બાહેર આવો—તમારા દરદમાંથી બાહેર નીકળો; **તમારા ખુદ પોતાનામાંથી બાહેર નીકળી** તમે તમારી જંજાળોમાંથી, તમારા હાય અફસોસમાંથી, તમારી ફરીયાદોમાંથી, તમારાં જીગરના જળાપામાંથી અને તમારી એક લવાઇ સ્થીતીમાંથી બાહેર આવો. તમારી તુચ્છ એકલપેટાઇનું પુરાણું ફાટુંતુટું પેહરણ તમારાં શરીરપરથી સરી પડવા દો; સાર્વજનીક પ્યારનો નવો અંગરખો ઓઢો. પછીજ તમને બાતેનના બેહેસ્તનો કોઇ ખ્યાલ ઉપજશે—અને તે ખ્યાલ તમારી બાહેરની જીંદગાનીમાં પ્રગટી નીકળશે.

જ્યારે આપણા તુરંગોનો રોહ કુદરતના મહાન અચળ કાયદાને અનુસરતી રીતે દોરવાય છે ત્યારે તે દરેક પ્રકારે આપણી જીંદગી માં કાર્યસાધક અને રક્ષણકર્તા થઇ પડે છે; પરંતુ જ્યારે એજ આપણા વીચારોનો પ્રવાહ અષોઇના સર્વશકતીમાન નીયમથી ઉલટીજ દીશાએ વળણ લે છે ત્યારે તે જીવણનાં એકત્ર તતવોને વીખુટાં પાડનારો અને નાશવંતો થઇ પડે છે. નેકીની બુલંદી અને માતેબરી બાબે એક જાતનો સંપુર્ણ અને કદીબી નહી ડગમગે એવો વીશવાસ રાખી તમારા સઘળાં વીચારો તેના પ્રમાણમાં ગોઠવતા જવું હોય તો નેકીની પનાહ તળેજ સદા ચાલતા રહો અને તમામ પ્રકારની બદીને કેમ પીછાણવી તથા કેમ નાબુદ કરવી તે તમારા જીવ સાથ સમજતા થાઓ. પકી-નદારીથી ચાલો—અને તમને અલવળ પોંહચશે નહી. મુકતીનો ખરો ખુલાસો એમાંજ છે. બુરાઇના અંધકારમાંથી—બુરાઇની ફના-માથી—મુકતી એજ રીતે મળે છે અને અમરકાળની અષોઇના રોશન પ્રકાશને પોંહચી શકાય છે.

એવી એકપણ મુશકેલી નથી કે જે શાંત અને જોરમંદ વીચાર શક્તીના એકાગ્રતાથી આંકોશમાં લાવી નહીંજ શકાય; એવી એકપણ વાજબી અને વાસ્તવીક તમારી મકસદ હોઇ શકેજ નહીં કે જે તમે તમારાં આત્મીક બળને સમજદારીથી વાપરો તોયે તમો હાર પાડી શકો નહીં. જયાં સુધી તમે તમારા પોતાનાં અંતરના ખવાસનો બારીકીથી અને ઉંડાણથી અભ્યાસ કરો નહી—અને ત્યાં ફટકતા કેટલાક દુશમનોને તમે મારી હઠાવો નહીં—ત્યાં સુધી વીચારની અણુદીઠ શક્તીનું, વીચારને જડવાદી બાહેરની વસ્તુઓ સાથેનો અચુક સંબંધ છે તેનું,—અને વીચારને જયારે બરાબર સીધે રસ્તે દોરવવામાં આવે છે ત્યારે જીંદગીના સંજોગોને આકાર દેવામાં તે કેટલો જાદુઇભરી રીતે જોરાવર બને છે તેનું—તમને ભાણ આવી શકવાનું નથી. તમારો દરેક વીચાર એ ગોયા તમારી તરફથી બાહેર પાડવામાં આવતાં બળનું એક કીરણ છે. જેટલા જોશથી અને જેવી ખાસીયત સહીત તમે તે વીચારને બાહેર પાડશો તે જ જોશ સાથ અને તેવીજ ખાસીયેતરૂપે તે કે જે શામાં માણસો (કે જેઓ તે વીચાર ઉંચકી લેવા તઇયારં હશે તેઓ)ના મનમાં જઇને વાસો કરશે, અને પછી પાછો તે તમારી ઉપરજ આવડી તમારા લાભમાં ભલી યા બુરી અસર નીપજાવશે.

અગર તમારે સરવોપરી બળ ધરાવવું હોય—સામાના બળને વશ કરવું હોય તો સમતોલપણું અને શાંતીના ગુણ ખીલવવા જોઇયે. આપબળ ઉપર તમારે આધાર રાખવો જોઇએ. દરઢ મનની ચીવ 'ટાઇથીજ સઘળું બળ મેળવી શકાય છે. જુઓ પહાડ, કે બુલંદ ખડક, કે તોફાનો સામે ટકી રહેલું ઝાડ—એ સઘળાં આપણુને પોતાના બળનો ખયાલ આપે છે. તેઓ એકાંતમાં પોતાની બુલંદીરર મુસ્તાક રહી ઉભાં છે—તેઓ સામેથી આવતા હુમલાની કુચ્છ પરવાહ કરતાં નથી, જે તતવોને લીધે તેઓ બળવાન થયાં છે. બીજી તરફ જુઓ એકાદ ખસતું સ્ટેનડ, ઝાડની છુટી પડતી એક ડાળી, યા આમ તેમ ઝુલાયાં કરતાં પોકળ બરૂના સાંઠા—તે આપણુને નબ-ળાઇનો ખયાલ આપે છે, સબબ તે જંગમ છે, સામાના બળને તો ડવાની શકતી ધરાવતા નથી, અને તેઓને જો તેમના ગોઠયાઓથી છુટા પાડયાં તો તે તદન નકામા થઇ પડે છે. માટે તેજ એક મહા બળવાન આદમી ગણાય, કે જે જયારે તેના સઘળાં ગોઠયાઓ પોતાના મનોવીકારને લીધે યા ગુસ્સાના આવેશમાં એક તરફ દોરવાઇ જાય તયારે તે પોતે મગજને સમ-તોલ રાખીને ચીવટાઇથી મક્કમ રહી શાંતી જાળવી રાખે છે. ચીંચયારી-ઓ પાડનારા, બીહતા ધ્રુજતા, અવીચારી, કે નાની ચીજને મોટું રૂપ આપનારાઓને પોતાના ગોઠયાઓની સંફ શોધવા દો—નહી તો તઓ તરફના ટેકા વગર આ બાપડાઓ પડી ભાંગશે. પણ શાંત મનોવૃતીના, બીનદેહસત, વીચારવંત અને ગંભીર આદમીને એકાંતવાસ શોધ-વા દો અને તેઓ પોતાની સતાને વધુ બળવાન બનાવશે.

જો તમો ખરી આબાદી મેળવવા માંગતા હોવ, તો જેમ ઘણાઓ એવી દૃઢ માનમતા ધરાવતા થયા છે, તેમ તમો ખી ધરાવશો નહી કે તમો જે કાંઇ સાચું કરો છો, તે ખોટું નીવડશે. સચાઇના માતેબરપણા ઉપરની તમારી આસ્થા ઢાલી કરવાને "હરીફાઇ" બોલને વચે આવવા દેતા નહી. હરીફાઇના કાનુનો વીષે માણુસ શું કહે છે, તેની હું દરકાર કરતો નથી કારણ કે ફેરફાર વગરનો યાને અચલ કાયદો જે એક દીવસે તે સઘળાઓને તારાજ કરી મુકશે અને જેણે સચાઇથી ચાલનારા માણુસની જીંદગી તથા જીગરમાં હમણાંજ તારાજ કરવાને તે કાનુનો મુકેલા છે, તે કાયદો શું હું જાણુતો નથી! અને આ કાયદો જાણીતો હોવાથી હું ખલલ વગરની શાંતી સાથનાં સઘળાં અપ્રમાણીકપણા તરફ જોઉં છું, કારણકે તે કઇ ચોકસ ખાનાખરાબીને ફેજે પહોંચશે તે હું જાણું છું. જેઓ સચાઇના ધોરી મારગ ઉપરથી દુર નીકળી ગયા છે, તેઓ હરીફાઇ સામે પોતાનું રક્ષણુ કરે છે; જેઓ હમેશાં સચાઇથી ચાલે છે, તેઓને તેવાં રક્ષણુ માટે જંજાળ કરવાની જરૂર નથી.

ડાહપણવાળું મમતાળુ દીલ, કાંઇબી સતા ચલાવયા વગર, સામાને વશ કરે છે. જે આદમી ઉંચમાં ઉંચ તે સાહેબને તાબે થાય છે તેની સઘળા આસામીઓ ફરમાબરદારી કરે છે. તેનો એક બોલ પડયો કે જુઓ! તેના એક સાદા બોલ ઉપર ગોયા આખી દુનીયા નજર ટાંકી રહે છે—તેના ઉપર આધાર રાખે છે! તેણે પોતાના વીચારોને, અવીનાશી અને અજીત તત્વો સાથ મેળવી દીધા છે, અને તેવા આદમીને મનથી નખળાઇ કે ધચુપચુ મન જેવી ચીજજ નથી. તેનો દરેક વીચાર ચોકસ મતલબ ધરાવે છે, તેનું દરેક કામ ચોકસાઇથી બજા લવાય છે. તે પેલા 'મહાન કાદા'અનુસાર વરતેછે—તે પોતાની તુછ મરજીને તેની સામે થવા દેતો નથી, અને એ રીતે તે એક એવું સાધન બને છે કે જેની મારફત ખુદાઇ બળ વગર હરકતે અને લાભકારી રીતે ફેલાવો પામે છે. એ રીતે તે પોતેજ બળવાન થાય છે.

આત્મિક ચિંતન અને સ્વકાબુ એક બીજાથી છુટતાં નથી. તેથી તમારે ખુદ તમારા પોતા વિષે એવી રીતે ચિંતન કરવું કે જેથી તમો પોતે શું છો તે સમજી શકો, કારણ કે યાદ રાખવું કે તમારી મોટામાં મોટી મુંળ નેમ તમારી ભુલો શોધી કહાડી તે સદંતર દુર કરવાની છે, કે જેથી ખરૂં શું છે તે તેમને માલમ પડી આવે. તમારે તમારી મતલબ, વિચારો, કામો વિષે સ્વતાનેજ સવાલ કરવા અને તમે જે અભિલાષા બાંધી હોય, તેમની સાથે તેમને, શાંત અને આ પક્ષપાત નજરે, સરખાવી જોવાં જોઇયે. એ રીતે તમો મગજ તેમ જ આત્મિક સમતાલપણું ચાલુ વધુ અને વધુ, મેળવ્યા જશો, કે જે વગરના આદમીઓ મહાસાગરમાં તણાતા લાઇલાજ ઘાસનાં તણખાં સમાન છે.

પ્રથમ તમારે સમજવું કોઇ ચીંતન, ભમતા ખ્યાલોથી સદંતર જુદીજ ચીજ છે. ચીંતનમાં સ્વપના જેવી કલ્પના કે અવ્યવહારૂ ખ્યાલો જેવું કાંઇ નથી. તે માત્ર તપાસ શક્તી અને વીચાર શક્તીનો એક એવો પ્રયોગ છે કે જે સાદી અને ખોલ્લી સચાઇ સીવાય કાંઇ બીજું રહેવા દેતોજ નથી. આ રીતે ચીંતન કરતાં તમે તમારા વહેમમાં સપડાયલા રહેશો નહીં, પણ અંગત વાતો બાજુએ રાખીને તમો એટલુંજ યાદ કરશો કે તમો સચાઇનીજ શોધમાં છો. તેમ કરતાં તમે ગયા વખતમાં જે ભુલો કરી હશે તે એકેક પછી તમો સુધારશો અને સચાઇના પ્રગટી નીકળવા માટે તમો થોભશો. તમે તમારી ભુલો પુરતી સુધારી હશે તો સચાઇ પ્રગટી નીકળયા વગર રેહેશે નહીં.

## તા૦ ૮ મી મે.

મુરખ આદમી ધારે છે કે નાના નાના વાંકો, નાની નાની ભુલો અને નાના નાના પાપોથી કંઇબી ખમવું પડતું નથી. તે પોતાને સમજાવે છે કે જયાં સુધી તે હડહડતાં ખુલ્લાં અનીતીનાં કામો કરતો નથી તયાં સુધી તે સદગુણી અને પવીત્રબી છે; પણ તેથી તે સદગુણ અને પવીત્રતા ગુમાવી બેસે છે, અને દુનયા તેને તેજ મુજબ પીછાણી લે છે. દુનયા તેને માન આપતી નથી, તેને વખાણતી નથી અને ચાહતી નથી. તે તેની આગળથી પસાર થાય છે; તેને કોડીની કીમતનો ગણવામાં આવતો નથી; તેનો લાગવગ નાશ પામે છે. દુનયાને સદગુણી બનાવવાની આવા એક આદમીની કોશેશો અને મોટા દુરગુણો તજીવાની તેની વાયજીઓ દમ વગરની ખાલી પોકળ અને ફલ વગરની ફોકટ નીવડે છે. પોતાના નાના દુરગુણોને તે જે ઓછી અગત આપે છે, તે તેની આખી કેરેકટરને તોડી નાંખે છે અને તેની માણસાઇનું તે માપ છે.

જેમ એક વરસ અમુક મુકરર કરેલી એક એક સાથ સંબંધ ધરાવતી આવતી ઘડીઓનું બનેલું છે, તેમજ એક આદમીનું ચારીત્ર તથા જીંદગી અમુક મુકરર કરેલા એક બીજા સાથ સંબંધ ધરાવતા વીચારો તથા કામોના બનેલાં છે, અને તે પુરી થયલી જીંદગીના સામતાં કામો તે દરેકના છુટા ભાગોના છાપ મીસાલ છે. સેહજ માયા મમતા, ઉદારતા બતાવયાથી અને અંગત ભોગ આપયાથી એક દયાળુ અને ઉદાર ચારીત્ર બનાવી શકાય છે. ખરેખરો પ્રમાણીક પોતાની જીંદગીના દરેક આદમી નાનામાં નાના કામની બારીક વીગતો પણ પ્રમાણીકપણે બજાવે છે. અમીરી ખવાસનો આદમી પોતેજે કાંઇ સેહજ બોલે યા બજાવે તે પણ અમીરી ખસલતનું સારજ કરી બજાવે છે. તમે તમારી જીંદગી એકીવાર એક જથામાં ભોગવતા નથી, પણ તે અનેક ભાગોમાં જુગવો છો અને તે ભાગોથી આખી જીંદગી બને છે. એ દરેક વીભાગનું જીવન તમો ચાહો તો મોટાઇ અશરાફીથી ભોગવી શકો, અને તેમ કરો તો તમારી આખી પુરી થયલી જીંદગીમાં હલકાઇ કે નીચપણાનું જરાએ તતવ જણાશે નહી.

શરૂઆતનો જુસ્સો જે પ્રકાર નો હશે, તેજ તેનાં પરીણામોનું રૂપ હમેશા નક્કી કરશે. એક શરૂ આત વળી આખેર, અંત, પરી ણામ અથવા 'ગોલ' ની આગાહી કરે છે, એક દરવાજો એક રસ્તા ભણી દોરવી લઇ જાય છે અને તેજ રસ્તો કોઇ ચોકસ જગા ભણી દોરવી જાય છે. તેવીજ રીતે શરૂઆત પરીણામો તરફ દોરવે છે અને પરીણામો સંપુરણતા તરફ દોરવે છે.

સારી શરૂઆતો અને નરસી શરૂઆતો હોય છે, જેની પાછળ તેવાજ પ્રકારની અસર થાય છે. તમો સંભાળભર્યા વીચારથી નરસી શરૂઆતો અટકાવી શકશો અને સારી શરૂઆતો કરી શકશો અને તેવી રીતે માઠાં પરીણામોથી બચી શકશો તેમજ સારાં પરીણામો ભો ગવી શકશો. સુખીપણાંની જીંદગી ની નેમ જાળવવામાં ધ્યાન આપ વા જોગ અને ખરી રીતે કરવા લાયક સહુથી સાદી શરૂઆ તોમાંની એક જે આપણે સઘળા ઓ દરરોજ કરીયે છીયે, તે છે- એટલે કે દરરોજની જીંદગીની શરૂઆત.

અગર તમો શાંતીથી તમારાં મનની, તમારાં જીગરની, અને તમારાં વરતનની તપાસ કરશો તો સહેલથી જાણી શકશો કે તમો સચાઇના સેવક છો કે સ્વત:ના પુજારી. તમો તમારાં મનમાં શક, દુશમનાઇ, અદેખાઇ, હવસ, મગરૂરીના વીચારો રાખો છો? કે બળતવારીથી તમો તેમની સામે થાવો છો? તમારાં મનમાં અગર એવી લાગણીઓ વાસો કરતી હોય તો સમજવું કે તમો સ્વત:ની જંઝીરમાં સીકડાઇ ગયા છો પછી તમે ગમે તે ધરમ પાળવાનુ ડોળ ઘાલતા હો. પણ જો તમે તેના સામે લડતા હો, તો સમજવું કે તમે બાહેરથી કોઇ પણ ધરમ પાળવાનું ડોળ ઘાલતા નહીં હોવ તોપણ તમે સચાઇનાજ ઉમેદવાર છો. તમો ગુસ્સાવાળા, આપમરજી મુજબ વરતનારા હમેશાં અંગત લાભ ફાયદોજ શોધનારા છો? કે નરમાશવાળા, બીનએકલપેટા દરેક રીતની અંગત મોજમજાહ તરફ અભાવ ધરાવનાર અને ખુદ તમારી પોતાની મજાહનો ભોગ આપનારા છો? તમે પહેલાં વરણવેલા દુરગુણોમાં પ્રવીણ હો તો માનવું કે સ્વત:ના તમો ગુલામ છો; પણ જો બીજા વરણવેલા સદગુણ તમો ધરાવતા હોવો તો જાણવું કે સચાઇ ઉપરજ તમારી પ્રીતી છે.

જ્યાંસુધી આશા ઉમેદ ધરાવતો આદમી પવીત્ર અંતકરણુની સીમાએ પુગતો નથી, ત્યાંસુધી લોભ લાલચ તેને આડે મારગે દોરવી જાય છે, અને તે સીમાની બાહેર લોભ લાલચ તેનો પીછો પકડી શકતી નથી, ત્યારેજ તે પીછો પકડે છે, કે જ્યારે એક આદમી આશા ઉમેદ બાંધવાની શરૂઆત કરે છે કે તે લલચાઈ જવાનું શરૂ કરે છે. આશા ઉમેદ સઘળું છુપાયલું સારૂં અને નરસું જાગૃત કરે છે કે જેથી આદમી પોતાને સંપુર્ણ પીછાની શકે છે, કારણ કે એક આદમી જ્યાંસુધી પોતાને સંપુર્ણ પીછાનતો નથી, ત્યાંસુધી તે પોતાના ઉપર કાબુ ધરાવી શકતો નથી. ફક્ત પશુ જેવા આદમી માટે ભાગ્યેજ કહી શકાશે કે તે લલચાય છે, કારણ કે લોભ લાલચનાં ખરાં સ્વરૂપનો અર્થ એ થાય છે કે વધારે સ્વચ્છ સ્થીતી મેળવવા માટે પ્રયત્ન કરવો. જે આદમી આશા ઉમેદ હજી સુધી ધરાવતો થયો નથી, તેની રાએતાની સ્થીતી જડ ઇચ્છા અને સંતોષ છે. તે પોતાના શારીરીક સુખો કરતાં કંઇબી વધારે, કંઇબી વધારે સારૂં મેળવવા ઇચ્છતો નથી અને તે પોતે જે સ્થીતીમાં હોય છે, તેજ સ્થીતીમાં સંતોષ માને છે. આવા એક આદમીને પડતી તરફ લલચાઇ જતો કહી શકાશે નહીં; કારણ કે તે હજી જાગૃત થયો નથી.

સત્યતા—એ શ્રુષ્ટીમાં મોજુદ રહેલી ખરી મોતેબર ચીજો માંહેલી એક છે, કુદરતની તે બાતનની એકયતા છે, સંપુર્ણ ઇનશાફનું તે સ્વરૂપ છે, અનંતકાળના પ્રેમનો તે પડછાયો છે. "સચ્ચાઇ"ની અંદર તમે કાંઇ પણ ઉમેરી શકશો નહી—સચ્ચાઇમાંથી તમો કાંઇ પણ બાદ કરી શકશો નહી. રાસ્તી કોઇખી ઇનશાન ઉપર આધાર રાખવી નથી—એકેએક ઇનશાન રાસ્તીની ઉપર આધાર રાખે છે. જો તમે તમારા સ્વાર્થની ચશમોથી બાહેર નજર ફેંકશો તો તમને સચ્ચાઇની સુંદરતા દેખાવાની નથી. અગરજો તમો તકોબરીભરયા હશો તો તમારી તુચ્છ તુંદાઇનો રંગ આસપાસની દરેક ચીજ ઉપર ફેલાઇ જશે. અગર જો તમો ક્રુવશથી ભરપુર હશો તો તમારા ગુસ્સાનો ધુંવો અને અંગાર તમારા જીગર અને તમારા મનની આસપાસ વાદળાં પેરે વીટલાઇ જશે. જો તમો મગરૂર અને સુખનપરવર હશો તો આખી કુદરતમાં તમને તમારાં પોતાના વીચારોની મહતવતા અને વીસતાર સીવાય બીજું કશું દેખાશે નહી. સચ્ચાઇનો આશીનો સેવક હમેશાં "મત" અને "સચ્ચાઇ" વચેનો તફાવત પારખી શકે છે.

જગત માંહે દરેકે દરેક બાબદો નાની નાની ચીજોનાં જોડાણથી ઉત્પન થયલી છે. મોટી બાબદની સંપુર્ણતા હંમેશ નાની નજીવી બાબદની સંપુર્ણતા ઉપરજ રચાયલી હોય છે. આ શૃષ્ટીની જો કોઇબી બારીક બાબદ અધુરી રહી જવા પામે તો આખ્ખી જગત અધુરી અપુર્ણ રહી જાય. જો એક તણખ્ખું વટીક તેમાંથી સરકવા પામે તો સામટું આખ્ખુ બંધારણજ બંધ પડી જાય. ધુળની એક રજકણ વગર દુન્યા હસ્તી ભોગવી શકેજ નહી. સારી પૃથ્વી સંપુર્ણ છે કારણ કે આ ધુળની રજકણ સંપુર્ણ છે. ઝીણી બાબદને માટે બેદરકાર રહો અને મોટી બાબદમાં તમે ગુંચવાડો પામશો. આકાશપરથી વરસતું બરફનું નાનું કરૂં આસ્માનપર પ્રકાશતા સેતારાના જેટલુંજ સંપુર્ણ હોય છે; દવનું એક ઝીણું ટીપું ઝળકતા ગ્રહના જેટલુંજ આકાર બંધ હોય છે. જેટલો આદમ જાત બારીકે બારીક ગણત્રીનું સમતોલપણું પોતાની રચનામાં ધરાવે છે તેટલું એક અણુદીઠ સુક્ષમબી ધરાવે છે. પથ્થર ઉપર પથ્થર મેળો, તેઓને આબાદ સીધી રીતે એકમેક સાથ સંપુર્ણ મેળવતા જાઓ—અને અંતે "આરકીટેક્ચ રલ" સુંદરતાનું મંદીર તમારી સમક્ષ ખડું ઉભું રહેશે.

હરેક પળમાં, દરેક શબ્દમાં, આવકારની સલામીમાં, ખોરાકીમાં, પેહરવેશમાં, પત્રવ્યહવારમાં, આસાયશમાં, કામકાજમાં, છુટીછવાઇ કોશિશોમાં, ટુંક મુદ્દતની મેહરબાનીઓમાં,—તમારાં લક્ષ ઉપર આવતી એક હઝાર અને એક એવી નાની ચીઝોમાં—બલકે જીંદગીની સાધારણ બારીક બાબદોમાં હુંમેશા કેટલી ગંજાવર મહત્વતા આમેજ થયલી હોય છે તે તમને માલમ નથી; ખરો મહાન પુરૂષ તે પીછાણે છે. ઉંચ પ્રકૃતીનો માણસ દરેક વસ્તુને એક જાતની ખુદાઇ કરામતથી તેની ખરી જગ્યાએ ગોઠવાયલી જોઇ શકે છે. હરેક ચીઝને ખીનતાસુખીભર્યો વીચાર અને ઉજ્જમ લગાડી જીંદગીને આશીશભરી તથા સંપુર્ણ કરવાની તે પોતાની માત્ર બાકી રહેલી ફરજ માની લીયે છે. તે કોઇબી બાબદ માટે બેદરકાર રહેતો નથી–તે ઉતાવળ કરતો નથી–અને ભુલચુક તથા મુરખાઇ સીવાય તે કોઇબી ચીઝને પોતાથી છટકવા દેતો નથી. દરેક "ફરજ" જે આકારમાં તેની સમક્ષ રજુ થાય છે તે આકારમાં, તે તુર્ત તેને ઉપાડી લીયે છે. કાંઇબી તે મુલતવી રાખતો નથી–કોઇબી બાબદ માટે ડગમગતો નથી. સઉથી નજદીકની ફરજ પાછળ ખરી નીષ્ટાથી વળગી જઇ તે એક એવી બાળકસમાન સાદ્દાઇને તથા ગુપ્ત શક્તીને પોંહચે છે કે જેનું પરીણામ આયંદે ખરી મોટાઇમાં આવે છે.

૦

## તા૦ ૧૮ મી મે.

મોજશોખની યા દુન્યાદારીની ચીજોનો ત્યાગ કરવાથીજ કાંઇ માણસ ખુદ પોતાને ભુલી ગયલો યા ખોદાને પહોંચેલો કહેવાતો નથી. ખુદ પોતાને ભુલી જવા અને ખોદાને પહોંચવા માટે તો અંતરના પાપોને તથા માંહેલા ખોટા ખયાલોને દુર કરી નાંખવાની જરૂર છે. ભપકાદાર કપડાં પેહેરવાનું છોડી દેવાથી, દોલત અને પઇસા ટકા આપી દેવાથી, ચોકસ જાતના ખોરાકનો ત્યાગ કરવાથી, મોહડેથી મીઠાસભરયા બોલો બોલવાથી, યા એવાંજ બીજાં કારયો કરવાથી કાંઇ સચાઇ મળતી નથી, યાને ખોદાને પોહોંચી શકાતું નથી. પણ તેને બદલે મનમાંથી તકોબરીભરયા વીચારો કહાડી નાંખયાથી, દોલત ને પઇસા ટકા મેળવવાની ઇચ્છા દુર કરયાથી, ઇંદરીઓને તરૂપ્ત કરવાનો હવસ ત્યાગ કરવાથી, બીજાઓ માટેનો ધીકકાર મનમાંથી કહાડી નાંખયાથી, બીજાઓને જુઠું બોલવાની અને તેઓ સાથે મારા મારી કરવાની લાગણી દાબી દેવાથી, દુન્યાદારીમાં બીજાઓને પાછળ પાડીને પોતે આગળ નીકળી જવાનો લોભ કચડી નાંખયાથી, નરમાશભરયો સ્વભાવ અખત્યાર કરવાથી, અંતકરણને સ્વચ્છ રાખ યાથી અને બીજી દરેક બાબદમાં એવીજ રીતે વર્તયાથી સચાઇ મળેછે યાને ખોદાને પહોંચી શકાય છે.

લોભ લાલચને વશ થનારાએ આટલી વાત યાદ રાખવી કે તે પોતેજ પોતાને લલચાવનાર છે, તેમજ વળી લાલચને વશ થનાર બી તે પોતેજ છે. તેના દુશમનો તેના અંદરજ ઘર કરી રહેલા છે; જે ખુશામતયાઓ લલચાવે છે, જે તાના જખમ કરે છે, અને જે બળતાં બળે છે, તે અતયાર સુધીમાં તે પોતે જે અજ્ઞાનપણામાં રહયો છે અને ભુલ કરતો રહયો છે તેમાંથીજ ઉતપન થયલા છે; અને તે જો આટલું સમજે તો ખાતરી રાખવી કે તે બદી બુરાઇ ઉપર સંપુરણ ફતેહ મેળવશે. જયારે તે લાલચથી ડગમગી રહે તયારે તેણે ગમગીન બનવું નહીં, પણ તેણે ખુશાલ થવું કે તેનું જોર ઠાકયું છે અને તેની નબળાઇ ખોલ્લી થઇ છે. તે આદમી કે જે પોતાની નબળાઇ જાણે છે અને જે નમરતાથી તે કબુલ કરે છે તે પોતાનું બળ વધારવા પાછળ મંડવાને વખત ખોહતો નથી.

જ્યારે એક આદમી પોતાના મનના ઉભરાઓને તથા એકલપેટી ઇરષાઓને અંકોશમાં રાખી પોતાના બાતેનનાં વધારે ઉંચા તથા વધારે શાંત અંતર-આવાજ ઉપર જ આધાર રાખવા માંડે છે, અને એક ચોક્કસ નીયમ ઉપરજ પોતાની જીંદગી સ્થીર ઢપે જુગવવી શરૂ કરે છે, ત્યારેજ કાંઇક શકતી પોતાનામાં બરપા થતી તે જોવા માંડે છે. આપણું અંતરજ્ઞાનના નીયમોમાં હેરફેર હોઇ શકતોજ નથી એ બાબદનું જો તમને ભાન આવ્યું તો સર્વેથી બુલંદ બળની શરૂઆત અને ભેદને તમે પહોંચી શકયા એમ જાણજો. જ્યારે પુષ્કળ તજવીજો, હાંદેસાઓ અને સ્વભોગો પછી એક અચુક અમર કાળના નીયમની હસ્તીનું ધયાન તમારા આત્માને થાય છે ત્યારે એક જાતની મીનોઇ શાંતી પેદા થાય છે અને અંતરમાં નહી વર્ણવી શકાય તેવી ખુશાલી ઉભાય છે. જે ઇનશાનને આવા નીયનું સ્મરણ થયું તે ઇનશાન પછી ડગમગનો નથી અને તે સદાકાળ સમતોલ તેમજ સમાધાન રહે છે.

જ્યાં સુધી તમે એક માણસને તેની દુન્યવી માલમતા છુટથી ભોગવવા દયો ત્યાં સુધી તે સુલેહ, ભાઇબંધી અને સાર્વજનીક પ્રીતમાં ઇતબાર ધરાવી સેહેલાઇથી એ ત્રણુ ચીઝોના નીયમોને વળગી રહી શકશે. પણ જો તમે તેની હક દાર મીલકતના ભોગવટા ઉપર ત્રાપ મારશો—અથવા જો તેને એવો ખ્યાલ ઉપજશે કે તેના ધણીયાતા હકો ઉપર ત્રાપ પડવાની વકી છે—તો તે બાગેબુલંદ અવાજે લડાઇ માંગશે. તે દેખાડશે કે હવે તે સુલેહ, ભાઇબંધી તથા પ્રીતમાં માનતો નથી, એ ચીઝો ઉપર આધાર રાખતો નથી—પણ ઝગડા, એકલપેટાઇ અને ધીક્કારમાં માન્યતા ધરાવે છે, એ છેલ્લી ત્રણ ચીઝો ઉપર આધાર રાખે છે. જે આદમી પોતાની તમામે તમામ દુન્યવી ચીઝો ગુમાવી બેસવાનાં ભય છતાં—ખુદ આબરૂ અને જીંદગી વટીક ખોહી દેવાની ધાસ્તી છતાં—પોતાના નીયમોને તજતો નથી તે આદમી ખરેખર બળવાન છે, તે આદમીનો હરેક સખુન સર્વોપરી રહે છે—તે આદમીને ભવીષ્યની ઓલાદ માન દે છે, તેને ઇઝત દે છે, તેની પુંજા કરે છે.

માનવી જાતનીખરી અને મુખ્ય હસ્તી તેના અંતરમાં છે-તે આત્મીક છે, અબુધ્ધ છે. આ મુજબ તેની જીંદગી હમેશ ભીત્તરની બાબદોથીજ જોર ધરે છે- બાહેરની બાબદોપર તેનો પાયો નથી. બાહેરની બાબદો તો માત્ર તેની શકતી ખીલવનારાં સાધનો મીસાલ હોય છે. જીંદગીને નવેસરથી ચાલુ રાખવા બાતેનનીજ ચુપકીદી ઉપર આધાર રાખવો પડે છે. જયાં તુલીક એક આસામી આ ચુપકીદીને ઇંદ્રીઓની ગડબડખો ની મોજમજાહમાં ડુબાડવાનો પ્રયત્ન કરે છે-જયાં તુલીક તે બાહેર ની ચીજોના ઝઘડાઓમાં જીવવાની ની વેતરણ કરે છે-ત્યાં તુલીક તે દરદ અને ગમીના અનુભવોનાં બીયાં રોપે છે. પણ એજ દરદ અને ગમખારી આયંદે અસહ્ય થઇ પડી તે આસામીને પાછો તે બાતેનનાં દીલાસા ભણી અંતરના શાંતીભર્યા એકાંતવાસ ભણી નસાડે છે.

ખુદાઇ પ્યારના નીયમનો દાખલો લ્યો, તેની ઉપર એવી શાંતીથી અને ઉલટથી દરયાફ્ત કરો કે તમો તેને બરાબર સંપુર્ણ રીતે સમજી શકો. તેની તેજસ્વી રોશની તમારી દરેક આદત, તમારાં હરેક કામો, તમારી ભાશા અને તમારા સંસાર-વ્યવહાર, તમારા સઉથી છાના વીચારો તથા ઇચ્છાઓ ઉપર પડવા દયો. આ ધોરણને તમે ખંતથી અખત્યાર કરશો તો ખુદાઇ પ્યાર તમને વધુ અને વધુ ખુલ્લો દેખાતો જશે—તમારી ખોડખામીઓ વધારે સ્પષ્ટ રીતે તેની સાથ સરખામણીમાં પ્રગટી નીકળશે—અને તમને નવેસરની કોશેશો માટે તેથી શુર છુટશે. તે અચળ અમર નીયમની બીન હરીફ મહત્વતા અને મોતેબરીનો એક ઉડતો ખયાલબી જો તમને એકવાર આવ્યો તો પછી તમે તમારી નબળાઇમાં ફરીથી લપસી પડશોજ નહી—તમારી અપુર્ણતા, તમારી એકલપેટાઇની અડાસે તમે પાછા જશોજ નહી—પણ જયાં સુધી તમે તમારૂં હરેક નારવા તત્વ ત્યાગ કરશો નહી ત્યાં સુધી તમે તે મહાન પ્યારની પુઠ ધરી રાખશો, અને તેમ કરી તમે તે **મહાન** પ્રાતને લાયકનાજ થઇ શકશો.

પોતાના તંતુઓ નવેસરથી ટટાર કરવા માટે જેમ શરીરને આરામની જરૂર પડે છે તેમ પોતાની શક્તીઓને નવેસરથી તેજીમાં લાવવા માટે આતમાને એકાંતવાસની અગતય પડે છે. શારીરીક ઉન્નતી માટે જેટલી ઉંઘ અવશ્યની છે તેટલીજ આત્મીક ખીલવણી માટે શાંતી જરૂરની છે. અંગ ઉપર ચાલુ કસરતથી જે અસર થાય છે તેજ અસર એકાંતમાં નેક વીચારો યા મનના તરંગો કરયા કરવાથી આપણા આત્મા ઉપર થાય છે. જેમ જરૂરી આરામ અને ઉંઘ વગર શરીર નબળું પડી જાય છે તેમ ઇનસાનનો આતમા જરૂરી ચુપકીદી અને શાંતી વગર નાદરૂસ્ત બની રહે છે. આદમજાત એક આત્મીક પ્રાણી છે—અને જયાં તુલીક તે આદમ અવારનવાર ફાની ચીઝોવાળી આ ઉપર ટપકેની દુન્યામાંથી વીદાય થઇ પોતાના અંતરની અંદર અમર તથા જાવેદાની તુલીકની ખરી ખીનાઓને પોંહચતો નથી ત્યાં તુલીક તે કઉવત, મનની મોતેબરી અને શાંતી પામી શકતોજ નથી.

# તા૦ ૨૬ મી મે.

જે માણસો સદા ખુદના પોતાના સ્વાર્થનેજ સદા વળગી રહે છે, અને બદીના પેકરારીભર્યા પડછાયાની પાછળજ દોડે છે, તે માણસો હંમેશ ખુદાઇ પયારને એક એવા પરમેશ્વરની મતા માની લેછે કે જે પરમેશ્વરને (તેઓના મત મુજબ) તેઓ જીનહાર પહોંચી શકેજ નહીં. આ ઇશવર પ્રેમ એવા માણસોને મનથી એક એવી બાહેરની બાબદ છે કે જેથી તેઓ હર હંમેશ બાકાતજ રહેશે એવું તેઓ માની લે છે. અલબત, સ્વાર્થની હદની બાહેરજ ખુદાનો પ્રેમ નીત્ય રહેલો છે; પણ જયારે જીગર અને મગઝ સ્વાર્થી લાગણીથી નીરાળાં બને છે ત્યારે બીન એકલપેટો પ્યાર, સર્વોત્તમ પ્રેમ, ખુદાઇ મોહબત——નેકી—— બાતેનમાં વાસો કરી ત્યાં જાવેદા ની તુલીક રહે છે. આ અંતરની પવીત્ર મોહબત એકવાર સંપાદન થઇ તો તે ખુદાઇ પ્રેમજ છે—કે જેને માટે પણું બોલાયું છે, જો કે ઘણા થોડા જેને સમજી શકયા છે. આ પાક પ્રીતી માત્ર આત્મા નોગુનાહથીજ બચાવતી નથી—. તે આતમા ને લાલચની જાલમાં મોહ ઉપરખી સરવોપરી બનાવે છે.

## તા૦ ૨૭ મી મે.

એક શખ્સ જો પોતાના દીલમાંજ કાંઇબી શાંતી પામી શકતો નહીં હોય તેને બીજે કયાંથી તે મળવાની હતી? તે જો પોતે એકલો અટુલો રહેવાને બીહતો હોય તો બીજાની સોબતમાં તે દૃઢ કેમ રહેશે? તેને સત્સંગથા જો કાંઇ બી મજાહ નહી મળતી હોય તો બીજાઓ સાથના સમાગમની તે કંગાળીયતમાંથી તે કેમ છટકી શકશે? જે આદમીને અંતરમાંજ શાંતી નહીં તેને કેઠે પણ શાંતીનું આશ્રમ જડનાર નથી. બાહેર ફેરફાર અને ક્ષીણતા, અને જોખમ છે-દીલના અંતરમાંજ સઘળો એ તબાર અને સુખ આશીશ છે. આતમા પોતે પુરતો બળવાન છે. તમારૂં સરવેકાળનું આશ્રમસ્થાન (દીલના) અંતરમાંજ છે.

જ્યાં સુધી તમે બીજાઓની મદદ વગર એકલા ઉભા રહી શકો નહી, યાને દુનયાદારીના કામકાજમાં બાકી ઇનસાનોની યા અમર્ગ આત્માઓની તેમજ દેવતાઓની યા માનવીઓની રાહબરી મેળવવાની આશા નહી રાખતાં ખુદ તમારા અંતરમાં વાસો કરી રહેલી સચ્ચાઇની યાને ઇશ્વરી અંશની રોશનીનેજ તમારી રાહબરી કરવા દેવો નહી, ત્યાં સુધી તમે જંજીરથી જકડાયલી હાલતમાંથી છુટા થયલા લેખાશો નહી, યા ઇશ્વરી આશીરવાદનું ખરૂં સુખ ભોગવતા થશો નહી. પણ તે માટે મગરૂર થવાની ભુલ કરતા ના જે ચીજની જરૂર છે તે ખુદ પોતાના ખભાં ઉપર આધાર રાખવાની છે, નહી કે મગરૂર થવાની. મગરૂરીના જમીનદોસ્ત થતા પાયા ઉપર ઉભા રહેવાની કોશેશ કરવી, તે ઉભા રહેવાની અગાઉજ તુટી પડવા સમાન છે. એક મગરૂર માણસ બીજાઓ ઉપર જેટલો આધાર રાખે છે તેટલો બીજા કોઇ રાખતા નથી. તેના સુખનો આધાર સદંતર બીજાઓ ઉપરજ લટકેલો હોય છે. તેને બદલે ખુદ પોતાના ખભાં ઉપરજ મુસ્તાક રહેનારો માણસ પોતાની અંગત મગરૂરી ઉપર ખડો રહેતો નથી, પણ પોતાના અંતરમાં સમાયલા કુદરતના એક અચુક કાયદા ઉપર—એક જાથુકના નીયમ અને આઇડીયલ ઉપર તે એસ્તવાર ખડો રહે છે. તે ઉપરજ તે પોતાનું સમતોલપણું જાળવીને ઠરીઠામ થઇ રહે છે અને દીલની અંદરના જુસ્સાના મોજાઓથી યા બાહેરના તાણાવાણીભર્યાં લોકમતના તોફાનોથી, તે પોતાના મજબુત મથક ઉપરથી બીજી તરફ ધસડાઇ જવાને સાફ ના પાડે છે.

જેવું તમારૂં અંતઃકરણ તેવી તમારી જીંદગી થશે. અંતરની સ્થીતી અચુક રીતે બાહેરની હાલતમાં પ્રગટવા વીના રહેશેજ નહી. જે કાંઇ છુપું હશે તે થોડોજવાર ઢંકાયલું રહેશે—આયંદે પાકટ થઇને તે બાહેર ખોલ્લું થવા વીના રહેવાનું નથી. બીયું, ઝાડ, ફુલ અને ફળ એ શૃષ્ટીના બંદોબસ્તના ચાર તબક્કાઓ છે. એક ઇનશાનનાં જીગરની સ્થીતીમાંથી તેની જીંદગાનીનો મામલો આકાર પકડે છે. તેના વીચારોના બીયાંઓમાંથી તેના કામોનાં ફુલો પેદા થાય છે— અને તેના કાર્યોના ફુલોમાંથી તેની ખાસીયતનાં અને તેની તકદીરનાં ફળો રજુ થાય છે. જીંદગી હર હંમેશ અંતરમાંથી ખીલતી જઇ ધીમે ધીમે બાહેરની રોશનીમાં પ્રગટે છે; જીગરમાં રોપાતા વીચારો છેલ્લે સરવાળે શબ્દોમાં, કાર્યોમાં, અને સંપુર્ણ પરીણામોમાં પ્રગટે છે.

એક આદમીને એકવાર ખાત્રી કરી લેવા દયો કે તેની જીંદગીના ઝરા સામટી રીતે ખેતાં તેના મનમાંથી શરૂ થાય છે—અને પછી જુવો કે આશીષનો માર્ગ તેને માટે ખોલ્લો છે. પછીજ તેને માલમ પડશે કે પોતાની ઉંચામાં ઉંચી અભીલાશાને અનુસરીને પોતાના મનને વળણ આપવાની—મન ઉપર કાબુ રાખવાની—તે તાકાત ધરાવે છે. પછીજ તે મનશની અને કુનશનીના સઉથી મોતેબર રસ્તાઓ ઉપર મક્કમપણે અને મુસ્તકીમપણે ચાલવાનું પસંદ કરશે. તેને જીંદગી પછી સુંદર અને પવીત્ર માલમ પડશે, અને મોડેવહેલે તે હરેક બદીને, ગુંચવાડાને, પીડાકારીને હાંકી કહાડી શકશે. જે સખ્શ પોતાના જીગરના દરવાજાની પાસબાની વગર અચકવે, વગર ઠાકવે, કરી શકયો તે શખ્સ બુઢાપણામાં, મનની ઉનંતીમાં અને શાંતીમાં પછાત પડી શકે એ બનવુંજ મહાલ છે.

મનની ખાસીયત એવી છે કે પોતાના ઉપરાસાપરી અનુભવોથી જ્ઞાન સંપાદન કરવું. એક વીચાર કે જે પ્રથમ ધ્યાનમાં લેતાં અને તેની પર લાંબો દરયાફ્ત કરતાં મુશ્કેલી પડે છે તે છેવટ સરવાળે-મગજમાં ચાલુ ઘોળાવ્યા કરવાથી-એક જાથુકની અને કુદરની સ્થીતી થઇ પડે છે. જેમ એક છોકરો કાંઇ હુન્નર શીખવાની શરૂઆતમાં પોતાના ઓજારો બરાબર વાપરી તો શું પણ બરાબર પકડી શકતો નથી,-પણ લાંબી વારાફરતીની પ્રેકટીસ પછી બેહદ આસાની તેમજ ચપલાઇથી તેમને ચલાવી શકે છે-તેમ મનની એક ચોક્કસ હાલત જે પ્રથમ સંપાદન કરવી બીલકુલ અશક્ય લાગે છે તે ખંતથી અને પ્રેકટીસથી આયંદે ઉપજાવી શકાય છે-અને પછી તે એક જાતની કુદરતી અને સરળ સ્થીતીની કેરેકટરમાં બદલાઇ જાય છે. પોતાની ટેવો અને પોતાની સ્થીતીઓ ઉપજાવવાની અને સુધારવાની મનની આ શકતીની અંદર આદમજાતની મુક્તીનો પાયો સમાયલો છે-તેનેજ પ્રતાપે ખુદના સ્વાર્થને જેર કરીને સંપુર્ણ છુટાપણાનો દરવાજો શોધી શકાય છે.

ઇનશાનની જીંદગી, સંપુરણ રીતે આખી પેતાં, તેનાં મનમાંથી શરૂઆત પામે છે; અને મન એ જુદી જુદી ખાસ્યતોનું એક સામટું બંધારણ છે, કે જે ખાસ્યતો એક આદમીધીર જવંત કોશીશોથી ગમે તેવીબી હદ સુધી પોતાના આંકોશમાં લઇને તેને ચાહો તેવું રૂપ આપવાને સામરથવાન છે. એક માણસને આ બીનાનું ભાણ થવા દયો—અને તુરત તેના કબજામાં તેની સંપુરણ મુકતીના દરવાજાની કુંચી આવી જશે. પણ જીંદગીની મુસીબતો, (જે ખરી રીતે તો માનવીના મગજની મુસીબતો છે તે), માંથી છટકવાનો પ્રયોગ એક આદમીના અંતરની નીયમીત ખીલવણીપર આધાર રાખે છે—તે કાંઇ ઝટને પટ બાહેરથી ઉપજાવી શકાતો નથી. દર કલાકે અને દર દીવસે એવા વીચારોમાં મશગુલ રહેવાને માટે મનને તરબીયત આપવી જોઇએ, ભલી અને બીન સ્વારથી વળણો અખત્યાર કરતાં મનને કેળવવું જોઇએ છે—અને જયાં સુધી એક માણસ પોતાના સઉથી પવીત્રમાં પવીત્ર સ્વપનાઓની બુલંદ ઉમેદ હાંસલ કરી શકે નહીં ત્યાં તુલીક એ પ્રયોગ ચાલુજ રાખવો જોઇએ છે.

સઘળી ફરજ પવીત્ર ગણવી જોઇએ અને ચારીત્રના એક મુખ્ય નીયમ તરીકે ફરજને નીમકહ-લાલીથી અને એકલપેટાઇના સહેજ પણ ખયાલ વગર બજા લાવવી જોઇએ. તમારે ફરજ બજાવતી વખતે સઘળા અંગત અને સ્વાથા વીચારો દીલમાંથી કહાડી નાંખવા જોઇએ, અને તમો તેમ કરવામાં જો ફતેહ પામ્યા તો તમારી ફરજમાંથી કંટાળાનું તત્વ આપ મેળે દુર થઇ જશે અને સઘળી ફરજ બજાવતાં ખુશાલી ઉપજશે. જેઓ એકલપેટી મોજમજાહ માટે હંમેશ આરજુમંદ રહે છે અને એકલા પોતાનાંજ ભલાં માટે કાળજી રાખે છે તેમનેજ ફરજ કંટાળાભરી લાગે છે. જે માણુસ ફરજ બજાવવાના કંટાળા હેઠળ દબાઇ જાય તે પોતાના અંતઃકરણને બાતેનમાં પુછશે તો તેને તુરત જણાશે કે તેનો કંટાળો ખુદ ફરજમાંથી ઉત્પન થયલો નથી, પણ ફરજની બજાવણીમાંથી છટકવાની તેની સ્વાથા ઇચ્છામાંથી એ કંટાળાનું દરદ ઉત્પંન થયલું છે. જે શખસ ફરજ તરફ બેપરવાહ રહે છે પછી તે ફરજ નાની હોય કે મોટી, જાહેર પ્રકારની હોય કે ખાનગી પ્રકારની હોય, તે જાણે ખુદ સદગુણને તજે છે—જે માણસનું દીલ ફરજની સામે થાય છે તે ગોયા સદાચારની સામે થાય છે.

એક ઇનશાનને તેની હૈયાતીમાં શું શું ચીજો આડે આવે છે?- પ્રથમ તો તેની પોતાની 'કરણીનો દરયાફત, પછી તકદીર, જે તેની પુઠે લાગેલું છે, અને જે તે આ- સામી પોતાની ગમે તેવીબી અથાગ કોશેશો છતાં-ગમે તેવીબી બં- દગીઓ છતાં-છટકાવી શકતો નથી, ત્યારબાદ તેનાં કુકરમોનો અચુક કરડો ડંખ, કે જે તે આદમીની સજા માટે સદા માંગણી કરતો રહે છે, તયાર પછી આશીષો અને શ્રાપો, કે જે તે માણુસને માંગયા વગર મળે છે અને જે તેણે પોતે મોકલેલા અવાજોના માત્ર ગણુ ગણુતા પડઘાઓ છે. મનુષ્ય માત્ર ની હસ્તીજ "કારણો"ની એક હારમાળામાં વીંટળાયલી છે. તેની જીંદગીનું બંધારણુજ કારણો અને અસરોથી રચાયલું છે. તે એક જાતની વાવણી છે-એક જાતની પાકની કાપણીબી છે. તે આદમીનું દરેક કરતવ્ય એક "કારણુ" છે-અને તે દરેકને તેની "અસર" સમતોલ રાખતીજ રહે છે. મા- ણુસ "કારણુ'ને પ્રથમ પસંદ કરે છે-(આ તેનું સ્વતંત્ર બુદ્ધી બળ છે)-તેની અસર પછી તેજ માણુસ પસંદ કરી શકતો નથી, બદલી શકતો નથી યા અટકાવી શકતો નથી-(આ તેનું તકદીર છે). આ મુજબ એક ઇનશાનની સ્વ- તંત્ર બુદ્ધી કારણોને પ્રથમ ગોઠ- વવા માટે નીરમાણ થયલી છે- તેનુ તકદીર માત્ર પાછળથી નીપ- જતી અસરોનું સ્વરૂપ છે.

•

તમામ ગુનાહ અજ્ઞાનતાનું પરી-
ણામ છે. અંધકાર અને કાચ્ચી
સ્થીતીનો તે એક તરેહનો સંજોગ
છે. કેળવણીની શાળામાં એક
અજ્ઞાન શીષ્યની જેવી હાલત હોય
છે તેવીજ હાલત જીંદગીની શાળામાં
એક બદ વીચાર કરનાર તેમજ
બદ કામ કરનારની છે. શુધ્ધ
રીતે કેમ વમાસવું અને શુધ્ધ
પ્રકારે કેમ વરતવું—કુદરતના અચળ
કાયદાને અનુસરીને કેમ ચાલવું—
તે આ માણુસને શીખવાનું છે.
કેળવણી લેતા વીદયારથી જયાં
તુલીક પોતાના પાઠો બરાબર ભણતો
નથી ત્યાં તુલીક શંતોષ પ્રામતો
નથી; અને જયાં તુલીક એક ઇન-
શાન પોતાના પાપોની ઉપર સર-
સાઇ મેળવવા પામતો નથી ત્યાં
તુલીક અસુખમાંથી તે છટકી શક-
તોજ નથી. જીંદગી—એ કુદરતમાં
મળતા ધડાઓની એક હારમાળા
છે. કેટલાંક આદમીઓ આ ધડા
શીખી લેવામાં બહુ ઉત્સાહી હોય
છે, અને તેઓ સ્વચ્છ, ડ્યાના
અને સદંતર સુખી નીવડે છે.
બીજાં કેટલાંક માણુસો આ ધડા
શીખવા તરફ બેપરવા રહે છે—અને
તેઓ પરીણામે અસ્વચ્છ, અક્કલ-
હીણ અને અસુખાં સદાકાળ
રહી જાય છે.

## તા૦ ૭ મી જુન.

એકલપેટાઇ, તથા જુસ્સો કાંઇ માત્ર મનની દેખાઇતી બેલગામ સ્થીતીઓમાં તેમજ લોભના કંગાળ આકારોમાંજ હસ્તી ધરાવતાં નથી. તેઓ દરેક તમારા છુપા વીચારોમાં આમેજ થયલાં હોય છે—કે જે ગુપ્ત તુરંગો પેચવણ પ્રકારે તમારા પોતાના સ્વાર્થની બડાઇ અને ભટાઇ સાથે બાતેનમ તાલુકો ધરાવે છે. જ્યારે એવો છુપો વીચાર કોઇ આદમીને બીજાંઓની એકલપેટાઇ બાબે અંદેશામાં નાંખે છે, સામાઓની એકલપેટાઇ માટે તેની પાસે ફર્યાદ તથા ચાવાચીવી કરાવે છે ત્યારે તે બહુજ ઠગાઇભરયો અને મુશ્કેલ હોય છે. જે માણસ હરહમેશ પારકાંઓની એકલપેટાઇ ઉપર ચાવાચીવી કર્યા કરે છે તે ખુદની પોતાની એકલપેટાઇ સમાવી દઇ શકતોજ નથી. એકલપેટાઇ માટે બીજાંઓને દોષ દેવાથી નહી—પણ આપણા પોતાનામાંથી એ ખોડ કહાડી નાંખવાની વેતરણ કરવાથી આપણે સ્વચ્છ આકારમાં બાહેર આવી શકયે છીયે. જુસ્સામાંથી શાંતીમાં આવવાનો માર્ગ કાંઇ પારકાંઓ ભણી દુઃખદાયક તોહમતો ફેંકયાથી જડવાનો નથી. બીજાંઓની એકલપેટાઇ દાખી દેવાનો હાંકરો રાખ્યાજ કરવાથી આપણે જુસ્સામાં જકડાયલા રહીયે છીયે. ધીરજથી આપણી પોતાની એકલપેટાઇ ઉપર જીત મેળવવાથી આપણે સ્વતંત્રતામાં ચઢી શકયે છીયે.

# તા૦ ૮ મી જુન.

હોંશની પાંખોપર સ્વાર થઇને માનવી ધથામાંથી બેહસ્તમાં ઉડે છે, અજ્ઞાનતામાંથી જ્ઞાનમાં દાખલ થાય છે, નીચાં અંધકારમાંથી ઉંચી રોશનીમાં પ્રવેશ કરે છે. અભીલાશા વીનાનું ઇનશાન જમીન ઉપર ફસડાતું, ફાની, હવસી, બેજ્ઞાની, હોશવીનાનું એક જનાવરજ સદા રહે છે. ઉમેદ—એ ખુદાઇ ચીજો માટેની એક જાતની આરઝુ છે; પવીત્રાઇ, માયા, સ્વચ્છતા, પ્રીત માટેની ઇચ્છા છે. વ્યાસના—એ એક બાકી લાગણી છે. દુન્યવી ચીજો માટે, એકલપેટા કબજા માટે, અંગત મોટાઇ માટે, હલકટ મજાહો માટે, હવસી તૃપ્તી માટેનો તે હાંફરો છે. એક માણસે હોંશ રાખવાની શરૂ કરી તો જાણવું કે તે માણસ પોતાની હલકી સ્થીતીથી અસંતોષ પામીને હવે કાંઇ ચઢીયાતી પંકતીએ જવા આતુર છે. તે એક ચોક્કસ નીશાની છે કે મજકુર આસામી હવે પોતાના જાનવરી અવતારની મંદ ઉંઘમાંથી બીદાર થયો છે, અને હવે તેને પોતાની વધારે માતેબર પંકતી અને વધારે બુલંદ જીંદગીનું કાંઇ ભાન આવ્યું છે.

ઉંચી ઉમેદનો ઉભરો જ્યારે મનને પહોંચે ત્યારે તેજ ઘડીએ મગજ સ્વચ્છ થાય છે અને તની ગલીચીનો કાદવ નાબુદ થવા માંડે છે, અરે–જ્યાં તુલીક ઉમેદનો અંશ મગજમાં આમેજ હોય છે ત્યાં તુલીક કોઇબી અપવીત્રાઇ તેમાં દાખલ થઇ શકતી નથી, કેમજે વીચારને એકકી વેળા સ્વચ્છ અને અસ્વચ્છ બાબદો પકડી રાખી શકતી નથી. પણ આશા ઉમેદની કોશેશ પ્રથમમાં ટુંક મુદતની અને થોડા અંતરની હોય છે. મન પાછું પોતાની બાસ્યત રૂપી ભુલચુકમાં સપડાયા કરે છે, અને તેને ચાલુ નવેસરથી રાહ ઉપર મુકયા કરવાની જરૂર પડે છે. નેકી માટે તરસાવું, ચોખી જીંદગીની ભુખ રાખવી, ફીરેસ્તાઇ હોંશ–ઉમેદની પાંખોપર સ્વાર થઇ મીનોઇ હરખમાં ઉંચી પંકતીએ ચઢવું—ડહાપણનો એજ ખરો માર્ગ છે; શાંતી માટેની એજ સાચ્ચી તજવીજ છે; ખુદાઇ રાહની એજ રાસ્તીભરી શરૂઆત છે.

એક ઇનશાનમાં જયારે આત્મીક જુસ્સાનો પ્રચાર થાય છે ત્યારે માણસો તથા જીણસો પ્રત્યેની તેના મનની સાધારણ રીતની સ્વારથી વળણ બીલકુલ ઉલટાઇ જાય છે, અને આ ઉલટ ફેરફારને સબબે બીલકુલ નવા અનુભવોનો જુમલો પ્રગટવા પામે છે. આ કારણે ચોક્કસ એક મજાહ માટેની ઇચ્છા તજી દેવામાં આવે છે, તેના જડમુળ માંથી તેને કાઢી નાખવામાં આવે છે, અને અંતરબુદ્ધીમાં તેને પછી જગ્યા મળતીજ નથી. પણ તે ઇચ્છા રજુ કરતી મનની ગતી નાબુદ થતી નથી–વીચારના કાંઇક ઉંચા વીસ્તારમાં તેની બદલી થાય છે, અને શકતીના કાંઇક વધારે સ્વચ્છ આકારમાં તે પ્રવેશ કરે છે. શકતી કોઇ કાળેબી નાબુદ થતી નથી–એ કાયદો જેમ જડવાદી ચીજોને લાગુ પડે છે તેમ મનનેબી લાગુ પડે છે, અને હલકી દીશાઓમાં બંધ થયલી ગતી હમેશાં આયંદે આત્મીક ઉંચ પ્રકારના મેદાનોમાં છુટી થવા પામે છે.

## તા૦ ૧૧ મી જુન.

ખુદાઇ જીંદગી તરફના અશે ાઇના રસ્તા ઉપર જતાં સ્વભોગ દેશની માંહે મીનોઇ બસારતના વીભાગની વચ્ચોવચ ત્યાગનું મેદાન આવેલું છે. જુના જુસ્સાઓ, પુરાણી ઇચ્છાઓ, અસલી ઉમેદો અને વીચારો-આ સરવ તે જગાએ ફેંકી દેવામાં આવે છે, છોડી દેવામાં આવે છે. પણ તે સઘળાં વધારે સુંદર, વધારે કાયમના અને સદાકાળ સુધીના વધારે સંતોશ કારક આકારમાં પાછાં રજુ થાય છે. જેમ પુશકળ ચોંપથી સંભાળી રખાયલા માનીતાં બેસુલ ઝવેરાતોને આંસુભરી આંખોએ તમે પીગળાવી નાંખી ફરીથી નવાં અને સંપુરણ દાગીનાઓ તરીકે ઉપજાવો છો, તેમ એક આત્મીક કીમીયાગરની પોતાના લાંબા કાળના વીચારો અને જુની ખાસયતોને શરૂઆતમાં છોડી દેવાની આનાકાની કરે છે; પણ આયંદે થોડા વખત પછી તેઓને તજી દેતાં તેજ કીમીયાગર મોટી ખુશાલી વચ્ચે જુવે છે કે આ અસલી વીચારો તથા પુરાણી ખાસ્યતો નવી શકતીઓ, વધારે કીમતી લાગણીઓ, વધારે સ્વચ્છ ખુશાલીઓના રૂપમાં તેને ફરીથી મળે છે. તેઓ હવે વધારે ચકચકીત, વધારે ખુબસુરત, વધારે તેજસ્વી આત્મીક ઝવેરો તરીકે તેના હવાલામાં આવે છે.

હરેક બાબદના ભીત્તરમાં—હરેક ચીઝથી સરવોપરી રીતે—એક સંપુર્ણ અચળ કાયદો પોતાનું કાર્ય કરયો જાય છે, તથા મનુષ્ય માત્રનાં તમામ કામકાજમાં એક સંપુર્ણ અદલ ઇનસાફ અમલમાં મેલાઇ સઘળી બાજુ સમતોલ રાખતો રહે છે, એ બીનાની માહીતગારીથીજ એક નેક માણુસ પોતીકા મુદઇ ઉપર ચાહ રાખી શકે છે અને સર્વ ધીક્કાર, ગુસ્સા અને ફરીયાદને તે સમાવી દઇ શકે છે. કારણ કે તે જાણે છે કે અંતે તેને તેના વાજબી હક મળયા વગર રહેવાનો નથીજ—અને ગમે તેટલોબી પોતે દુશમનોથી ઘેરાયલો હશે છતાં તેના સતાવનારાઓ માત્ર એક અચુક કરણીના ગેબી પ્રયોગમાં એક જાતના આંધળા હથીયારો સીવાય બીજું કશું હોઇ શકતા નથી. આથી તે માણુસ પોતાના મુદઇઓને દોષ દેતો નથી, પણ નચીંતાઇથી પોતાનો હીસાબ ચુકતે કરી લે છે, અને ધીરજથી પોતાનું સઘળું નૈતીક કરજ ભરપાઇ કરી આપે છે, પણ એટલામાં સઘળું આવી રહેતું નથી. તે પોતીકું કરજ માત્ર અદા કરી દે છે, એટલુંજ નહીં—તે કાંઇબી વધુ નવું કરજ માથે નહીં ચહડાવવાની સંભાળ રાખે છે. તે ખુબ તકેદારીમાં રહે છે, અને પોતીકાં કારયામાં કાંઇબી ખામી રાખતો નથી.'

કોઇબી ચીજ બોલાવ્યા વગર આવતી નથી; જ્યાં પડછાયા હોય ત્યાં નક્કર વસ્તુબી હાજર હોવીજ જોઇયે. એક આદમીને ફાળે કાંઇબી આવે તો તે તેનાં પોતાના કર્મોનો નતીજો હોવોજ જોઇયે. જેમ ખુશ મીઝાઝી ઉદયોગથી વધુ બોહળા ઉદયોગ અને વધતી જતી આબાદી પ્રાપત થાય છે—જેમ ત્યાગ કરવામાં આવેલી મજુરી યા બેદીલીથી કરવામાં આવેલી મહેનતના પરીણામે ઉતરતા પ્રકારનું કામ અને કમી થતી આબાદી નીપજે છે—તેમ આપણી નજરે પડતી જીંદગીની ચીત્ર વીચીત્ર સ્થીતીઓના બાબમાંબી છે. જીંદગીની જુદી જુદી તરેહવાર હાલતો માત્ર માનવી જાતનાં કરમોનાં પરીણામો છે—હરેક ઇનશાનનાં પોતાનાં વીચારો અને કારયોથી ઉપજતી સરજતો છે. ગંજાવર પ્રકારની જુદી જુદી આસ્યતોના બાબમાંબી તેમજ સમજવું. જે કાર્યોના બીયાં તમે રોપશો તે બીયાં પાકશે અને પછી તમે વાવશો. આ વાવણી કાંઇ નજરે દેખાતી આપણી એકલ ડોકલ જીંદગીના સંબંધમાંજ સંકોચાયલી હોતી નથી—તે કાંઇ બેસુમાર જન્મો અને મરણોના દરવાજાઓમાંથી પસાર થઇને, અણહદ ભવીષ્ય સુધી લંબાતી રહે છે; અને તે વાવણીના મીઠાં અને કડવાં ફળો પછી આદમજાત પોતાનાં કરમોને અનુસરતાં ચાખે છે.

માનવી—એ એક વીચારવંત પ્રાણી છે, અને તેની જીંદગી અને ખાસ્યત તે જે વીચારોમાં વસે છે તેને અનુસરીને રૂપ લે છે. ચાલુ પ્રેકટીસથી, આસપાસના સંજોગોથી અને આદત પડવાથી વીચારો વધુ અને વધુ આસાની સાથ અને વધારે ઝડપથી પાછા અને પાછા રજુ થવા માંડે છે—અને પરીણામમાં આપસી મેળે પેદા થતો મન-પ્રયોગ (જેને આપણે "ટેવ" કહીયે છીયે) તે બરપા થઇ અમુક દીશાએ આદમ જાતની ખાસ્યતને મુકરર આકાર આપે છે. સ્વચ્છ વીચારો ઉપરજ રોજીંદું મન રોકવાથી એક વીચારવંત માણસ સ્વચ્છ અને મોતેબર મનશનીની આદત મેળવે છે—અને આવી મનશની પછી મોતેબર કુનશની અને નેક પ્રકારે બજાવેલાં કામો ઉપજાવે છે. ચાલુ, ખાંચા વગર, નીતીવંતા નેક વીચારો અખ્ત્યાર કરવે આયંદે માનવીને તેવાજ વીચારોનો માહ-વરો પડી જાય છે; અને તેમ થવે તે એક નેક, સ્વચ્છ ઇનશાન તરીકે પોતાના પવીત્ર કામો તે દુન્યાને પ્રદરશીત કરી શકે છે.

જે બખતાદર રોઝે એક આદમીએ પહેલ વહેલું એમ જાણ્યું કે ખુદની પોતાની ખાનાખરાબી કરનારો તે પોતેજ છે-તથા ખુદનો પોતાનો પાલણહારબી તે પોતેજ છે-તે હરગેઝ ભુલાય નહીં તેવા મુબારક દિવસ ઉપર આષીષ પંકરાયલો સમજવો. એક ઇનશાનની તમામ વેદનાઓ અને તમામ અજ્ઞાનતાઓનું મુળ કારણ તે ઇનશાનમાં પોતાનામાંજ છે; એક માણસની સઘળી શાંતી, મનની ઉન્‍નતી અને પવીત્રાઇનું અસલ સાંધણ તે માણસના પોતાના અંતરની માંહેજ છે. એકલપેટાં વીચારો, ગલીચ વાસનાઓ, અને સત્યતાથી વેગળાં કામો—એ સર્વે કાંઇ નહીં પણ તમામ ગમીને જન્મ આપનારાં કંગાલ બીયાંઓ છે. બીનસ્વાર્થી તુરંગો, સ્વચ્છ ઉમેદો, અને સચ્ચાઇના મીઠાં કારયો—આ બીયાંમાંથી સઘળી બરોાઇ ઉગવા પામે છે.

જે શખ્સ પોતાની જીભ ઉપર આંકોશ રાખી શકે છે, તે માણસ ઉંચ પ્રકારના બુદ્ધીબળવાળી, એક તકરારમાં ફતેહમંદ ઉતરનાર એક કાબેલ પક્ષકાર કરતાંબી વધારે આલા મોટાઇ ધરાવે છે; જે ઇનશાન પોતાના મનને કાબુમાં રાખી શકે છે, તે સંખ્યાબંધ પ્રજાઓના એક રાજકર્તા કરતાંબી વધારે જોરાવર હોય છે, અને જે માણસ ખુદ પોતાને સંપુર્ણ આંકોશમાં રાખી શકે છે તે દેવતાઓ અને ફરેસ્તાઓ કરતાંબી વધારે આલા દરજ્જાનો છે. જે ઘડીએ એક આદમી કે જે પોતાના સ્વાર્થનો ગુલામ હોય છે તેને ભાન આવ્યું કે તેની પોતાની મુકતી, તેના પોતાનાજ હાથેથી થઇ શકશે તેજ ઘડીએ આ માનવી પોતીકા ઇનશાનયતની બુલંદ ખુદાઇ ટોંચે ચઢવા માંડશે. જ્યાં તુલીક એક માણસ આ ચીજ બરાબર સમજતો નથી, અને જ્યાં તુલીક તે પોતાની અંતરની જીંદગી ધીરજથી સ્વચ્છ બનાવવાનું શરૂ કરતો નથી, ત્યાં તુલીક તે કાયમની શાંતીનો રસ્તો શોધી શકતોજ નથી.

ઉંચ પ્રકારની નીતીમાન બાબદો ઉપર ગંભીર શાંત દરીયાફત કરવા માટે જો તમે ક્રમમાંક્રમ રોજ એક કલાક ફાજલ પાડો તો તે તમને તમારી જીંદગીમાં મોટો મદદકર્તા થઇ પડશે. નીતીમાન વીચારો ને રોજીંદી હૈયાતીમાં કેવી રીતે લાગુ પાડવા તેબી તમારે ગોઠવી રાખવું જોઇયે; તેથીજ તમે એક જાતની શાંતીભરી નરમાશભરી તાકાત પામી શકશો, અને ખરી દુરઅંદેશી તેમજ શુદ્ધ વીચારશક્તી ઉપજાવી શકશો. કોઇબી બાબદને ઉતાવળેથી હાર પાડવા માટે આતુર રહેશો નહીં. તમારી પોતાની ફરજ તમારેથી બને તેટલી હદ સુધી બજાવજો,—એક તાલીમ પામેલી બીનસ્વાર્થી જીંદગી જુગવજો,-ઓચીંત ઉભરાઇ આવતા જુસ્સાને દાબી દેયા કરજો,-અને મહાન નીતીજનક તેમજ આત્મીક નીયમોને અનુસરીનેજ તમારાં કાર્યોને વળણ લેવા દેજો; તમારી લાગણીને એ બાબદમાં ફાવવા દેતા ના. ખાત્રીથી માનતા રહેજો કે બરવખતે તમારી મકસદ સંપુરણ રીતે હાર પડવા વીના રહેશેજ નહીં.

તા૦ ૧૬ મી જુન.

દરેક જીગરમાં બે રાજકર્તાઓ વાસો કરતા હોય છે. આ બેમાંથી એક જણ એક ખોટો દાવાદાર અને જુલમગાર છે, તેનું નામ સ્વાર્થ છે, અને તેના વીચારો તેમજ કામો હવસ, ધીક્કાર, ગુસ્સા અને ઝઘડાને લગતાં છે. બીજો, ખરો હક-દાર રાજા છે તેનું નામ સચ્ચાઇ છે--અને તેના વીચારો તેમજ કામો પવીત્રાઇ અને પ્યાર નમ્રતા અને શાંતીને લગતાં છે. રે ભાઇ, રે બહેન—તું કયા હકુ-મત ચલાવનારને નમન કરે છે? તારાં જીગરમાં તેં કયા પાદશાહને મુકરર કરયો છે? જો તું કહી શકતો હોય કે "હું સચ્ચાઇના શહેનશાહને પુંજુ છું, મારાં અંતરનાં ઉંડાણમાં હું શાંતીના શાહને માનય રાખુ છુ" તો તારા આત્મા માટે તું નચીંત રહેજે. જે શખ્સ પોતાના જીગરની અંદર નેકીના તાજપતીને સમાવીને તેને ભજી શકયો તે માણસ ખરો અમર છે— તેના ઉપર ખરાજ આશીષો ઉતરેલાં હોય છે.

• •

•

## તા૦ ૨૧ મી જુન.

અક્કલ કબુલ નહી કરે તેવી શાંતી તે છે કે જેને કોઇપણ અમુક બનાવ યા સંજોગ ડગમગાવી શકતો નથી અથવા દફે કરી શકતો નથી—કેમજે એવી પ્રકારની શાંતી કાંઇ બે તુફાનો વચ્ચે રજુ થતી ટુંક મુદતની ચુપકીદીજ માત્ર નથી, તે જ્ઞાનની મારફતે પેદા થયલી એક જાથુકની શાંતી છે. ઇનશાન જાતને ફાળે આવી શાંતી હોતી નથી—કેમકે તેઓ સમજી શકતા નથી, તેઓને જ્ઞાન હોતું નથી. સમજશકતી તેમજ જ્ઞાનની આદમજાતને કોતાહી હોય છે તેનો સબબ એજ છે કે માનવી પોતાની ખુદની ગફલતીઓ અને અપવીત્રાઇઓથી આંધળો બની બીનમાહીતગાર રહેલો હોય છે. જયાં તુલીક ઇનશાનો પોતાની ભુલો અને અસ્વચ્છ રાહરીતાઓ ત્યાગ કરી દેવાને આનાકાની કરતો રહે છે ત્યાં તુલીક તેઓને તે **મહાન નીયમ**—કે જેમાં અંગતપણાનો સહેજપણ અંશ છેજ નહી—તેનાથી સદંતર અણુજાણુજ રહેવા વગર છુટકોજ નથી.

## તા૦ ૨૨ મી જુન.

આપણી મુઝવણો અને જંજાળો શું આપણાં પોતાનાં અજ્ઞાનપણાં અને કુકરમોનાંજ સમુળગાં પરીણામો છે કે તે થોડે યા આખે દરજજે પારકાંઓથી અને પારકા સંજોગોથી બરપા થયલાં હોય છે? આપણી પીડાકારીઓ સદંતર વાજબી રીતેજ આપણને ફાળે મળેલી હોય છે; અને તે આપણી પોતાની બેખબરી, આપણી ચુક અને આપણી બદકરણીનાંજ ફળ હોય છે. "તમો તમારા પોતાનાજ દોશે દુઃખ સહન કરો છો—કોઇબી બીજું તે તમારી પર જબરીથી નાખતું નથી." જો એમ થતું નહીં હોય—જો એક ઇનશાન પોતે બુરૂં કરમ કરીને તેનાં સેવટમાંથી છટકી શકતો હોય—જો તે બુરાં કરમનો નતીજો એક નીરદોશ બીજાં માણસને માથે નંખાતો હોય—તો કાયદા યા ઇનસાફ જેવું કાંઇ રહેજ નહીં, અને આ શરૂઆટી એક પળવારબા પછી નીભી શકેજ નહીં. બધો પછી ભમઘોર ગુંચવાડો થઇ પડે. સપાટી ઉપર એવું દીસે છે કે જાણે માનવી પારકાંઓનાં પાપેજ દુઃખ સહન કરે છે, પણ તે માત્ર એક ખોટો દેખાવજ છે. આ ખોટો દેખાવ ઉંચા જ્ઞાનની પ્રાપ્તી સાથે દફે થઇ જાય છે.

માનવી સંકટ સહવે છે, કેમ જે તે સ્વાર્થને ચાહે છે—નેકીને ચાહતો નથી; અને સ્વાર્થ ઉપર પ્રીત રાખતાં તેઓ પોતાના માત્ર ખ્યાલી ખખારાઓ ઉપર પ્રીત રાખતાં શીખે છે અને એજ ખખારાઓથી તેઓ સીકડાયલા રહે છે. સરવેથી બુલંદ મોતેબર છુટાપણું એકજ છે—અને તે છુટાપણું એક માણસ જોડેથી તેના પોતાના સીવાય બીજું કોઇબી પુંચવી લઇ શકતું નથી. આ છુટાપણું શું છે? તે પવીત્રાઇને ચાહીને તે પ્રમાણે અમલ કરવાનું છુટાપણું છે. તેમાં બીજી બધી જાતનાં છુટાપણાં સમાઇ જાય છે. તે જેટલું એક રાજાને હસ્તક છે તેટલુંજ એક સાંકળમાં જકડાયલા અને ચાબુકનો માર ખાતા ગુલામના હવાલામાંબી છે. જે ઇનશાને આ છુટાપણું ગ્રહણ કરયું તે પોતાની આસપાસની તમામ સાંકળ દુર ફેંકી દઇ શકશે. એનાજ પ્રતાપે એક ગુલામ પોતાના જુલમગાર સતાવનારની રૂબરૂમાંથી ચાલી જવાને સામરથવાન બને છે, અને તેને તેમ કરતાં અટકાવવાની કોઇનીબી તાકાત નથી. એનાજ પ્રતાપે એક રાજા પોચીકી એશઆરામ અને મોજમજાહથી બગડી જતો બચે છે, અને ખરેખાતજ એક રાજા બની શકે છે.

૨૫.નો શખ્સ પુરતી રીતે ખબરદાર હોય છે. તેને માટે ચીંતા, દેહસ્ત, નીરાશી, અને બેકરારી બંધ પડી ગયલી છે. ગમે તેવાંઆ સંજોગો વચ્ચે અથવા હાલત વચ્ચે તેને મેલો, પણ તેની શાંતી હરગેઝ તુટવાની નથી. તે દરેક ચીજને કુશળતાથી તથા ડહાપણથી વાળીને સંજોગોને અનુસરતી બનાવી શકશે. કોઇ પણ બાબદમાં તેને ગમગીની ઉપજવાની નથી. જયારે તેના મીત્રો પોતાનું ખાકી શરીર છોડી જાય છે, ત્યારે તે જાણે છે કે તેઓ હજી હસ્તીમાંજ છે—અને તેઓએ જે બાહેરનું કોટલું ફેંકી દીધું તે માટે તે વીલાપ કરતો નથી. કોઇબી જણ તેને નુકસાન પહોંચાડી શકતો નથી—કેમજે તે શખ્સે એક એવી ચીજ સાથે પોતાને ભેળાઇ ગયલો પુરવાર કીધો છે કે જે ચીજના સંબંધમાં ફેરફાર જેવું કાંઇ છેજ નહી. એટલા માટે, જે માહીતગારીથી શાંતી પ્રાપ્ત થાય છે તે માહીતગારી મીનોઇ, મહાન, હરગેઝ નહી બદલાતા નીમોને લગતી છે. આ માહીતગારી માત્ર સ્વચ્છ નેકી અને પવીત્રાઇના પાછળ ખંત સાથ મંડવાથી આવી શકે છે—અને તે નેકી અને પવીત્રાઇ અખત્યાર કરીનેજ માનવી અમર જીંદગીવાળો, હરગેઝ નહી બદલાતો, હરગેઝ નાશ નહી પામતો હોઇ શકે છે.

માનવીનું ખાકી માંસ ખુશામદ કરે છે, તેનો આત્મા ઠપકો આપે છે.

માંસ આંધળી રીતે ઇચ્છાઓ તૃપ્ત કરે છે—આત્મા ડહાપણભરી રીતે ઇચ્છાઓને તરખીયત આપે છે.

માંસને ખાનગી રહેવા ગમે છે—આત્મા સદા ઉંઘાડો અને ખોલ્લોજ હોય છે.

માંસ એક મીત્રથીબી થયલાં નુકસાનને યાદ રાખી મુકે છે—આત્મા એક કટ્ટામાં કટ્ટા દુશ્મનેબી માફ કરે છે.

માંસ પોંબાટવાળું અને અસભ્ય છે—આત્મા મુંગો અને લાયકીવાળો છે.

માંસ જુદા જુદા મીઝાઓને આધીન છે—આત્મા હંમેશનોજ ઠંડો છે.

માંસ માનવીને અધીરાઇ અને ગુસ્સા માટે ઉશ્કેરે છે—આત્મા માનવીને સબુરી તેમજ ટેક સાથે આંકોશમાં રાખે છે.

માંસ વગર વીચારનું છે—આત્મા વીચારવંત છે.

કોઇપણ બાબદની સચ્ચાઇ પહેલે નજરે પડે છે—અને પછી તેની સમજ પડે છે. સચ્ચાઇને એક તડાકે જોઇ લેવાનો પ્રયોગ પળવારમાં પસાર થઇ જાય છે—સચ્ચાઇને બરાબર સમજીને ધ્યાનમાં ઉતારવા માટે હંમેશાં એક રફ્તે રફ્તેની ખીળવણીની જરૂર પડેછે. પ્રેમ રાખતાં આવડવા માટે પ્રથમ તમને તે પ્રેમ કેમ રાખવો તે શીખવું જોઇયે—અને તેમ કરતાં તમોએ તમો પોતાને એક બાળક તરીકે શિખવું જોઇયે, પણ તે શીક્ષણમાં આગળ વધવા સારૂં તમારા પોતાના અંતરમાં જે ખુદાઇ અંશ છે તે હળવે હળવે ખીલવા માંડશે. પ્રેમને એક ખુદાઇ નીયમ તરીકેજ લેખી તેની ઉપર ચાલુ દરીયાફ્ત કરયા કરવાથીજ તથા તમારાં કામો અને તમારા શબ્દો તેને અનુસરતા રોજ બરોજ ગોઠવ્યા કરવાથીજ માત્ર તમો પ્રેમ રાખતાં શીખશો. તમારી પોતાની ઉપર બારીક ચોંપ રાખી મેલજો —અને જયારેબી તમો કાંઇ એવું વીચારો, બોલો યા કરો કે જે બીલકુલ બીનએકલપેટ્રા અને સ્વચ્છ પ્રેમનું પરીણામ નહી હોય, ત્યારે ઠરાવ કરજો કે ભવીષ્યમાં તમે તે દીશાએ વધારે ચોંપ તમારી પોતાનીપર મેલી રાખશો. આમ કરવાથી તમે દીન ઉગત વધારે સ્વચ્છ, વધારે નાઝુક, વધારે પવીત્ર થતા જશો—અને તમને જલદીથી માલમ પડશે કે પ્રેમ રાખવો બહુ સેહેલો છે; ત્યારેજ તમને તમારા પોતાની અંદરના ખુદાઇ અંશનો ભાસ મળશે.

તમારી પોતાની ખોડખાંપણો શું છે તેથી માહીતગાર થવામાં સાભજ છે, કેમકે તમારી ખામીઓ તમને માલુમ પડતાંજ—તથા તે ખામીઓને આંકોશમાં લાવવાની જરૂરીઆત પીછાણતાંજ તમે એ ખોડખાંપણોના નીચાણ પરથી ફરજ અને ખીનસ્વારથી પ્યારની સ્વચ્છ હવાનાં ઉંચાણપર ચઢી શકશો. ભવીષ્ય માટે તમોએ સીહા કલ્પનાઓ કરવી જોઈતી નથી. જો ભવીષ્ય માટે વીચાર કરવા ચાહતાજ હોવ તો તો એક ઝળકતાં ભવીષ્યનોજ વીચાર કરજો. સરવથી વધુ અગત્યનું તો એ છે કે રોજ તમે તમારી ફરજ બજાવતા રહેજો —એકલપેટાઈથી નીરાળા રહી ખુશ મીજાજે બજાવતા રહેજો—અને પછી દરેક નવો ઉગતો દીન પોતાની સાથે નવી ખુશાલી અને નવી શાંતી લેતો આવશે. ભવીષ્ય ત્યારબાદ તમારે માટે ભરપુર સુખ રજુ કરશે. તમારી ભુલચુકો સુધારવાનો સઉથી સરસ મારગ એજ છે કે તમે તમારી ફરજો બસ કાંઈબી ફાયદાનો વીચાર કરવા વગર બજાવો, અને પારકાંઓને સુખી કરવા માટે તમે તમારાથી બનતું કરો. સરવ સાથ માયાથી બોલો—જયારેબી અને ત્યારે માયાથી વરતો—અને જયારે બીજાંઓ તમારી સાથ ગેરસલુકાઈથી વરતે યા કઢંગી રીતે વાત કરે ત્યારે તમે તેનું વળતું વેર લેવાથી બાઝ આવો.

## તા૦ ૨૯ મી જુન.

એક નેક પુરૂષને કશુંએ છુપા-વવાનું હોતુંજ નથી—તે કોઇએ કામો એવાં કરતોજ નથી કે જે માટે તેને ચોરી છુપી કરવી પડે-તે કોઇએ એવા વીચારો યા ખાહેશો ધરાવતોજ નથી કે જે પારકાંઓથી ખાનગી રાખવા તે આતુર રહે, એટલા માટેજ તે આસામી બેધીકરો હોય છે અને શરમાવાની તેને જરૂર પડતીજ નથી. તેનાં કદમોએ આસ્તવાર હોય છે, તેનું શરીર તટણખાર હોય છે, તેની ભાશા સીદ્ધી અને સરળ હોય છે. તે દરેક કોઇના ચેહરા ગમ ટગર ટગર ખુલાસાથી જોઇ શકે છે. જે માણસ કોઇનેજ નુકસાન પુગાડતો નહી હોય તે કોઇનાથીએ ડરેજ શા માટે? જે શખ્સ કોઇ-નેએ ઠગતો નહી હોય તે કોઇના-થીએ ઠગવાયજ શું કારણ? અને તે ખુદ પોતે કાંઇ બુરૂં કામ કરતો નથી, એટલે તેને પોતાને કોઇ બીજું બુરૂં કરીજ કેવી રીતે શકે? તે ઠગાઇ કદી કરતોજ નથી, એટલે બાહેરનું કોઇએ તેને ઠગીજ કેમ શકે? બુરાઇ કદી પણ ભલાઇને માહત કરી શકે એ તો કોઇ કાળેએ બની શકેજ નહી. તેથીજ એક નેક આદમી કોઇ બુરા માણસથી નીચો પડી શકે એએ હરગેઝ બનવા જોગ નથી.

એક જાતનો ગુસ્સાનો ઉભરો એવો આવે છે કે જેને આપણે “નેકીભર્યો” ગુસ્સા તરીકે પીછાણીયે છીયે. તે ગુસ્સો વાજબી અને બરહક દીસે છે તો ખરો. પણ રીવીનીતીના કાંઇક વધારે ઉંચા ખ્યાલથી જો આપણે જોઇશું તો માલમ પડશે કે તે ખરેખર નેક અને વાજબી નથી. કાંઇબી ખોટાં કામ યા ગેરઇનસાફ માટે ગુસ્સો દેખાડવો એમાં ચોક્કસ દરજાજાની અમીરીનો અંશ હોય છે—અને બચીત બીલકુલ બેદરકારી દેખાડવા કરતાં વધારે ઉંચ તથા ઉત્તમ પ્રકારની ખાસ્યત પ્રદરશીત કરે છે; પણ એમ કરતાંબી વધારે ચઢીયાતું ઉતમપણું મોજુદ છે—કે જેની રૂહે ઇનશાન જોઇ શકે છે કે કોઇબી વખતે ગુસ્સાની અગત્ય રહેતીજ નથી; જયાં ગુસ્સાની જગ્યા પ્યાર અને નરમાશ લે છે ત્યાં બુરાઇ ને ઘણી વધારે અસરકારક રીતે માહત કરી શકાય છે. જે માણુસને ખરેખરજ દેખાઇતું નુકસાન પહોંચાડવામાં આવ્યું હોય તે માણુસને. માટે આપણી દયાની જરૂર પડે છે પણ જે માણુસે આ નુકશાન પહોંચાડયું તે માંણુસ તો આપણી રહેમદીલીને વધારે પાત્ર છે, કેમ જે તે બીચારો અજ્ઞાનપણે પોતાને ખાતે આફતનો એક જબરદસ્ત જથ્થો જમે કરે છે. જે બુરાઇ તેણે રોપી છે તેના ફળની તેને વાર્ણી કરવીજ પડશે.

## તા૦ ૧ લી જુલાઇ.

"ભલાઇ" શબ્દની અંદર એક જાતની નાતંદુરસ્ત નાજુક લાગણી સમાઇ જતી નથી—પણ અંતરનો સદ્‌ગુણ સમાયલો હોય છે. આ સદ્‌ગુણનું સીધ્ધું પરીણામ શકતી અને સત્તા પામવામાં નીપજે છે. આ સબબને લીધે ભલો માણસ નબળો હોઇ શકતોજ નથી—એક નબળો માણસ ભલો થઇ શકતોજ નથી. પારકાઓના આત્મા માટે આપણે વખોડી કાહડવાના હેતુથીજ અભીપ્રાય બાંધવો સજાવાર નથી; પણ આપણે આપણી પોતાની જીંદગી અને રાહ-રીતીનું તોલ પરીણામો ઉપરથી કરવાને શકતીવાન છીયે. આના કરતાં કોઇબી ચીઝ વધારે ચોકસ છેજ નહીં કે એક બુરૂં કામ કરનાર સખશ ઝડપમાં પુરવાર કરી આપે છે કે તેની બુરાઇથી કંગાલ્યત બરપા થાય છે: એક પાકીજેહ સખશ દેખાડી આપે છે કે તેની ભલાઇનું સેવટ સુખમાં આવે છે. ખરી વાત છે કે એક માણસ પહરેજગાર નહીં હોવા છતાં એક લીલાં મોટાં ઝાડની માફક ખુબ ખીલી રહી શકે છે—પણ આપણને એટલુંબી વળી યાદ રાખવાનું છે કે મોટું ઝાડ અંતે મરણ પામે છે અથવા તેને કાપી નાખવામાં આવે છે; અને એક દુરગુણી માણસનીબી તેજ સરજત હોય છે.

મનુષ્ય જાતના શીક્ષાગુરૂઓ થોડાજ હોય છે. એક ગુરૂ પેદા થાય તે આગમજ કદાપી હજાર વરસો વીતી જાય છે. પણ જયારે એક ખરો શીક્ષક રજુ થવાજ પામે છે ત્યારે તે ખસુસ કરીને તેની પોતાની બુલંદ જીંદગીથી ઓળખાઇ આવે છે. બીજાં માણસોથી તેની રાહરીતી તદન જુદાજ પ્રકારની હોય છે; અને તેનું શીક્ષણ કોઇબી બીજાં આસામી સોડેથી યા પુસ્તકમાંથી ઉપજાવેલું હોતું નથી, પણ તેની પોતાની ઉંચ પ્રકારની જીંદગીમાંથી ઉપજાવેલું હોય છે. એક ગુરૂ પ્રથમ પોતે મોતેબર પંકતીપર જીવે છે અને ત્યારબાદ બીજાંઓને તેવીજ રીતે કેમ જીવવું તે શીખવે છે. તેનાં શીક્ષણનો પુરાવો અને સાક્ષી તેની પોતાની અંદરજ છે—યાને તેની પોતાની ઉંચી જીંદગી છે. લાખો વાયજી કરનારાઓમાંથી માનવી જાત આયંદે ફકત એકજ જણાને પોતાના સાચા ગુરૂ તરીકે સ્વીકારે છે—અને એવો ખરો સ્વીકારાયલો તેમજ પુંજાયલો શીક્ષક તે તેજ હોય છે કે જે પોતે ઉંચી જીંદગી જુગવી ચુકેલો હોય છે.

દરેક માણસ પોતે જે વીચારો કરે છે, અને કામો બજાવે છે તેને માટે તેમજ પોતાના મનની હાલત માટે અને પોતે જે જીંદગી જુગવે છે તે માટે જોખમદાર છે. કોઈબી શકતી, કોઈબી બનાવ, કોઈબી સંજોગો એક આદમીને બુરાઈ તેમજ અસુખ ભણી ફરજ્યાત હડસેલી શકેજ નહીં. તે જો ત્યાં ફરજ્યાત હડસેલાતોજ હોય તો તેવી ફરજ પાડનાર તે માનવી ખુદ પોતેજ છે. તે ખુદની પોતાની આપ-ઇચ્છાથીજ અમુક વીચારો કરે છે, અમુક કામો બજાવે છે. કોઈબી સાધન-ગમે તેવુંબી ડાહપણભરયું અને બળવાન સાધન—ખુદ પરમાત્મા વટીક—તેને ભલો અને સુખી બનાવી શકતું નથી. ઇનશાને પોતેજ પોતાની ભલાઈ પસંદ કરીને સુખને શોધવાનું છે. આવી જાતની ફતેહની જીંદગી કાંઈ તે સખ્શો માટે નથી કે જેઓ ઉતરતી પ્રકારની સ્ત્રીથીઓથી સંતોષ પામે છે. એ ફતેહમંદ જીંદગી તો તેનેજ મળે છે કે જે તેનો પ્યાસો રહે છે અને જે તેવી જીંદગી જુગવવા તૈયાર રહે છે. એક કંજુસ જેમ સોના માટે તલબ કરે છે તેમ આવી ફતેહકારક જીંદગી માટે તલબ કરનારનેજ ફાળે તે આવે છે. તે હંમેશાં તુર્ત જડી આવે એવી જીંદગી છે—સહુ કોઈની આગળ તે ધરવામાં આવે છે—અને જેઓ તેને સ્વીકારીને પકડી પાડે છે તેઓ ઉપર ખરાજ આશીષ ઉતરે છે. તેઓ સચ્ચાઇની દુન્યામાં દાખલ થાય છે અને સંપુર્ણ શાંતી પામે છે.

ઇનસાનની જીંદગી ખરેખરીજ છે; તેના વીચારો ખરેજ હસ્તી ધરાવે છે; તેનાં કામો ખરેખરાંજ હેયાતી ભોગવે છે. સૃષ્ટીમાં જે ચીઝો ખરેખાત મોજુદ હોય છે તે બાબે તેહકીક કરવામાં રોકાવું એ ડહાપણનો માર્ગ છે. આદમીને ઉપર દરશાવેલી બીનાઓથી જો આપણે જોઇયે—જો તંને મન અને વીચારોથી અલગ કરીને તપાસ્યે—તો તે એક ઢંગધડા વગરનું પ્રાણી દેખાશે; તે એ સંજોગોમાં એક ખરેખરી હસ્તી ધરાવતું પ્રાણી દેખાશે નહી. જે ચીઝો ખરી રીતે હેયાતીમાં હોયજ નહી તે બાબે અભ્યાસમાં ગુંટાવું એ મુરખાઇનો રસ્તો છે. માનવી તેના મનથી વીખુટો પડી શકતોજ નથી. તેની જીંદગી તેના વીચારોથી અલગ હોઇ શકતીજ નથી. મન, વીચાર અને જીંદગી રોશની, પ્રકાશ અને રંગની પેઠેજ એકમેકથી કદીબી છુટાં પડી શકતાંજ નથી. ખરેખર રોજ બનતા બનાવો તમારે માટે પુરતા છે—તેના સંબંધમાં સઘળું જ્ઞાન મેળવવા માટે એ બનાવોના બાતેનમાંજ મુદ્દાઓ હાજર હોય છે.

અંતઃકરણની સ્વચ્છતા, ભલા વીચારો કરવાનો પ્રયોગ અને રૂડાં કામો કરવાની આદત--એ એક વધારે બુલંદ, વધારે મોતેબર પ્રકારે વીચાર કરવાના આગ્રહો સીવાય બીજું શું છે? વધારે ઉંચી શકતી, વધુ નેકીભરયાં કામો, વધુ ઉતમ આષીષના વીસ્તારોમાં ઇનશાનોને ઉંચકી આપવા માટે તેમને કઉવત દેનારાં આ તાકાતરૂપી સાધનો છે! વધુ બુલંદ જાતના વીચારો, વધુ ઓ ઉળા પ્રકારની શાંતી, અને વધુ મોટાં પ્રમાણનું જ્ઞાન સંપાદન કરવા માટે દરેક સૈકામાં માનવી જાતે જે ઉપાયો કામે લગાડયા છે તેમાં ઉંચી ઉમેદ, ઉંડા દરીયાફ્ત અને ઉદયોગી ઉજાજમ મુખ્ય છે; કેમ જે "જેવી પ્રકારના તુરંગોને એક સખ્શ પોતાના જીગરમાં વાસો કરવા દેશે તેવા પ્રકારનો તે પોતે થશે." પોતાના અંતરમાં વીચાર કરવાની નવીજ, જાતની ખાસ્યત બરપા કરવાથી ને આદમી ખુદ પોતાથી પોતાને બચાવી શકશે–ખુદની પોતાની ગુમરાહી અને સંકટોથી પોતાનું રક્ષણ કરી શકશે. તે માટે આદમીએ પોતે એક જવોજ વીચાર કરનાર, એક નવોજ માણુસ બનવું જોઇયે.

લોકોનો ટોળો સામાન્ય રીતે પોતાની આત્મીક ખાસ્યતોના સંબંધમાં અજ્ઞાન હોવાને સબબે પોતીકા વીચારોનો ગુલામ જેવો હોય છે—પણ એક વીદવાન પુરૂષ પોતાના તુરંગોનો સરદાર જેવોજ રહે છે. સાધારણ લોકો આંખ વીચીને બસ જ્યાં દોરવામાં આવે ત્યાં દોરવાય છે—એક ઓલમા તો બીજું વાપરીને પોતાની પસંદગી કરે છે. પેલાઓ બસ પળવારના મનના ઉભરાને આધીન બની જાય છે—અને માત્ર પોતીકી તુરત વેળાની મજાહ અને સુપ્નોજ વીચાર કરે છે. એક કાબેલ નર પોતાના ઉભરાઓને આંકોશમાં રાખે છે અને સમાવી શકે છે; જે ચોખો કાયમની સાચ્ચી અને શુદ્ધ હોય છે તેની ઉપરજ તે પોતાનો મુદ્દો બાંધે છે. લોકો આંધળા મન-ઉભરાને તાબે થઈ નીતીના કાયદાનો ભંગ કરે છે-જ્યારે પેલો અભ્યાસી નર ઉભરાને જેર કરી નીતીના કાનુનોને તાબે થાય છે. વીદવાન પુરૂષ જીંદગીની "લીલી સુકકી"ની સામે તડોને ખડો ઉભો રહી શકે છે. વીચારની ખાસ્યત તેને ખબર છે. તે પોતાના જીવતરના નીરમાણ થયલા કાનુનો સમજી શકે છે તથા તેને તાબે થાય છે.

આપણે આપણી ભલાઇના પરી-
ણામે આશીષનાં મીઠાં ફળ ચાખ્યે
છીયે-તો પછી જો આપણે આપણી
બુરાઇના પરીણામે કાંઇ શીક્ષાઓ
સહન કરયે તો તેમાં કુદરતની ગેર-
મેહરબાની લેખાઇ શકાશે નહીં.
જો આપણે આપણી અજ્ઞાનતા
અને ગુનેહગારીના પરીણામોમાંથી
છટકી શકતા હોઇયે તો તમામ
સલામતી નાબુદ થઇ જાય, અને
રક્ષણ જેવું કાંઇ રહેજ નહીં; કેમ
જે ત્યારે તો આપણાં ડહાપણ અને
આપણી નેકીના પરીણામોઓ
આપણી કનેથી એવીજ રીતે
ખુંચવી લેવાય. આવી કાંઇ યોજના
તો ધાતકીપણા તથા વાહીયાત
ફાંટાને અનુસરવીજ થઇ પડે—
જયારે કાયદો તો ઇનસાફ અને
દયા ઉપર રચાયલો છે. મીનોઇનો
અચળ કાયદો ખરેજ અમર પ્રકા-
રની દયાના નીયમ ઉપર બંધાયલો
છે-તે પોતાની ગતીમાં અચુક છે-
અને તેના અમલમાં તે અણહદ
છે. તેજ તે "અમર ખુદાઇ પ્યાર
છે, જે સદા ભરપુર હોય છે અને
સદા વહેતોજ રહે છે."

સૃષ્ટીના નૈતીક કાયદા વીશે એશારો કરતાં ગૌતમ બુધ હમેશ તેને "ભલા કાયદા"ની ઉપમા આપતો હતો, અને ખચીત જો કોઇબી તે કાયદાને ભલો નહી વીચારે તો તેમાં મોટી ભુલ કહેવાશે; કેમજે તેમાં બુરાઇનો એક કતરોબી હોઇ શકેજ નહી—તેમાં ગેરમેહરબાનીનું જરાબી તત્વ સમાઇ શકેજ નહી. આ કાયદો કાંઇ નબળાને કચડી નાંખતો, અને અજ્ઞાનનો નાશ કરતો એક લોખંડી હૈયાંનો રાક્ષસ નથી; પણ સૌથી નાઝુક જીવોને ઇજામાંથી રક્ષણ કરનારો, તેમજ સૌથી જોરાવર જીવોને પોતાના કૌવતનો અતી ઘણો પાયમાલી ભરયો ઉપયોગ કરતાં ઉગારી લેનારો, આ કાયદો એક દીલાસારૂપી પ્યાર અને એક નસીહતરૂપી માયાસમાન છે. તે તમામ બદીને નાબુદ કરે છે—તમામ નેકીને સાચવી રાખે છે. ઝીણામાં ઝીણા એક નાનાં બીયાંને તે પોતાની પાસબાનીમાં લપેટી લે છે, અને તે એક ગંજાવર મોટાં કુકર્મને માત્ર એક ફુંકમાંજ ઉખેડી નાંખે છે. તે કાયદાને જોવો—એ એક બેહેસ્તરૂપી દેખાવ છે, તે કાયદાને સમજવો—એ એક બેહસ્તરૂપી આશીષ છે. જેઓ તેને જુવે છે અને સમજે છે ઓ શાંતીમાં છે—હમેશગીની ખુશાલીમાં છે.

આકારની ફેરબદલી યાને પ્રકાર ભેદના પ્રયોગમાં એક વખત એવો આવે છે કે જયારે—બુરાઇના ઘટાડા તથા ભલાઇના વધારા સાથ—મગજમાં એક નવોજ ખ્યાલી દેખાવ પ્રગટે છે, એક નવું સાવધપણું બરપા થાય છે, નવુંજ ઇનશાન રજુ થાય છે. જયારે આ તબક્કે પહોંચાય છે ત્યારે, એક સાધુ એક મહાત્મા બને છે. તે માણુસાઇ જીંદગીમાંથી ખુદાઇ જીંદગીમાં પ્રવેશ કરી ચુકેલો હોય છે. તેનો પુર્નજન્મ થાય છે—અને તેને માટે નવાજ અનુભવોની હારમાળા શરૂ થાય છે. તે નવી હકુમત ભોગવે છે, નવીજ જગત તેની આત્મીક ચશ્મો સામે ખુલ્લી થાય છે. શ્રેષ્ટતાનો એજ તબકકો છે—એને હું શ્રેષ્ટ જીંદગી કહું છું. જયારે આવી સરસાઇ એકવાર સંપાદન થાય છે ત્યારે, આપણું બાકી સંકોચાયલું પોતાપણું દફે થઇ જાય છે, અને ઇશ્વરી જીંદગી સમજી શકાય છે; ત્યારે બુરાઇ ઉપર સરસાઇ પામી શકાય છે—અને ભલાઇ સીવાય બીજું કશું હસ્તીમાં હોતુંજ નથી.

સરવોપરી જીંદગી કાંઇ જુસ્સાઓથી જુગવી શકાતી નથી—પણ નીયમો ઉપર તેનો મદાર હોય છે. ક્ષણભંગુર ઉભરાઓની ઉપર તેનો પાયો રચાયલો નથી, જાથુકના કાયદાઓ ઉપર તેનો અમલો બંધાયલો હોય છે. તેની નીરમળ સાફ વાતાવરણમાં હરેક ચીઝની સીલસીલ્લાબંધ પદવી પ્રગટ દીસી આવે છે—જેથી ત્યાં ગમી, ચીંતા, દલગીરી માટે જગ્યાજ હોઇ શકતી નથી. જયારે માનવીઓ પોતાના આપસ્વારથી જુસ્સાઓમાં ગીરફતાર હોય છે ત્યારે તેઓ પોતાના ખભાંઓ ઉપર જંજાળોના ગાંસડા લાધે છે—અને અનેક બાબદોના સંબંધમાં પીડામાં પડે છે. સઉથી વધુ તો તેઓ પોતાની ખુદની નજીવી, કચડાઇ જતી, હેબતાઇ ગયલી સ્વજનતા માટે અંદેશામાં પડે છે; પોતાની ટુંક મુદતની જાતી અંગત મોજમજાહ રખેને જતી રહે તેનો તેઓને ધસ્કો પડે છે; પોતાના અંગતપણાને જાળવી રાખવા, તેને સલામત રાખવા, તેને કાયમનું સાચવી રાખીને ચાલુજ રાખવા તેઓને ભારે કાળજી રહે છે. હવે જે જીંદગી ખરેખરીજ શયાની અને રૂડી છે તેમાં તો આ બધી ચીઝો વહી ગયલી હોય છે. અંગત સ્વારથોને બદલે ત્યાં સારવજનીક મકસદો જગ્યા લેછે; સ્વારથી મજાહો અને સ્વારથી સરજત બાબેની તમામ જંજાળો, મુસીબતો, તથા ચીંતાઓ એક રાત્રીના જોરાવર સ્વપનાઓની મીસાલ દફે થઇ ગયલાં હોય છે.

# તા૦ ૧૩ મી જુલાઇ.

જો જગત માંહે બુરાઇ એક જાતની સ્વતંત્ર શકતી હતે તો તેની ઉપર કોઇબી આસામી કદીબી સરસાઇ ભોગવી શકતેજ નહીં. પણ જોકે તે શકતી ભોગવતી કોઇ ખરેખરી ચીઝ છેજ નહીં–છતાં એક સ્થીતી તરીકે, એક અનુભવ તરીકે તે (બુરાઇ) બેચીતજ હસ્તી ભોગવે છે. દરેક અનુભવ પોતાની બાસ્યતમાં કાંઇ ખરેખરી હસ્તી ધરાવતી બાબદ રજુ કરે છે. બુરાઇ એ અજ્ઞાનતા–અપુર્ણ રીતે થયલી ખીલવણીની સ્થીતી છે અને એ પ્રકારે જેમ એક બાળકના મગઝનું અજ્ઞાનપણું ધીમે ધીમે જમાત થતા અભ્યાસથી દફે થાય છે અથવા જેમ હળવે હળવે ઉગતી રોશની આગળ રાતનો અંધકાર પીગળી જાય છે તેમ બુરાઇબી જ્ઞાનની રોશની આગળ પાછળ હઠતી જઇને બેમાલુમ થઇ જાય છે. જેમ જેમ ભલાઇના નવા અનુભવો આપણાં અંતરજ્ઞાનમાં આમેજ થઇને ત્યાં વાસો કરે છે તેમ તેમ બુરાઇના દુ:ખભર્યાં અનુભવો નાબુદ થતા જાય છે.

## તા૦ ૧૪ મી જુલાઇ.

પોતાના સ્વારથા જીંદગી—કે જેની ઉપર પોતે સરસાઇ મેળવી છે—તેની ઉપર પાછી નજર નાખતાં એક ઇશ્વરી જ્ઞાન સંપાદન કરી ચુકેલા માનવી જુવે છે કે તે આગલી જીંદગીનાં સરવ દુઃખ દરદો તેનાં નીશાળ-શીક્ષકો હતાં, અને તેઓએ જે તેને પોતાને કેળવણી આપવા સાથ ઉંચી પંકતીએ લઇ આવ્યાં હતાં. જેટલા પ્રમાણમાં આ દુઃખ દરદોની મતલબના બાતેનમાં તે માનવી પોતે ઉતરી શકયો—જેટલા પ્રમાણમાં તે માનવી પોતે આ દુઃખ દરદોની ઉપર સરસાઇ મેળવી શકયો—તેટલા પ્રમાણમાં એ દુઃખ દરદો તેનાથી આઘાં જતાં ગયાં. તેને શીખવવાનું તેઓનું કામ પુરૂં થયું કે તેઓ (દુઃખ દરદો) તે માનવીને ફતેહમંદ રીતે રણસંગ્રામમાં એકલા ધણી તરીકે મેળીને ચાલ્યાં ગયાં. કેમજે જેઓ નીચલી સપાટી ઉપર હોય તેઓ ઉપલી પંકતીપરનાંઓને શીખવી શકેજ નહી. અજ્ઞાનતા હરગેઝ જ્યાનપતને કેળવણી આપી શકેજ નહી. બુરાઇ કદીબી ભલાઇ ઉપર વધુ અજવાળું પાડી શકેજ નહી. એક શીષ્ય પોતાના ગુરૂને પાઠો ભણાવી શકેજ નહી. જે ચીજે અત્યાર આગમજની સરસાઇ મેળવી છે તેનેથી ઉપર સરસાઇ મેળવવા વગરની ચીઝ પોંહચી શકેજ નહી. બુરાઇ માત્ર પોતાનાજ વીસ્તારમાં શીક્ષણ આપી શકે—કે જે વીસ્તારમાં તેની બળજોરી ચાલતી હોય: ભલાઇના વીસ્તારમાં બુરાઇ માટે જગ્યાજ નથી—ત્યાં તેની સત્તા ચાલતીજ નથી.

## તા૦ ૧૫ મી જુલાઈ.

આપણી પોતાની ઉપર જ્યાં તુલીક આપણુ સંપુર્ણું કાબુ મેળવ્ય નહી ત્યાં સુધી સંપુર્ણું શક્તી ઉપજાવી શકાતી નથી. અંગત સ્વાર્થ ઉપર જીત કેમ મેળવવી તે માનવી સમજી શકતો નથી–તે થીજ જીતની નજદીક પ્હોંચી શકતોજ નથી–સીવાય કે બાહેરની બાબતો સામે ઝનુની લડાઈ ચલાવ્યા કરવાથી પરહેજ રહેવાની મહાન અગત્યતા તે જુએ છે. જ્યાં તુલીક તે પોતાના બાતીનમાં વાસો કરતી બુરાઇઓ સામે એક ઉત્તમ પ્રકારની જીહાદ મચાવવાની જરૂર જોતો નથી ત્યાં સુધી ઇન્સાન સંપુર્ણુ શાંતી પ્રાપ્ત કરી શકતો જ નથી. જે માણસે એમ જાણ્યું કે જગતનો દુશ્મન અંતરમાં છે, બાહેરમાં નથી, તે માણસ સાધુ સંતના મીનોઇ માર્ગ ઉપર ચાલુ થઇ ચુકેલો છે. જે માણસે એમ જાણ્યું કે તેના પોતાના બેઅખ ત્યાર વીચારો ગુંચવણુ અને ઝઘડાના મુળો છે–જે માણસે એમ જોયું કે તેની પોતાની અપવીત્ર ઇચ્છાઓ તેની ખુદની શાંતી અને સારી દુન્યાની શાંતીનો નાશકર્તા સાધનો સમાન છે–તે માણસ મહાત્માઓના મારગ ઉપર આગળ વધેલા પોતાને જુવે છે. જે માણસે હવસ અને ગુસ્સાને, કીના અને ગરૂરીને, એકલપેટાઇ અને લોભને મહાત કર્યાં તે માણસે દુન્યાને મહાત કરેલી માનવી.

જે જણ જોર જબરીથી માહાત થયો તે જણ તેના પોતાના અંતઃકરણમાં માહાત થયલો હોતો નથી. કદાપી તે આગળ કરતાંબી નપેતર દુશમન થઈ બેઠેલો હશે. પણ જે સખ્ત સુલેહશાંતીના ઉત્તમ નીયમે માહાત થયો તે જરૂરજ તેના પોતાના જીગરમાં બદલાયલો છે. તે અગાઉ જયારે એક દુશમન હતો, તે હવે એક દોસ્ત બનેલો છે. સ્વચ્છ અંતઃકરણનાં અને શ્યાનાં માણસોના જીગરમાં શાંતી હોય છે. આ શાંતી તેઓના દરેક કામકાજો-માંબી આમેજ થવા પામે છે. એવાં માણસો તે શાંતીનો ઉપયોગ પોતીકી જીંદગીમાં કરે છે. એ શાંતી ઝગડા કરતાં વધારે જોરે-મંદ હોય છે. જયાં જોર જબરી નીશફળ નીવડે છે, ત્યાં આ શાંતી ફાવી જાય છે. તેની પાંખો નેકી-વંતાં આસાંમીઓનું રક્ષણ કરે છે–તે પાંખોના છાયા તળે નીરદોશોને નુકસાન પુગતુંજ નથી. એકલપેટી ઝુમબેસની ગરમીમાંથી આ શાંતી એક સલામતીભરયો આશરો આપે છે. હારેલાંઓ માટે તે એક આશ્રમ છે, ભુલાં પડેલાંઓ માટે તે એક મંડપ છે–નેકીવંતાંઓ માટે તે એક મંદીર છે.

## તા૦ ૧૭ મી જુલાઇ.

પ્યાર, ડહાપણ, શાંતી, મનની અને જીગરની નચીંત સ્થીતી તેઓ સઘળાંથી ઉપજાવી શકાય છે—ઉકેળાવી શકાય છે—કે જેઓ પોતાના અંગત સ્વાર્થને તજી દેવા રાજી હોય છે, અને જેઓ સ્વાર્થને આમ તજી દેતાં જેબી પરીણામો નીપજે તે સમજીને સહન કરવા ન મનતાઇ સાથ તૈયાર હોય છે. સૃષ્ટીમાં કોઇબી આપખુદ શકતી હસ્તી ભોગવતીજ નથી—ઇનશાનને બાંધી લેતી સરજતની ગમે એવીબી જોરાવર સાંકળો ખુદ તે ઇનશાનોએ પોતેજ ભઠીમાં બનાવેલી હોય છે. દુઃખ ઉપજાવનારી હાલત સાથે માનવીઓ સાંકળથી બંધાઇ જાય છે તેનો સબબ એ છે કે મજકુર માનવીઓ તેવી રીતે સીકડાઇ જવા ખુદ પોતેજ માંગે છે;—કેમજે માનવીઓ પોતાના સ્વાર્થનું નાનકડું અંધારૂં બંદીખાનું બહુ મીઠું અને સુંદર માને છે;—કેમજે માનવીઓ એમ સમજે છે કે જો તેઓ આ બંદીખાનું છાડી દેશે તો તેઓ જીંદગીની તમામ સંગીન અને મજેહદાર વસ્તુઓ ખોહી બેસશે. યાદ રાખજો—

"તમે તમારા પોતાના હાથે દુખ વેઠો છો, કોઇ તમને મ કરવાની ફરજ પાડતું જ નથી; કોઇ તમને જીવતાં જીવત મોતને આધીન થવાની જબરી પાડતું જ નથી."

## તા૦ ૧૯ મી જુલાઈ:

જેમ આકારની પુઠે ઓળો ઘસડાય છે–જેમ અંગારની પછવાડે ધુમાડો આવે છે–તેમ કારણની પછી અસર ચાલતી આવે છે, અને દુઃખ તથા સુખ માનવીઓના વીચારો તથા કામોની પાછળ દોરવાઈ જતાં રહે છે. આપણી આ સપાસની દુન્યામાં એકબી એવી અસર મોજુદ નથી કે જેનું કાંઇ છુપું કે જાહેર કારણ હસ્તી ધરાવતું નહી હોય: અને તે "કારણ" તદન સંપુરણ ઇનસાફને અનુસરતું જ હોય છે. ઇનશાનો સંકટોના પાકની વાવણી કરે છે, કેમજે નજદીકના યા દુરના ભુતકાળમાં તેઓએ બુરાઇનાં બીઓ રોપેલાં હોય છે. તેઓ આશીષના પાકનીબી વાવણી કરે છે, અને તે તેઓએ પોતે કરેલી ભલાઇના બીયાંઓનીબી રોપણીનું પરીણામ છે. એક શખસને આ બાબદની ઉપર દરીયાફ્ત કરવા દો, તેને આ બાબદ પુરેપુરી સમજવાની કોશેશ કરવા દો, અને પછી તે પોતે માત્ર નેકીનાજ બીઓ રોપવાનું શરૂ કરશે—તથા પોતાના જીગરના બગીચામાં તેણે અત્યાર આગમચ જેબી ડાંખળાઓ તથા ઝાડીઓ ઉગવા દીધાં છે તે મજકુર શખ્શ પોતાને હાથે બાળી નાખશે.

પેલા સોનેરી જમાના—કે જે બીનસ્વારથી પ્યાર ફળીભુત થવા નાં એક ચીન્હ મીસાલ છે તેથી— આ દુન્યા બાકાત રહેલી છે અને લાંબા કાળ સુધી બાકાત રહેશે. જો તમે તઇયાર હોવો તો તમે તે સોનેરી જમાનામાં હમણુાજ દાખલ થઇ શકશો—પણ તેમ કરવા માટે તમારે તમારા એકલપેટા સ્વારથની પંકતીએથી ઉંચે ચઢવું પડશે; તમારે તાસુબી, કીના, ધીકકારની સપાટીએથી નીરમળે અને દરગુજરભરયા પ્રેમની ઉંચાઇએ જવું પડશે. જયાં કપટ, અણગમો અને તીરસ્કાર મોજુદ હોય છે ત્યાં બીનસ્વારથી પ્રીત ટકી શકતીજ નથી. જે જીગરમાંથી તીરસ્કાર તમામ દફે થયલો હોય છે ત્યાંજ સ્વારથ રહીત મોહબૅત નીભી શકે છે. જેણે એક વાર ખાત્રીથી જાણયું કે હરેક ચીઝના અંતરમાં આત્મીક પ્યાર એક હરદય મીસાલ છે—જેણે એકવાર બરાબર સમજયું કે મીનોઇ પ્યારની શકતી કાંઇ ઔર એજમતી છે—તે માણસના જીગરમાં નારાજી માટે જગ્યા હોઇ શકતીજ નથી.

જે સખ્શનું જીગર મીનોઇ પ્રીતથી સીકડાઇ રહેલું છે તે સખ્શ બીજાં માણસોને દોષીત ઠેડવતો નથી–તે માણસ અને માણસ વચ્ચે ચઢ ઉતર અંતર રાખતોજ નથી. પોતાનાજ વીચારો મુજબ પારકાઓને દોરવવાનો તે યત્ન કરતો નથી. પોતાનીજ રૂઢીઓ સરવેથી ઉત્તમ છે, એવું કાંઇ પારકાઓના મનપર ઠસાવવાની તે કોશેશ કરતો નથી. આત્મીક પ્રીત એ શું ચીઝ છે તે સમજીને આ સખ્શ તે મુજબજ જીંદગી જુગવતો રહે છે, અને હરેક જણ પ્રત્યે તે મનની શાંત વળણ અને જીગરનો મીઠાસ જાળવી રાખે છે. હલકાં પડેલાં આદમીને, નીવીવાન આસામીને, મુર્ખ માણસને, અક્કલમંદ ઓલમાને, કેળવાયલાને તેમજ બીન કેળવાયલાને, સ્વારથીને તેમજ બીન સ્વારથીને તે પોતાના શાંતીભરયા વીચારના એક સરખા આશીશ દેછે. આ સરવોત્તમ જ્ઞાન–આ ખુદાઇ પ્યાર–તમે માત્ર તમારી પોતાનીપર ચોપવંત આંકોશ મેળ-યાથીજ તેમજ તમારી ખુદની ઉપર ફતેહ પછી ફતેહ મેળવ્યાથીજ સંપાદન કરી શકશો.

મક્કમ, અપક્ષપાત અને નરમા શભર્યા વીચારોમાં તમારા મનને તાલીમ આપતા રહો, અપોઇમાં અને નેકીમાં તમારાં જીગરને તરબીયત આપતા રહો, ચુપકીદી માટે અને સાચ્ચી નીરમળ જબાન માટે તમારી જીભને કેળવતા રહો. ત્યારેજ તમે પવીત્રાઇ અને શાંતીના મારગ ઉપર દાખલ થશો અને આયંદે અનંત કાળના મીનોઇ પ્યારને પુગી શકશો. આવી જીંદગી જુગવવાથી તમે સામા માણુસોને, વટલાવવાની ફશીખી કોશેશ કરવા વગર, ખાત્રીપુર્વક સમજાવી શકશો—તકરાર કરવા વગર તમે તેઓને શીખવી શકશો. લોભ તમે રાખશોજ નહી તો શ્યાના માણુસો તમારા ગુણો .પારખી લેશે—અને આદમીઓના મતો મેળવવાની જરાખી તજવીજ કરવા વગર તમે તેઓના અંતઃકરણ ઉપર દાબ મેલી શકશો. અપોઇની પ્રીત સદા ફતેહમંદ-સર્વ શકતીમાન છે. એ અચળ પ્રેમના વીચારો, કામો અને શબ્દો કદીખી મરી જતાજ નથી.

## તા૦ ૨૩ મી જુલાઇ.

આપણે આપણી આંખો ખોલી છે, અને હવે ગફલતીની અંધારી રાત પુરી થઇ છે. જડવાદી સ્થીતીમાં અને ચાલુ ઉશકેરણીમાં આપણે પુરતો લાંબો વખત ખુઇ ચુકયા છીએ. બુરાઇના ત્રાસદાયક ખ્વાબમાં આપણે પુરતો લાંબો વખત અછાડ પછાડ કરી પરવારયા છીયે. હવે આપણે આત્મીક હાલતમાં અને સચાઇમાં જાગૃત બન્યા છીયે. આપણે ભલાઇ શોધી કાહડી છે—અને બદી સાથની ટક્કર સમાપ્ત થઇ છે. આપણે ઉંઘી ગયા હતા—પરંતુ આપણને ખબર ન હતું કે આપણે નીંદ્રાવશ છીએ. આપણે સંકટ સેહવ્યાં —પરંતુ આપણને માલમ ન હતું કે આપણે દુઃખ ખમયે છીયે. આપણા સ્વપનામાં આપણે બેચેન હતા—પરંતુ કોઇએ આપણને જગાડયા નહીં; કેમનજે આપણી માફક સઉ કોઇ સ્વપના જોતું હતુ. છતાં એ આપણા સ્વપનામાં કાંઇ અટકણ આવી. આપણી ઉંઘ ખલાસ થઇ. રાસ્તીએ આપણને કહયું—અને તે આપણે સાંભળયું. જુવો !—આપણે આપણી આંખો ઉઘાડી અને જોયું! જયારે આપણે નીંદરાવશ હતા ત્યારે આપણે જોઇ શકયા નહીં હતા—ત્યારે આપણે જાણી શકયા નહી હતા. હવે આપણે જાગૃત છીએ અને જોઇએ છીએ. હા—આપણે જાગૃત છીએ તે આપણે જાણી શકયે છીએ, કેમનજે આપણે પવીત્રાઇને જોઇ છે અને હવે આપણે ગુનાહને વખુવાર ચાહતા નથી.

પાપ કરવું એ એક ખ્વાબ જોવા બરાબર છે—અને પાપને ચાહવું એ અંધકારને ચાહવા બરાબર છે, જેઓ અંધકારની ઉપર પ્રાત રાખે છે, તેઓ અંધકારમાંજ ગોટા ખાય છે. તેઓ હજી "રોશની" જોઈ શકયાજ નથી. જેણે "રોશની" દેખી છે તે અંધકારમાં ચાલવાનું પસંદ કરતોજ નથી. રાસ્તીને જોવી—એ રાસ્તીને ચાહવા બરાબર છે; સચ્ચાઈ સાથ સરખામણીમાં ગફલતી બીલકુલ બેડોળ દીસે છે. સ્વપનુ જોતો એક સખ્શ ઘડીભર મજાહમાં હોય છે—ઘડીભર મુસીબતમાં હોય છે: એક ઘડીએ તે ભરૂસામાં રહે છે—બીજી ઘડીએ તે ધાસ્તીમાં રહે છે. તેની સ્થીતી કાંઈ મક્કમ હોતી નથી, અને તેને માટે કાંઈ કાયમનો આશરો નથી. જ્યારે તેની પુઠે શરમીંદગી અને પશ્ચાતાપના દૈત્યો લાગે છે ત્યારે તે કયાં નાહસી શકે? જ્યાં સુધી તે તે જાગૃત થાય નહીં ત્યાં સુધી તેને સારૂં સલામતીની કોઈ જગ્યાજ નથી. એક સ્વપનું જોનારને પોતાના ખ્વાબ સાથે ફાંફાં મારવા દો; સરવે અંગત સ્વાર્થી ઈચ્છાઓની તકલીફો ખાસયત શું હોય છે તે સમજવા માટે તેને કોશેશ કરવા દો અને પછી જુવો કે તે "રોશની" અને "રાસ્તી"ની દુન્યા ઉપર પોતાની આત્મીક આંખો ઉંઘાડશે. હરેક ચીઝને તેમના ખરા રૂપમાં જોઈને તે સુખી, ડ્યાનો, અને શાંત બનશે.

જયારે બીજું સઘળું નીશફળ નીવડે છે ત્યારે સચાઇ નીશફળ નીવડતી નથી. જયારે જીગર ઉચીત પડી ગયલું હોય છે અને ઘરથી આશરો આપતીજ નથી, ત્યારે રાસ્તી એક શાંતીભરયું રક્ષણ અને એક એકાંત વીસામો આપણને માટે રજુ કરે છે. જીંદગીની જંજાળો પુશકળ છે—અને તેના માર્ગમાં બીસ્યાર મુશકેલીઓ વીખેરાઇ પડેલી છે; પણ જંજાળો કરતાં સચાઇ વધારે આલા છે. અને મુશકેલી કરતાં રાસ્તી વધારે જોરાવર છે. સચાઇ આપણા બોજાઓનો ભાર હલકો કરી નાખે છે; તે આપણા રસ્તાને ખુશાલીના પ્રકાશથી ઝગઝગાદી મેલે છે. આપણાં પ્યારાંઓ ચાલ્યાં જાય છે, મીત્રો દગો દે છે, માલ મીલકતો અલોપ થાય છે; પછી દીલાસાનો અવાજ કયાં રહયો? સથીયારાનો સાદ કયાં ગયો? બેકરારને નચીંતાઇ દેનાર—વાયજાન એકલા પડી ગયલાંઓને દીલાસો દેનાર—સચાઇ છે. સચાઇ આપણને છોડી ને ચાલી જતી નથી, નીશફળ નીવડતી નથી—અલોપ થતી નથી. રાસ્તી આપણી ઉપર એક કાયમની શાંતીનો સથીયારો બક્ષે છે. ચોંપમાં રહો અને સુનો!—તેથી તમે સચાઇનો પુકાર સાંભળી શકશો, મને જાગરૂત કરનાર ખુદ તે મહાન સાહેબનો અવાજ સાંભળી શકશો.

સચ્ચાઇ ગમીમાંથી ખુશાલી અને ગભરાટમાંથી શાંતી લાવે છે, તે સ્વાર્થીને અશોઇનો રસ્તો અને પાપીઓને મીનોઇનો મારગ દેખાડે છે. નેકીનું કામ કરવું, એજ તેનું લક્ષણ છે. ખરા ઉત્સાહી અને વફાદારને તે સધ્યારો બક્ષે છે, ફરમાનદારને તે સુખેહશાંતીના તાજની નવાજેશ કરે છે. હું સચ્ચાઇમાંજ આશરો લઉં છું. ખરેખર નેકીનાં લક્ષણમાં, નેકીનાં જ્ઞાનમાં અને નેકીનાં કારયમાં હું મચ્યો રહું છું, અને મને તેમાંજ ખરી શાંતી તથા સુખ મળે છે. મારામાં એથી કીના જેવું કાંઇ નથી અને ધીક્કારની લાગણી નાશપામી છે. બદી સઉથી છેક અંધારામાં સંકોચાયલી છે, કારણ કે સચ્ચાઇની સરવોતમ રોશનીમાં તે કુંઇબી મારગ ધરાવતી નથી. મગરૂરી તુટી જઇ તારાજ થઇ ગઇ છે અને પતરાજી ધુમસની માફક પીગળી ગઇ છે. મેં સંપુર્ણ નેકી તરફ મારૂં મ્હોંડું રાખ્યું છે અને નીરદોશ મારગમાં મારા પગ મુકયા છે, કારણ કે એથી મને શાંતી મળે છે.

## તા૦ ૨૮ મી જુલાઈ.

આપણાં ભલાં કામો આપણી સાથેજ રહે છે, આપણને બચાવે છે, અને આપણું રક્ષણ કરે છે. બુરાં કામો એક ભુલ સમાન છે. આપણાં બુરાં કામો આપણી પુઠે ચાલતાં આવે છે, તેઓ આપણને લાલચની ખાડીમાં ઉઠલાવી નાંખે છે. બુરૂં કર્મ કરનારને ગમીમાંથી રક્ષણ મળતું નથી. ભલું કર્મ કરનાર સઘળા નુકસાનમાંથી આશરો મેળવી શકે છે. એક મુર્ખ પોતાનાં બુરાઈનાં કામને કહે છે કે "તું છુપાયલું રહે—લોકની જાણમાં તું ના આવ." પણ તેની બુરાઈ તો અત્યાર આગમજની જાહેરીયાત પામી ચુકી છે—અને તેને માટે મુસીબત તો ચોક્કસજ છે. જો આપણે બદીમાંજ ગાફેલ હોઈશું તો શું ચીઝ આપણને ઉગારી લેશે! શું ચીઝ આપણને કંગાલ્યત અને ગુંચવાડાથી દુર રાખશે? કોઈબી માણસ, કોઈબી સ્ત્રી, ગમે એવી બી ધન દોલત, ચાહો તેવી બી સતા—આસમાન યા ધર્તી વટીક—આપણને ગુંચવણથી દુર રાખી શકનાર નથી. બુરાઈનાં પરીણામોમાંથી છટકવાનો રસ્તોજ નથી, તેની સામે આશરોજ નથી—તેની સામે 'બચાવજ નથી. જો આપણે ભલાઈમાં હોઈશું તો શું ચીઝ આપણને પકડી પાડી શકશે?—શું ચીઝ આપણને દુરદશા અને મુઝવણમાં લાવી મુકી શકશે? મર્દ યા ઓરત, ગરીબાઈ કે બીમારી, બેહેસ્ત કે દુન્યા 'આપણને મુઝવણમાં લાવી શકનારજ નથી.

ચેલો-શીક્ષકોના શીક્ષક! તું મને જ્ઞાન આપ.

ગુરૂ-પુછ, અને હું તને જવાબ આપશ.

ચેલો-મેં પુષ્કળ વાંચ્યું છે, પરંતું હું હજી અજ્ઞાન છું; મેં જુદા જુદા ધામીક વીચારોવાળી જાતોની ધર્મ-રૂઢીઓનો અભ્યાસ કર્યો છે, પણ તેથી મને કશુંબી ભંડોળ મળ્યું નથી. ધર્મના ફરમાનો હું મ્હોડેથી જાણું છું, પણ શાંતી મારેથી છુપાયલીજ રહે છે. ઓ મહાત્મા! મને જ્ઞાનનો માર્ગ દેખાડી આપ. ખુદાઇ ડાહપણનો ધોરી રસ્તો મને જાહેર કર. શાંતીના રાહ ઉપર તું તારાં બચ્ચાંને દોરવી લઇ જા.

ગુરૂ-અય ચેલા, જ્ઞાનનો માર્ગ એકજ છે, અને તે જીગરને ઉંડાણથી શોધવાથી જડે છે. ડહાંપણનો ધોરી રસ્તો નેકીનો ચાલુ અમલ કર્યાથી દીસી આવે છે, અને શાંતીનો રાહ એક ગુનાહ વગરની જીંદગી ગુજારવાથી શોધી કહાડી શકાય છે.

ચેલો—મારી રાહબરી કર, ઓ ગુરૂ! કેમકે મારો અંધકાર બહુજ જબરો છે! અય મહાત્મા, મને કહે—તે અંધકાર દફે થશે કે? મારી કસોટી ફતેહમાં હાર પડશે કે? અને મારી અસંખ્ય મુસીબતોનો છેડો આવશે કે?

ગુરૂ—જ્યારે તારૂં અંતઃકરણ સ્વચ્છ થશે ત્યારે તારો અંધકાર નાબુદ થશે. જ્યારે તારૂં મન જુસ્સાથી નીરાળું થશે ત્યારે તું તારી કસોટીને છેડે પહોંચી શકશે. અને જ્યારે તું તારો સ્વ-જાળ વણીનો ખ્યાલ શરણ કરી દેશ ત્યારે મુસીબતો માટે કાંઇ પી કાણ રહેશે નહી. હમણાં તું કાયદાર તાલીમ અને પવીત્રીકરણના માર્ગ ઉપર છે; મારા સરવે શીષ્યોને તેજ રસ્તા ઉપર ચાલવું પડે છે. તું જ્ઞાનની સફેદ રોશનીમાં દાખલ થાય તે આગમચ, તું સચ્ચાઇની સંપુર્ણ મોતેબરી જોઇ શકે તે આગમચ, તારી દરેક ગંદકીને ગાળી કહાડવાની જરૂર છે—તારા તમામ પ્રખ્યાગ્નિઓ હાંકી કહાડવાની જરૂર છે—અને તારાં મનને સહન શકતીના કીલ્લાથી બાંધી લેવાની અગત્ય છે. સચ્ચાઇ માટેનો તારો ઇતબાર ઢીલો પડવા દેતો ના; ભુલતો ના કે સચ્ચાઇ જાવે દાની તુલીકની એબ્ડ છે; યાદ રાખજે કે હુ—સચ્ચાઇનો સરદાર, તારી ઉપર ચોકી રાખું છું.

ચેલો--વધારે બુલંદ અને વધારે હલકી શકતીઓ કઇ છે?

ગુરૂ—ઓ શીષ્ય, મને પાછો સાંભળી લે! તાલીમ અને પવીત્રીકરણના રસતા ઉપર યકીનદારીથી તું ચાલ, તે મારગ હરગેઝ તુ છોડ ના, તેની ગમે તેવીબી મુશીબતોને આધીન થા-અને તને શીષ્યપદની ત્રણ હલકી શકતીઓ જડશે, તે ઉપરાંત તને ત્રણ બીજી વધારે બુલંદ શકતીઓબી મળશે. અને આ ચઢીયાતી તેમજ ઉતરતી શકતીઓ તને અજીત બનાવશે. જાતી-આંકોશ, આપઅખતયારી, અને ચોંપ-આ ત્રણ ઉતરતા પ્રકારની શકતીઓ છે. દ્રઢતા, ધીરજ અને નરમાશ-આ ત્રણ વધારે ચઢતા પ્રકારની શકતીઓ છે. જયારે તારૂં મન બરાબર આંકોશમાં હોય છે અને તારા કાબુમાં રહે છે-જયારે તું કોઇબી બીજી બાહેરની મદદ પર આધાર રાખતો નથી, પણ માત્ર સચાઇ ઉપરજ મદાર બાંધે છે-અને 'જયારે તું તારા વીચારો અને તારાં કામો સંબંધી નીયમીત ચોપવત કાળજી રાખે છે-તયારે તું તે અચળ મહાન રોશનીની નજદીક પુગી શકે છે.

નીચલી ચાર ચીજોથી જીગરનો બીગાડ થાય છે—મજાહ માટેની આરઝુ, બાકી બાબદો પ્રતયેનું વળગણ, અંગત સવારથતણો પયાર, ખુદ પોતાના હીત અરથેનો અભખરો; આ ચાર બીગાડાના સાધનોમાંથી સરવે પાપ અને સરવે ગમી ઉછળે છે. તું તારૂં અંતઃકરણ ધોઇ નાંખ; તારી ઇંદ્રીઓની તરૂષણાઓ તું બીસાડી નાખયા કર; માલમતા માટેનો હાંફરો તારા મનમાંથી હાંકી કાહડ; જાતી બંચાવ અને જાતીભીમાન છોડી દે. આ મુજબ સઘળી જાતની ઇચછાઓનો તયાગ કરવાથી તું સંતોશ સંપાદન કરી શકશે. ફાની વસતુઓ માટેનો પયાર તારાં મનમાંથી દુર કર તું ડહાપણ અંગત સવારથનો વીચાર પડતો મેલવાથી તું શાંતી મેળવી શકશે. જે સવચછ છે તે અભીલા-શાથી નીરાળો છે તે હવસી ઉશકેરણીઓ માટે તલબગાર રહેતો નથી: તે નાશવંત વસતુઓની કીમત બીલકુલ કરતો નથી; તવંગરીમાં કે મુફલેસીમાં, ફતેહમાં કે નીશફળતામાં, જીતમાં કે હારમાં, જીવતરમાં કે મોતમાં તે એક્ સરખોજ છે. તેનું સુખ કાયમનું હોય છે—તેની આશાએશ ખાત્રી પુરવક હોય છે.

એક દુરગુણી માણસ પોતાના લાગણીઓથી દોરવાય છે; તેના ભાવો કે અભાવો તેની ઉપર સરસાઇ ભોગવે છે. તેના ભુલભરેલા વીચારો તેમજ તેના પક્ષપાતી અનુમાનો તેને આંધળો બનાવે છે. હર પળે આરઝુ રાખતો અને સંકટ સેહવતો, પળેપળ તલબગાર રહેતો અને ગમગીન બનતો તે જાતી-આંકોશ શું ચીઝ છે તે સમજતોજ નથી; તેની બેચેની બોહળી છે. એક સદગુણી પુરૂષ પોતાના સ્વભાવોનો સરદાર છે. પોતાના ભાવો તથા અભાવો તેણે બસ્ચાંસહી બાબદો તરીકે છોડી દીધેલા છે. ભુલભરેલા વીચારો તેમજ પક્ષપાતી અનુમાનો તેણે ખસેડી નાંખ્યા છે. તે કોઇ ચીઝની આરઝુ રાખતો નથી, એટલે તેને દુઃખ ખમવું પડતુંજ નથી. મોજમજાહ માટે તલબગાર તે રહેતો નથી, એટલે ગમી તેને પકડી પાડી શકતી નથી. જાતી-આંકોશમાં તે સંપુર્ણ હોવાથી તેને માટે મોતેબર શાંતી જાથુકની મોજુદ છે. હરગેઝ કોઇ હટકારી કહાડતા ના, દીલમાં દ્વેશ રાખતા ના, વળતો ફટકો મારતા ના. તકરાર કરતા ના-અથવા કોઇબી પક્ષને પકડતા ના. દરેક દીશાએ તમારી શાંત વળણુ જાળવી રાખજો. ઇન્સાફી થજો-અને સાચ્ચુંજ બોલજો. નરમાશથી વર્તજો, દયા દીલે ધરજો, સખી જીગર રાખજો. અખુટ ધીરજ ધરજો. પ્રીતમાં મુસ્તાક રહેજો—અને પ્રીતથીજ તમારાં કાર્યોને આકાર આપજો. કશાબી અંતર કે તફાવત વગર સૌ કોઇ સાથે ભલાંઇ કરજો. સર્વે ટેક એકસરખી રીતે વીચારજો-અને માશાંથીબી ગુંગળાતા ના.

તારા પોતા માટે બીલકુલ વીચાર ના કર. તું જે કાંઇ કરે તે વખતે ફકત બીજાઓનું તથા દુનીયાનું જ ભલું કરવાનો ખયાલ રાખ, અને તેમ કરતાં કાંઇ પણ બદલો મેળવવાની આશા ના રાખતો. તું કાંઇ બીજા આદમીઓથી જુદો કે વીખુટો નથી—તું સઘળાઓની સાથનો એકત્ર છે. તારા પોતા ખાતર બીજાઓની વીરૂધ કામ ના કરતો, પણ સઘળાઓ તરફ દીલસોજી બતાવજે. કોઇબી આદમીને તું તારા દુશમન તરીકે ગણતો ના, કેમકે તું સઘળાઓનો મીત્ર છે. સઘળાઓની સાથ સુલેહથી રહેજે. સઘળી જીવતી વયકતીઓ તરફ દયા માયાનો રેલો રેલજે, તારા વચનોને તથા કામેઓ પરમારથથી દીપાવજે. સચાઇનો ને રોશન બખ્ત મારગ છે—એ મારગ એખતયાર કરવો એ તે સરવ શકતીમાન ના ફરમાનોનુસાર ચાલવા બરાબર છે. ખરૂં કરનારનું દીલ ખુશાલીથી છલછલી રહે છે—તે એ નીયમોનુ સાર વરતે છે કે જે ફેરવાતા નથી યા ફના થતા નથી. તે સનાતન સાથ એક છે અને અશાંતીની મરયાદા કુદાવી ગયો છે. સદાચરણી આદમી સંપુરણ શાંતી ભોગવે છે તેમાં કદી ખલલ થતી નથી. તે ગુસ્સા જુસ્સાથી મુકતી પામેલો હોવાથી એકસરખા વીચારનો, અને શાંત બને છે—દલગીરી કે ગમ તેને જાણતો નથી. તે ખરી સ્થીતી જોઇ શકે છે અને કદી ગુંચવાતો નથી.

તારૂં કઉવત અને તારૂં જાતીભી-
માન વધાર; તારા મનના ખ્યાલોઓ
તારી મરજીને આધીન થાય
તેમ કર; તું તારી પોતાની ઉપર
હુકમ ચલાવ; પણ કોઇબી મીઝાઝ
કે કોઇબી છુપો ઉભરો યાઝડરી
તલબ તને નીચપણાંમાં ફેંકી
નહી દે તેની સંભાળ રાખજે. છતાં-
બી જો તું ત્યાં ગબડયો તો ઉઠજે
અને તારૂં માણુસાઇપણું પાછું
મેળવજે; તેમ કરતાં તારા હેઠે પડ-
વાના નીચાણનો અને ડહાપણનો
લાભ લઇ લેજે. તારા મનની ઉપર
સરસાઇ પામવા સદા મેહનત
કરજે, અને તને આડે આવતા
દરેક સંજોગમાંથી કાંઇ ને કાંઇબી
ભલાઇ શોધતો રેહજે. તારી
શકતીના ભંડારને તને નડતી અને
તારેથી માહતં થતી મુસીબતો
મારફતે વધુ માલદાર બનાવજે.
મોતેબરી સીવાય બીજાં કશાંનેબી
શરણ થતો ના. જયારે તારાં
સંપુર્ણ કઉવતની કસોટી થાય ત્યારે
એક જોરમંદ કસરતબાજ, જે
ઇનામ માટે કોશેશ કરતો હોય,
તેની માફક ખુશી થજે.

તું હવસ, લોભ, અને એશ આરામની હરગેઝ ગુલામગીરી કરતો ના. નાશીપાશી, કંગાળીયત, અને ગમનો ગુલામ થતો ના. ચીંતા, શંકા, અને વીલાપને તાબે થતો ના; પણ શાંતીથી તું તારા જુસ્સાઓ ઉપર કાબુ રાખજે, અને એ જુસ્સાઓને તારા તાબેદાર બનાવજે. જે જુસ્સાઓએ બીજાઓને પોતાના ગુલામ બનાવ્યા છે, અને જે તારી ઉપર શેઠાઇ ચલાવે છે તેને તારા ઉપર સાહેબી ચલાવવાના દેતો. પણ એ લાગણીઓ તારા હુકમને વશ થાય એવી તરેહ વરતજે. તારા જુસ્સાઓ શાંતીમાં પોઢે અને તારા મગજમાં ડાહપણ સરવોપરી બને ત્યાં સુધી તું તેમના ઉપર કાબુ રાખજે. તેમ કરશે તો તું સચ્ચાઇ મેળવશે અને જાણશે. ફેરફારની વચે કદી નહી ફેરફાર થાય એવું તત્વ હસતી ધરાવે છે. મારામારીના મધ્યાનમાં સંપુરણ શાંતી હોય છે. દુનયાની અશાંત ટીકઝીકના મુળમાં જુસ્સો વસેલો છે. જેઓ જુસ્સાની પુઠે જાય છે તેઓ દુખ ભોગવે છે, પણ જેઓ જુસ્સાને જેર કરે છે તેઓ શાંતી મેળવે છે.

ચેલો: હું જાણું છું કે ક્રોધ ગુસ્સાથી કામ કરયું તો પરીણામમાં દલગીરી ખેદ વેઠવા પડે છે; હું જાણું છું કે સઘળી દુન્યવી ખુશાલીમાં ગમ, ઠાલી ખ્યાશો અને દીલનું દુ:ખ આતરો નાખે છે; તોપણ સચ્ચાઇ શોધવીજ જોઇએ અને તે મળી શકે છે; અને હું જોકે દલગીરીમાં છું છતાં હું જાણું છું કે જ્યારે હું સચ્ચાઇ પામીશ ત્યારેજ મારૂં દીલ શાદમાન થશે.

ગુરૂ: સચ્ચાઇની ખુશાલીના જેવી શાદમાની બીજી એકે નથી જેઓનું અંત:કરણ સ્વચ્છ હોય છે તેઓ સુખના સાગરમાં તરે છે. તેઓ તેદલગીરીકે દુ:ખ કદી અનુભવતા નથી. એકસરખી રચનાની દુન્યાને જોઇને કોણ દલગીર થાય? તેની માહીતગારીજ સુખી બનાવે છે. જેઓ સંપુરણતાએ પ્હોંચ્યા છે તેઓ ખુશાલ બને છે. તેઓજ જીવે છે, જાણે છે અને સચ્ચાઇનો ભેદ પામે છે.

એક ભલું આદમી ઇનશાનયતના એક ફુલ મીસાલછે અને તે પોતાના દીલ માટેની સ્વારથી વળણને જોર કરીને રોજ વધારે સ્વચ્છ, અમીરી ખવાસનું અને ખુદાઇ ખુબીઓ, વાળું બનતું જાય છે, અને તે ખુદા તરફ ખેંચાય છે. "જેને મારો ચેલો થવાની મરજી હોય તેણે દરરોજ સ્વારથી લાગણીનો ભોગ આપવો જોઇએ" એ ખુદાઇ શીક્ષણ વીશે કોઇનાબી મનમાં ગેરસમજુતી ઉતપન થઇ શકેજ નહીં. એ ફરમાનની એક આદમી ગમે એટલીબી દરકાર નહીં કરે તોપણ તેના તરફ ખેંચાય છે અને તેનો ગેર ઉપયોગ કરી શકતો નથી. આ દુનયામાં ભલાઇની જગયા રાખે એવો એક પણ બીજો સદગુણ નથી; અને જયાં સુધી એક આદમીના દીલમાં ભલાંઇ પ્રવેશ નહીં કરે તો માનવું કે તે કાંઇ લાયકાતમાં ટકી રહે એવો સદગુણ ધરાવતોજ નથી. ભલાઇ ધરાવનાર માટે એકજ મારગ હોય છે, અને તે એ કે ભલાઇની વીરૂધ જતું દરેક સઘળું કામ તજી દેવું; દરેક એકલપેટી ઇચછાને દીલ માંહેથી કહાડી નાંખવી; દરેક અસ્વચ્છ વીચાર ફેંકી દેવો; આપમતને વળગી રહેવાની લાગણીનો ભોગ આપવો, અને એ પ્રમાણે ચાલવું એ ખુદાઇ મારગે ચાલવા બરાબરનું છે.

કજીયા કંકાસના વીસતારમાંથી નીકળીને માયા મહેરની રીઆસતે પહોંચવાની આખી મુસાફરી નીચે પ્રમાણે પુરી કરી શકાયઃ—તારે વરતન નીયમીત અને સવચ્છ રાખવું. આ મારગેજ તું જો ખંતથી ચાલ્યો તો આયંદે સંપુરણતાને શીઘ્રે પહોંચશે. વળી એવું પણ માલુમ પડશે કે એક આદમી પોતાના દીલ માંહેલા ચોકસ જુસ્સાઓ ઉપર મજબુત કાબુ મેળવી શકે છે, તયારે તે એ જુસ્સાઓની રીઆસતના અમલમાં મળાતા સઘળા કાયદાઓથી પણ માહીતગાર બને છે, અને તે જો પોતાની બાતીનની લાગણીઓના મુળ તથા તેની અસર સંભાળભરી રીતે ચાલુ તપાસતો રહે છે તો તે તેનો ભેદ પામે છે, અને તે લાગણીઓ ઇનસાનીયતના શરીરમાં કેમ ગોઠવાયલી રહે છે તેની તે માહીતી મેળવી શકે છે. આ પ્રયોગ વળી મગજને બહુજ સાદું બનાવે છે—તે માંહેથી સઘળો કચરો ચુંટીને બાહેર ફેંકી દેવામાં આવે છે અને ચારીત્ર માટે જરૂરી સોનુંજ તે પોતાની સાથ રાખે છે.

દરેક આત્મા, જાણીજોઇને યા અણજાણપણે, નેકીને માટે ભુખ રાખે છે, અને દરેક આત્મા પોતાની તે ભુખ પોતીકી અમુક રીતી મુજબજ તથા પોતાના જ્ઞાનની ચોક્કસ સ્થીતીને અનુસરીનેજ દૂર કરવા ચાહે છે. ભુખ એકજ પ્રકારની રહે છે—નેકીઓ એક તરાંહની હોય છે—પણ નેકીની શોધ માટેના રસ્તાઓ અનેક છે. જેઓ જાણી બુજીને તે રસ્તાઓ શોધે છે, તેઓ આશીષ પામે છે, તેઓને ટુંક મુદતમાં આત્માઓનો સેવટનો અને કાયમનો સંતોષ—(જે માત્ર એકલી નેકીજ બક્ષી શકે છે)—મળયા વગર રહેશે નહી, કેમકે તેઓને સાચ્ચા માર્ગની માહીતી મળેલી છે. જેઓ નેકી માટે અણજાણ પણે શોધમાં રહે છે તેઓ—થોડીક મુદત મજાહના દરીયાવમાં સ્નાન કરવા છતાં—આશીષ પામતા નથી; કારણ કે તેઓ પોતાને માટે સંકટનો એક રસ્તો ખણી કહાડતા ચાલે છે—કે જે રસ્તા ઉપરથી તેઓને ફાટેલા અને જખમી પગે હંડવાનું છે, અને ત્યારે આત્મા પોતાનો નેકીનો વારસો જાવેદાની નો ગુમાઇ જવા માટે કાર કરશે.

## તા૦ ૧૨ મી આગષ્ટ.

કાંઇપણ ત્રાસ વગરના સંપુર્ણ સુખવાળી જીંદગીને પહોંચવા માટેની મુસાફરી લાંબી અને કંટાળા ભરેલી થઇ પડે એ બનવાજોગ છે, અથવા તે ટુંકી અને ઝડપી થઇ પડે એ પણ તેટલુંજ સંભવીત છે. એ મુસાફરી કદાચ એક મીનીટમાં પુરી કરી શકાય, અથવા તેને પુરી કરતાં કદાચ એક હજાર જમાનાઓપણ લાગે. એવી સુખવાળી જીંદગી શોધનાર કેવી માન્યતા ધરાવે છે અને કેવો ઇતબાર રાખે છે તે ઉપર સઘળો આધાર છે. લોકોનો મોટો ભાગ એવી સુખી જીંદગીમાં દાખલ થઇ શકતો નથી; કારણકે તેમાં ખરૂં સુખ છે, એમ તે માનતો હોતો નથી. નેકી જરૂરની છે અને તે અખ્ત્યાર કરી શકાય તેવી છે, એમ જો લોકો માનેજ નહી, તો પછી તેનો લાભ તેઓ કેવી રીતે પીછાણી શકે? વળી નેકી અખ્ત્યાર કરવા માટે જેમ બાહેરની દુન્યા ત્યાગ કરવાની જરૂર નથી તેમજ દુન્યામાં આપણી ફરજો અદા કરવાનું માંડી વાળવાનીપણ અગત નથી. ના એટલુંજ નહી, પણ તેથી ઉલટું આપણી ફરજો બીનસ્વાર્થે બજાવ્યાથીજ તે સંપુર્ણ સુખ મળી શકે છે. જે સઘળાઓ નેકી અખ્ત્યાર કરવાની જરૂરયાત માને છે અને તે અખ્ત્યાર કરવામાં ફતેહ મેળવવાના અભીલાસ રાખે છે, તેઓ જો દુન્યાદારીની પોતાની સઘળી ફરજો વચ્ચે નાહીમત થાય નહી અને નમુનેદાર ભલાઇને પોતાની નજર આગળથી ખસાડે નહી અને મક્કમ ઠરાવ સાથ "સંપુર્ણતા ભણી આગળ અને આગળ ધસવા"નું ચાલુ રાખે, તો તેઓ સંપુર્ણ સુખ મેળવવાની ફતેહ આગળ મોડે વહેલે જરૂરજ જઇ પુગશે.

ઇનસાનના ભીત્તરમાં એક એવી ઇશ્વરી શકતી છે કે જે વડે તે આત્મીક ફતેહની સૌથી ઉંચામાં ઉંચી ટોંચે પુગી શકે છે. તે વડેજ તે પાપ, બેજાલત અને ગમગીનીને ખંખેરી કહાડીને સરવોતમ ભલાઇના ભંડાર જેવા તે પોતાની મરજી મુજબ વરતી શકે છે. તેજ ઇશ્વરી શકતી વડે માણુસ પોતાના ભીત્તરમાંના અંધકારના બળને જેર કરે છે, અને પોતે તેજસ્વી બનીને કાંઇબી આંકોશ વગરની સ્વતંત્ર હાલતમાં ઓસ્તવાર ખડા રહે છે. તેજ ઇશ્વરી શકતી વડે માણુસ દુન્યાંને જેર કરી શકે છે અને ખુદાને પહોંચવા અગાઉ માર્ગમાં આડા પડેલા બીકટ પહાડની ઉંચી શીખરો આસાનીથી પસાર કરી શકે છે. માણુસ પોતાની રાજીખુશીથી, પોતાના મક્કમ ઠરાવથી અને પોતાના ઇશ્વરી બળથી એ સઘળું કરી શકે છે. પણ ફક્ત તાબેદારીથીજ અને તાબેદાર રહેવાથીજ એ સઘળું તેનાથી કરી શકાય છે. તેણે અંતઃકરણની નમ્રતા અને અસીલાઇ પસંદ કરવાં જોઇએ; મનની સ્વચ્છતાને ખાતર મનના જુસ્સાઓને દુર કરી નાંખવા જોઇયે; પ્યારને ખાતર ધીક્કારને બાજુએ મેલી દેવો જોઇયે; જાનીભોગ આપવાને ખાતર અંગત લાભને હડસેલી દેવો જોઇયે અને નેકી કરીને તે નેકી વડેજ બદીને જીતવા જોઇયે.

જેઓ પરમેશ્વર સાથ એક થઇ શાંતી ભોગવે છે તેઓ દુન્યવી મીરાસમાં કાંઇ સુખ માનતા નથી. તેઓ જુએ છે કે એ દુન્યવી અસકયામત માત્ર થોડા વખતની તક લીધી છે; જ્યારે જોઇએ છે ત્યારે તે મળે છે, અને તેનું કામ પુરૂં થતાંજ તે જતી રહે છે. તેઓ પૈસા, કપડાં, ખોરાકી જેવી ચીજોને ખ્યાલ કરતા નથી. તેથી તેઓ સઘળી મુશ્કેલી અને ચીંતાથી મુકત થયલા હોય છે, અને માયાને પોતાનો જીવ અર્પણ કરેલા હોવાથી તેઓ સંપુર્ણ સુખ ભોગવે છે. સ્વચ્છતા, દયા, ડાહપણ, અને માયાના અક્ષય નીયમો ઉપર આધાર રાખતા હોવાથી તેઓ અમરંગ રહે છે, અને તેઓ જાણે છે કે તેઓ અમરંગ છે. તેઓ પરમેશ્વર—સરવોતમ ભલાઇ, સચ્ચાઇ—સાથ એક થયલા છે અને તેઓ જાણે છે કે તેઓ પરમેશ્વર સાથ એક થયા છે.

આપમતને વળગી રહેવામાં જેટલી એકલપેટાઇ અને ગુનાહ છે તેટલાંજ અસ્વચ્છ ઇચ્છાઓને વળગી રહેવામાં પણ એકલપેટાઇ તથા ગુનાહ છે. તે જાણીને એક ભલો આદમી પોતે માયાની લાગણીને બીનશરતે વશ થાય છે, સઘળાઓ સાથ માયાથી વરતીને રહે છે, કાંઇ પણ કુંએસ જગાડતો નથી, કોઇને વખોડા કહાડતો નથી, પણ સઘળાંઓ સાથ માયાપ્રીતીથી વરતે છે, તેઓના મતની, તેઓની માન્યતાની, તેઓના ગુનાહની પાછળ જુએ છે, તેઓની ગુંચવણ, તેઓના સંકટ, અને તેઓના શોકાતુર હઇડાંના બાતીનમાં જુએ છે. "જે આદમી પોતાની જીંદગીનેજ ચાહશે તે તે ખોહશે." અમર જીંદગી તેનીજ થાય છે કે જે તાબેદારીથી પોતાના નાના, સાંકડા, ગુનાહ ચાહનારાં, કુંએસ જગાડનારાં અંગત સ્વાર્થને તજી દે છે, કારણ કે તેમ કરવાથીજ તે માયાથી ભરપુર, વીશાળ, સુંદર છુટાપણું ધરાવનારી અને પ્રતાપશાળી જીંદગીમાં દાખલ થઇ શકે છે. જીંદગીની એજ રાહ છે—તેનો જે સીધો દરવાજો છે તે ભલાઇનો દરવાજો છે.

એમ ના ધારતા કે ખુદાઇ સુખન ઉમીદવારો એશઆરામમાં અને આળસાઇમાં જીવે છે (આ પણ એક ગુનાહ છે કે જે ખુદાઇ સુખના અથવાનમાં દાખલ થવાના માર્ગની શોધ કરતી વખતે સદંતર નાબુદ કરવા જોઇએ). તેઓ શાંતીભરી ચળવળમાં રહે છે; હકીકતમાં તો તેઓજ ખરી જીંદગી ગુજારે છે, કેમ કે સ્વારથી એકલપેટી જીંદગીની સાથે હેરાનગતી, ગમ, અને ચીંતા જોડાયલી છે. પણ તે કાંઇ ખરી જીંદગી નથી. એ ઉમીદવારો પુર કાળજીભર પોતાની સઘળી ફરજ, આપ સ્વારથનો જરાએ ખ્યાલ કરયા વગર બજાવે છે, અને પોતાની સઘળી શકતી, બળ તથા મગજ ખુદા બીજાઓના દીલમાં તેમજ પોતાની આસપાસની દુન્યામાં સદા ચરણનું સ્થાન સ્થાપવામાં વાપરે છે, અને તેથી તેઓની ઉપલી શકતીઓ વધારે ખાલે છે. ખુદાઇ સુખના ઉમીદવારોનું કામ પહેલું એ છે કે ખુદ પોતેજ સદાચારી થવું અને પછી બીજાઓને સદાચારનો ઉપદેશ કરવો. તેમ થતાં તેઓ વખુવાર દલગીર થતા નથી, પણ સદાકાળ ખુશાલીમાંજ રહે છે, કારણ કે તેઓ દુન્યાના દુઃખ સંકટ જુએ છે તો પણ તે સાથ તેઓ વળી સેવટનું સુખ, અને નીત્યનું સુખાશ્રમ પણ અનુભવે છે.

"હું બીજાઓની સાથે કેમ વરતું છું ?"

"હું બીજાઓને માટે શું કરૂં છું ?"

"હું બીજાઓને માટે શું વીચાર રાખું છું ?"

"શું બીજાઓ માટેના મારા વીચારો—અને બીજાઓ પ્રતયેના મારાં કામો તદન બીનસ્વારથી પ્રીતથીજ દોરવાયલાં હોય છે? હું ઇચ્છું છું કે બીજાઓના વીચારો અને કામો મારી તરફ ઘણુંજ બીનસ્વારથી હોય—પણ તેમ શું હું પોતે વીચારૂં છું યા વરતું છું? અથવા તે મારા વીચારો અને કામો અંગત તાસુબી, તુચ્છ કીના, યા સાંકડા મનનાં ઝનુની તીરસ્કારના પરીણામો તો નથી?" જેમ જેમ એક ઇનશાન પોતાના આતમાની પવીત્ર ચુપકીદીમાં આ તીક્ષણ સવાલો પોતાના જીવને પુછે છે—અને પોતાના પયગમબરનાં મુળ શીક્ષણોને આધીન થઇ પોતાના તુરંગોને અને પોતાનાં કારયોને જેમ જેમ આકાર દે છે—તેમ તેમ તેની સમંજશકતી ખીલે છે, અને તે ગફલતીમાં–ગોઠાં ખાવા વગર જોઇ શકે છે કે તે અતયાર તુલીક ક્યાં ઠોકડાતો હતો, અને તે દેખી શકે છે કે પોતાના હરદયને સ્વચ્છ બનાવવા ખાતર—પોતાની વરતણુંક સુધારવાને ખાતર—શું કરવાનું છે અને કેમ કરવાનું છે.

જ્યાં સુધી ઇનશાન પાપની વાતાવરણમાં વસે છે ત્યાં સુધી તેને ખ્યાલ આવે છે કે તે પોતે પાપને આધીન થઇ ગયલોજ છે— અને ખુદાઇ અંશથી તે સદાનો બાકાત થયલો છે, કે જે ખુદાઇ અંશ તે પોતાથી પારકો અને પોતાથી દુર હોયલો માને છે. પ્રથમમાં તો માનવી એક આત્મીક પ્રાણી છે—અને તે રીતે તો તે અમર આત્મા, યાને કાયમની હસ્તી જેને આદમ જાત ખુદા તરીકે પીછાને છે તેનીજ શાસ્વત અને વસ્તુનો છે. પાપ નહીં, પણ ભલાઇ તેની ખરી હકદાર સ્થીતી છે; અપુર્ણતા નહી, પણ સંપુર્ણતા તેનો વારસો છે; અને આ સઘળું એક માણસ જો પોતાનો સ્વાર્થ, પોતાની ઇચ્છાઓની બીમારી, પોતાની ગરૂરીભરી ગુમાની, પોતાની એકલપેટાઇ અને અંગત લાભ શોધવાનો અભખરો છોડી દીએ તો હમણાજ સંપાદન કરી શકે—અને મહાત્મા કહે છે તેમ એક "કુદરતી માનવી" ના પદે પુગી શકે.

## તા૦ ૨૦ મી આગષ્ટ.

જ્યારે પયગમબરે કહ્યું કે "મારા વગર તમે કાંઇબી કરી શકશો નહી" ત્યારે તેણે પોતાના ખાકી બદન માટે ઇશારો કરયો હતો નહી—પણ ખુદાઇ પયારની સામાનય લાગણી માટે કહ્યું હતું—કે જે પયાર તેણે ખુદ પોતાની વરતણુંકથી સંપુરણ રીતે પ્રદરશીત કરયો હતો. આ તેનું વચન માત્ર એક સાદી સચાઇ સીવાય બીજું કશું નથી. કારણકે જ્યારે આદમ જાતના કામો તદન સવારથી હોય છે—અને જ્યારે તે પોતે અંધકારમાં સબડતો અને મહોતથી બીહતો એક ફાની ઇનશાન રહે છે—જ્યારે તે પોતાની અંગત બડાઇ માટેજ જીવતો રહેવા માંગે છે—તયારે તેનું કોઇબી કામ સદંતર તુચ્છ અને તકલીદી હોય છે. ઇનશાન જાતમાં જે જનાવરી તતવ છે તે કદીબી ખુદાઇ અંશનો પ્રતીઉતર કરી શકશેજ નહી. માત્ર ખુદાઇ તતવજ ખુદાઇ અંશને જવાબ દઇ શકશે. આદમીમાં કીના કપટનો જે ગુણ હોય છે તે કદીબી ખુદાઇ પયારના ગુણ સાથે એક-સરખુ ધરજની ધરાવી શકશેજ નહી. પયાર એકલો માત્ર પયારને સમજી શકશે--અને તેની સાથ જોડાઇ શકશે. માનવીમાં ખુદાઇ અંશ બેશક છે—માનવી પયારનું સવરૂપ છે. જો માનવી પોતાના અસવચ્છ અને સવારથી તતવો, જેની પાછળ તે અતયાર ગુલીક આંખ વીચીને ધસડાતો આવયો છે તે, તજી દેશે તો તે ખુદાઇ પયાર સમજી શકશે.

આપણને તેમજ દરેક જણને પારકાની ભલાઈમાંથી-ખુદ ખુદાની વટીક ભલાઈમાંથી-હરગેઝ સંતોષ, સુખ તથા શાંતી જડી શકતાં નથી. જયા તુલીક આપણે પાતે તે ભલાઈ કરયે નહી-જયાં તુલીક ભલાઈને આપણે પોતે આપણી ચાલુ કોશેશથી આપણા જીવનમાં આમેજ કરયે નહી--ત્યાં તુલીક આપણને તેના આષીશ અને તેની શાંતી મળી શકે એમ નથી. એટલા થકી તું, (જે તારા પયગમબરને તેની ખુદાઈ ખાસ્યેતોને ખાતર પુંજયા કરે છે, તે) તું પોતે તે ખાસ્યતો મુજબ અમલ કરવા માંડ, અને તું પોતેજ઼ી ખુદાઈ અંશનો બની શકશે. પયગ-મબરના શીક્ષણો ઈનશાનોને માત્ર એક સાદી સાચી બાબદ ઉપર પાછા દોરવી લઈ જાય છે; અને તે એકે નેકી અથવા નેક કર્મ સદંતર એક માણસની પોતાની વર્તણુંકનુંજ પરીણામ હોય છે; તે માનવીના વીચારો તથા કામોથી કાંઈ વેગળી આસ્માની ગુપ્ત બાબદ નથી; દરેક આદમીએ ખુદ પોતે નેકીવંતા બનવાનું છે-તે શબ્દ "નેકી" દરેક માણસે પોતે બનાવવાનો છે—અને અંતરની ખુશાલી તથા શાંતી એક માણસના પોતાના કામોથી ઉપજાવી શકાય છે, પારકાંનાં કામોથી ઉપજાવી શકાતી નથી.

## તા૦ ૨૩ મી આગષ્ટ.

પયગમ્બરના કોઇપણ બોધ ઉપર અમલ કરી શકો તે અગાઉ તમારે તમારાં કોઇ એકલપેટાં અને અંગત તત્વનો વગર શરતે ભોગ આપવોજ પડશે. માનવી જયાંતુલીક તકલીફોને વળગી રહેશે ત્યાં તુલીક તે સંગીનને પીછાની શકશેજ નહી. જયાં તુલીક તે ગફલતીને ચીટકી રહેશે ત્યાં તુલીક તે સચ્ચાઇનું કામ આરંભી શકશેજ નહી. જયાં લગણ એક ઇનશાન પોતાની છાતીમાં હવસ, કીનો, ગરૂરી, તુમાખી, સ્વાર્થી ઇચ્છા, લોભ સમાવી રાખે છે ત્યાં લગણ તે કશુંપણ કરી શકવાનો નથી-કેમજે આ સરવે પાપી તત્વોનાં પરીણામો તકલીફો તેમજ ફાની હોય છે. માત્ર જયારે તે ખુદાઇ પ્યારનો અંશ પોતાના અંતરમાં સમાવી તેનો આશરો લીયે છે ત્યારેજ તે ધીરજવંતો, નરમાશ ભરયો, સ્વચ્છ, દયાળુ, અને દર ગુજરભરયો બની શકે છે-તથા ને કીના કામો બજાવી જીંદગીનાં મીઠાં ફળ ચાખે છે. દ્રાક્ષનું ઝાડ તેની ડાંખળીઓ વીના જીવી શકતું નથી-અને ડાંખળીઓપરે ફળ નીપજે નહી ત્યાં સુધી ડાંખળીઓ સાથનુંપણ દ્રાક્ષનું ઝાડ સંપુર્ણ કહેવાતું નથી. સઉ કોઇ સાથે જીગરમાં, મનમાં અને કામોમાં પ્યાર રોજીંદો ધરાવી રાખી-કોઇપણ નુકસાનકારક કે અસ્વચ્છ તુરંગો મગજમાંથી હાંકી કહાડી-માનવી પોતાની હસ્તીનાં અચળ અને અમર નીયમો શોધી કહાડી શકે છે.

## તા૦ ૨૪ મી આગષ્ટ.

પયગમ્બરે જે એકલી એક મુકતી પીછાણી છે અને શીખવી છે તે પાપની મુકતી છે—બલકે પાપનાં પરીણામોની મુકતી—છે; અને એ ચીઝ તમે પાપને સદંતર ત્યાગ કરવાથી હાંસલ કરી શકશો. તેથીજ તમે પરમેશ્વરના મુલકની કીમત તમારાં અંતરમાં કરી શકશો—અને તેથીજ તમે સંપુર્ણ જ્ઞાન, સંપુર્ણ સુખ, સંપુર્ણ શાંતી પ્રાપ્ત કરી શકશે. "જ્યાં સુધી એક માણસ પુનર્જન્મ લે નહીં ત્યાં સુધી તે ઇશ્વરી મુલકને દેખી શકશેજ નહી" એક ઇનશાનને નવુંજ પ્રાણી બનવુંજ જોઇયે—અને તે જુની સ્થીતીને સમુળગી છોડી છે નહીં, ત્યાં સુધી નવી હાલતે પુગી શકેજ કેમ? જો એક આદમી કાંઇ અમુક ધાર્મીક પંથને સ્વીકારીને યા ધામાક ઓધો અખત્યાર કરી ને પોતાના મનમાં એમ ફાંકો રાખતો હોય કે કોઇ ભેદભરી અને નહીં સમજ પડી શકે તેવી રીતે તે પોતાના આગલાજ મીઝાઝ, આગલીજ તકોબરી; આગલી હુજત, આગલી એકલપેટાઇ જાળવી રાખવા સાથ પોતે એક "નવુંજ પ્રાણી બની જશે" તો તેવા આદમીની છેલ્લી હાલત તેની પહેલી સ્થીતી કરતાં ખચીતજ વધારે બદતર છે.

પયગમ્બરનો પેગામ જે ઇનશાન ને તેની ખુદાઇ શક્તીઓનો ભાસ આપે છે તે ખરેખરા શુભ સમાચાર છે, આ પેગામ પાપમાં ડુબેલી આદમ જાતને ટુંકમાં એટલુંજ કહે છે કે "તારી સુસ્તી છોડ અને ચાલવા માંડ"—યાને તે માનવીને કહે છે કે "નેકીમાં વીશ્વાસથી જોતું માનશે અને જો તું તકેદારીમાં રહી ચાલુ કોશેશ સાથ તારી જીંદગીમાં પાપ વીનાની ભલાઇ આમેજ કરવામાં ફતેહ પામશે તો તું વધુ વાર અંધકારમાં, અજ્ઞાનતામાં અને પાપમાં સખડશેજ નહી. અને આ રીતે વીશ્વાસ રાખવાથી તેમજ યકીન ધરાવવાથી આદમીને પયગમ્બરની નસીબ હતના સંપુર્ણ કાયદાનીજ રાહરી માત્ર મળે છે એમ નથી—તેને તેના પોતાના જીગર માંહેના સચ્ચાઇનાં અવાજની રાહબરીબી મળે છે. "આ સચ્ચાઇની રોશની દુન્યામાં જન્મ લેતા દરેક આદમીને પ્રકાશ આપે છે"—અને તેની પુઠે ચાલવાથી અચુક રીતે પયગમ્બરની નસીહતોનો ખુદાઇ અંશ પુરવાર થાય છે.

બદીની સામે ટક્કર ઝીલવામાં એક આદમી જ્યારે રોકાયલો હોય છે ત્યારે તે કાંઇ નેક કામ બજાવતો નથી, એટલુંજ નહીં-પણ જે જુસ્સો અને જે તાસુબી તે બીજાઓની અંદર નાપસંદ કરે છે તેજ જુસ્સો અને તેજ તાસુબી તે પોતેબી દેખાડે છે! તેના મનની આવી વળણને પરીણામે તે આદમીને પોતાને પણ પારકાઓ એક બદી તરીકે લેખી તેની સામે થાય છે. તમે એક માણસ, એક પંથ, એક મજહબ યા એક સરકારને નુકસાનકારક લેખી તેની વીરૂધ થાઓ-અને જુવો કે તમને પોતાને નુકસાનકર્તા તરીકે લેખવામાં આવશે અને બીજાઓ તમારી પોતાનીજ વીરૂધ થશે. કોઇ સખ્શ પોતાની સતાવણી થાય યા પોતાની ઝાટકણી નીકળે તેને એક જો મોટી બદી તરીકે લેખતો હોય તો તેણે બીજાંઓની સતાવણી કરતાં યા બીજાઓની ઝાટકણી કહાડતાં અટકવું જોઇયે. અત્યાર સુધી સઘળી ચીઝ જેને પોતે બદ તરીકે પીછાણતો હોય તેનાથી તેને અલગ થઇ જવાદો-અને માત્ર ભલી ચીઝ પાછળજ તેને વળગવા દો. આ બોધ એટલો તો ઉંડો છે-તેની અસર એટલી તો જબરી છે-કે તેની ઉપર અમલ કરવાથી એક ઇનશાન આત્મીક જ્ઞાન અને આત્મીક સંપુર્ણતાએ ઘણોં ઉંચો ચઢી શકે છે.

## તા૦ ૨૭ મી આગષ્ટ.

ઇશ્વરી મુલકના બચ્ચાંઓ તેઓની જીંદગીપરથી ઓળખાઇ આવે છે. ખુદાઇ અંશના ફળો તેઓ પ્રદરશીત કરે છે: પ્યાર, ખુશાલી, શાંતી, સહનશકતી, માયા, ભલાઇ, વફાઇ, નમરતા, મીતાહાર પણું, જાતી આંકોશ—આ સઘળું હરેક સંજોગો તળે, હરેક મુસીબતો તળે તેઓ પ્રગટ કરી શકે છે. તેઓ ગુસ્સો, ધાસ્તી, શક, અદેખાઇ, ફાંટા, ચીંતા અને ગમગીનીથી સમુળગાં નીરાળાં હોય છે. તે ફીરતારની નેકીનાજ રાહ ઉપર જીવા તેઓ એવી ખાસ્યતો રજુ કરે છે કે જે આ દુન્યામાં સાધારણ રીતે નજરે પડતી ખાસ્યતોથી ઉલટાજ પ્રકારની હોય છે, અને જેને આ દુન્યા મુર્ખાઇભરી માને છે; તેઓ કશાબી હકો માંગતા નથી. તેઓ પોતાનો બચાવ કરતા નથી. તેઓ કદીબી પાછો વળનો ફટકો મારતાજ નથી. જેઓ તેમને નુકસાન કરવા માંગે છે તેઓ સાથ આ માણસો સામી ભલાઇ કરે છે. જેઓ તેમની સાથ એકમત થાય છે તેઓ તરફ અને જેઓ તેમની વીરૂધ થઇ તેમની ઉપર હુમલા કરે છે તેમની તરફ આ માણસો એકસરખી નરમાશભરી વળણ ધારણ કરે છે. તેઓ પારકાંઓની ઉપર કશાબી મત આચરતા નથી. તેઓ કોઇબી આદમીને—કોઇબી સીસટમને—હરકાટી કાઢતા નથી, અને સર્વ સાથ સુલેહ શાંતીમાં રહે છે.

નેકીનું મંદીર બાંધવામાં આ વેલુ તૈયાર છે, અને તેની ચાર દીવાલો ચાર મુખ્ય નીયમો છે-સ્વચ્છતા, ડયાનપણુ, દયા, પ્યાર. શાંતી તેનું છાપરું છે, અને મક્કમપણું તેની જમીન છે; તેનો દાખલ થવાનો દરવાજો બીનસ્વાર્થી ફરજ છે; તેની વાતાવરણ ખુદાઈ જુસ્સો છે, અને તેનું સંગીત સંપુર્ણ ખુશાલી છે. આ મંદીરને ઢોદરાવી શકાતું નથી, કેમકે તે કાયમનું છે, અને નાશ પામે તેવું નથી- અને આવતી કાલે શું થશે તે ચીંતાને સબબે તેનું રક્ષણ કરવા નો વીચાર કરવાની જરૂર રહેતી નથી. પરમેશ્વરનો મુબારક સ નવીના અંતરમાં હસ્તી ભોગવે છે, અને તેથી જીંદગી માટે અગત્યની જડ-વાદી હાજતો બાબેંકશોખી અંદેશો કરવાની જરૂર રહેતી નથી; કે મજે ઉંચામાં ઉંચી, બુલંદમાં બુલંદ ચીઝ જડવાને સબબે આ નાની નાની જડવાદી વસ્તુઓ માત્ર અમુક કારણોની અસરો, વગીકે ખેપવામાં આવે છે અને તેથી જીંદગી જુમવવાનો ઝગડો બંધ પડે છે. આત્મીક, માનસીક અને જડવાદી હાજતો ત્યાર પછી રોજીંદી "સર્વ સામાન્ય સુકાળ" માંથી પુરી પાડવામાં આવે છે.

માત્ર સાચ્ચા અને અંતઃકરણ પુર્વક શબ્દોજ ઓચરજો. સખુનથી, દેખાવથી યા ચાળાથી કોઇને ઠગતા-ના. જેમ એક કાતીલ સાંપથી તમે દુર નાસો તેમ બદગોઇથી દુર રહેજો, કેમજે નહી તો તમે તેના ફંદામાં સપડાઇ જશો. જે શખ્સ બીજાં માટે બુરૂં બોલે છે તેને શાંતીનો રસ્તો જડી શકતોજ નથી. હરેક પ્રકારની વગર અર્થની કાનાસોરી કરવાની કુટેવ છોડી દેજો; પારકાંઓની ખાનગી બાબદો વીશે વાત કરતાંજ ના—સોસાયટીની રીતી નીતી વીશે તકરાર કરતાં ના—જાણીતાં માણસો વીશે નુકતેચીની કરતાં ના. ખાર રાખીને વર્તતા ના—બીજાઓની ઉપર આરોપો મુકતા ના—પણ તમારી સામે કાંઇબી આક્ષેપ મુકાય તો તમારી સ્વચ્છ ચાલચલણથી તેનો જવાબ દેજો. જેઓ નેકીના રાહ ઉપર ચાલતા નહી હોય તેઓને દોશ દેતા ના—પણ માયાથી તેપનો બચાવ કરજો, અને તમે પોતેબી તેજ રાહપર ચાલજો. ગુસ્સાના આતશને સચ્ચાઇનાં નીરમળ પાણી-થી બુજાવજો. તમારા શબ્દોમાં તમે નરમાશભર્યા રહેજો—અને કોઇબી હલકી, વાહીયાત અને ના-રવા ઠઠા બાજીમાં સામેલ થતા ના. ગંભીરતા અને મર્યાદા એ સ્વચ્છતા અને ડહાપણની નીશાનીઓ છે.

ગમે એવી લાલચ તને લલચાવે પણ સચાઇથી વેગળો જતો ના. ઉશ્કેરણીને વશ થતો ના. જયારે દીલના જુસ્સાઓ જાગરૂત થાય તયારે તેમના ઉપર કાબુ રાખજે અને તેમને દાબી દેજે. તારૂં મગજ જયારે ભમવા લાગે તયારે તેને તુરત શાંત કરજે અને ઉંચ ખયાલોમાં મશગુલ થજે. એમ નહીં વીચારતો કે ગુરૂ કનેથી યા ચોપડીઓમાંથી તું સતયતા મેળવીશ. વહેવારૂ કામોથીજ તું સતયતા જીતશે. ગુરૂ અને પાઠપોથી માત્ર શીક્ષણ આપયા સીવાય કાંઇ વધુ કરી શકતાં નથી. તેમનાં મારફત તું જે શીખ્યે તે મુજબ વહેવારૂ રીતે તારે અમલ કરી દેખાડવો જોઇએ. જેઓ કાયદાકાનુનો અને શીક્ષણોનુ સાર ચાખે છે અને આપબળ ઉપરજ આધાર રાખીને વરતે છે તેઓજ ગ્નાની થઇ શકે છે. સતયતા મહેનત કરીને મેળવવી જોઇએ. અદભુત દેખાવોથી દોરવાઇ જતો ના; અથવા ભુતચારા સાથ યા તો મરણ પામેલાઓના આતમા સાથ સંદેશા ચલાવવા તજવીજ ના કરતા. પણ સતયતાને વળગી રહીને, તેના કાનુનો મુજબ અમલ કરીને સદાચરણ, ડાહપણ અને ગ્નાન મેળવજે. ગુરૂ ઉપર વાશવાસ મેલજે; કાયદા ઉપર એતબાર રાખજે, અને સદાચારના મારગ ઉપર પુર ભરોસો મેલીને આગળ વધજે.

આદમી હાલમાંજ સઘળું જોઇતુ બળ ધરાવે છે. પણ તે પોતાના અજ્ઞાનપણામાં કહે છે કે "હું આવતે વરસ, અથવા આટલાં વરસો પછી, યા તો આટલા જન્મોબાદ, સુધરીને સંપુરણતાએ પ્હોંચીશ." ખુદાઇમારગે ચાલનારાઓ, જેઓ હાલના વખતમાંજ જીવે છે તેઓ કહે છે કે "હું હમણાજ સંપુરણુતાએ પ્હોંચ્યો છું," અને તેમ કરીને તેઓ હમણાથીજ યાને આજથીજ ગુનાહોથી દુર રહે છે અને પુર ચાલુ કાળજીભર પોતાના મગજના સઘળા દરવાજાઓની પાસબાની કરે છે, ગયા વખત ઉપર ધ્યાન દેતા નથી, યા ભવીષ્ય તરફ નજર કરતા નથી, ડાબા હાથપર યા જમણા હાથપર વળીતા નથી, પણ સદાકાળ પવીત્ર જીવન ગાળે છે અને તેઓ આશીશ પામે છે. આજે હાલમાંજ સ્વીકારયલો સમય છે–આજેજ મુકતીનો દીવસ છે. માટે તું તારા જીવને કહે કે મારી અભીલાષા યાને મારા આઇડીયલઝ મુજબ હું મારૂં જીવન ગાળીશ, આજે જ મારા આઇડીયલઝ મુજબ ચાલીશ, અને મને મારા આઇડીયલઝથી દુર ખેંચી જતાં તત્વોની હું દરકારજ નહી કરીશ–તેમના તરફ ધ્યાને ન દઇશ. હું માત્ર મારા પોતાના દીલના આઇડીયલઝના અવાજ મુજબજ અમલ કરીશ." તું જો આવા ઠરાવ ઉપર આવશે, અને આ મુજબજ અમલ કરશે તો તું ઉંચ મનોવર્તીથી કદી વેગળો જશે નહી અને સદાકાળ સત્યતાની ખુદાઇ રાહે રહેશે.

ખરેખરી મોજુદ-હસ્તી ધરાવવી-જો કોઈબી ચીઝ એવી હોય કે જેમાં વખત સમાયલો હોય તો તે હાલનો સમો છે. હુમણાની ઘડી-એ વખતના કરતાં કાંઈક વધુ છે - કાંઈક વધારે બુલંદ છે. હાલનો સમો તમારી સમક્ષ સદા ઉભી રહેલી એક ખરેખરી મુસ્તકીમ બાબદ છે. તેને ભુતકાળ યા ભવીષયકાળ સાથ તાલુકો નથી—તે કાયમ તુલીકનો જોરેમંદ અને નક્કર છે. દરેક ઘડી, દરેક દહાડો, દરેક વર્ષ જેવું પસાર થઈ ગયું કે એક સ્વપનું થઈ પડે છે—અને જો તે સદંતરજ ભુસાઈ જવું નહીંબી હોય તોયે યાદદાસ્તમાં માત્ર એક વકલીદી અપુરણ પીક્ચર તો તે જરૂરજ થઈ પડે છે. ભુતકાળ અને ભવીષકાળ ખરેજ સ્વપના સમાન છે; વરતમાન કાળજ માત્ર ખરી હસ્તી ધરાવતી મોજુદ ચીઝ છે. દરેક વસ્તુ હુમણાનીજ છે-દરેક કામ હુમણાનુંજ છે. હુમણા તમે કાંઈ કામ બજાવો નહી, હુમણા તમે કાંઇ પરીણામ નીપજાવો નહી તો કામ યા પરીણામ જેવું કશું તમે હરગેઝ નીપજાવશો નહી તમે શું બજાવી શકતે તેના તુરંગોમાં તમે જીવ્યા કરો—યા તમે શુ હવે પછી બજાવવા ધારો છો તેના ખ્વાબો તમે જોયા કરો—એ મુરખાઈ છે. દીલની ગમખારી બાજુએ મેળવી-ઉમેદ ને જીગરમાં વાસો કરવો—અને હુમણાજ કામે મંડી જવું—એમાં ડાહપણ છે.

૦

બદલાની કાંઇ પણ આશા વગર તું તારી ફરજ પુર વફાદારીથી અદા કરજે. મોજમજાહ યા સ્વારથના કોઇ પણ ખયાલથી લલચાઇને તું તારી ફરજ ભુલતો ના. તું બીજાઓની ફરજની વચે આવતો ના. સખતમાં સખત કસોટી હેઠળ, તારૂં સુખ અને જીવ જોખમમાં હોય તોપણ ખરા માર્ગથી વેગળો જતો ના. નહી જીતી શકાય એવું સાચવટ ધરાવતો આદમી અજીત હોય છે; તે ગુંચવાતો ગભરાતો નથી; અને શક તથા મુઝવણની દુઃખભરી ભુલ ભુલામણીમાંથી આસાન છટકી જાય છે. કોઇ તારી ઉપર કાંઇ આક્ષેપ મેલતો હોય, કોઇ તને ગાળો ભાંડતો હોય યા તારે માટે બુરૂં બોલતો હોય તો મુંગોજ રહેજે; અને અંગત સ્વભાવ ઉપરનો કાબુ જાળવી રાખજે. એમજ સમજજે કે ભુંડુ બોલનાર યા કરનાર—જયાં સુધી તું તેનું વેર લેવાને તલપે નહી અને મગજની તેવીજ સ્થીતીમાં આવી પડે નહી ત્યાં સુધી—તને કદી નુકસાન કરી શકનાર નથી. વળી એ ભુંડુ કરનાર ખુદ પોતાને કેટલું નુકસાન કરે છે તે જોઇને તેના તરફ દયા રહેમદીલીથી વરતજે.

વેરભાવ રાખતો ના, ગુસ્સાને દાબી દેજે અને ધીક્કારને વશ કરજે. સઘળાઓ તરફ એકસરખી માયા અને દયાથી જોજે અને તેવીજ દયા માયા સાથ તેમના તરફ વરતજે. સખતમાં સખત કસોટીનો સમો આવી ચઢે તોપણ કડવાશને વશ થતો ના, અને કોઇને માઠું લાગે એવા કડવા વેણ ઓચરતો ના; અગર કોઇ ગુસ્સો કરે તો તેના સાથ માયાથી કામ લેજે, કોઇ ચેશટા કરે તો ધીરજથી સહન કરજે, કોઇ ધીક્કાર બતાવે તો, માયાથી જવાબ વાળજે. કોઇનીબી તરફ પક્ષાપક્ષીની વળણ અખતયાર કરતો ના; પણ પક્ષકારો વચે સુલેહ સમાધાની કરાવજે. આદમી અને આદમી વચેનો મતફેર વધારીને તેમની વચેનો અંતર વીશાળ બનાવતો ના, અથવા એક પક્ષની તરફદારી કરીને બીજી પક્ષ સામેનો વીરોધ વધારતો ના, પણ સરવેને એક સરખો ઇનસાફ, એકસરખી માયા, એકસરખી ભલાઇથી નવાજજે. બીજા ગુરૂઓને, બીજા ધરમોને, યા બીજા આચાર વીચારવાળા સમુહને નીંદવીને ઉતારી પાડતો ના. શ્રીમંત અને ગરીબ વચે, કે થાપણદાર અને કામદાર વચે, સરકાર અને રઇયત વચે, શેઠ અને નોકર વચે અંતર પડાવતો ના, પણ તેઓને જે જુદી જુદી ફરજો અદા કરવાની છે તે ધયાનમાં રાખીને સઘળા તરફ એક સરખી નજરે જોજે. મગજ ઉપર ચાલુ કાબુ રાખવાથી, કડવાસ અને ગુસ્સાને દાબી દેવાથી, અને મક્કમ માયા દયા બતાવવાથી ભલાં જીવનનો જશ મેળવી શકાશે.

સઘળી ચીજોના બાબમાં તમા[illegible] અક્કલ બુદ્ધીનો ઉપયોગ કરજો. સઘળી વસ્તુઓની કસોટી કરી જોજો. જાણવા અને સમજવાને આતુર રહેજો. વીચાર કરતી વખતે ખરૂં શું અને ખોટું શું તેનું બરાબર તોલ કરજો. મોહડેથી જે કાંઈ બોલો તેજ પ્રમાણે બરાબર ચાલજો. મનની હાલતને સરળ બનાવવા અને તેની ભુલચુકો દુર કરી નાંખવા માટે જ્ઞાનની રોશની તેની ઉપર નાંખજો. ઘણીજ બારીકીથી તમને પોતાને મનમાં સવાલ પુછી જોજો. તમારી માન્યતાને, ઉડતી ઉડતી સાંભળેલી વાતોને અને તમારી અટકળોને દુર કરી નાંખજો અને ખરેખરાં જ્ઞાનને તમારા કબજામાં લેજો. જે ઘણી મહાવરાથી મળેલાં જ્ઞાન ઉપર ખડો રહે છે, તે કીરતાર ઉપરના ઘણાજ ઉંચ પ્રકારના અને તે છતાં નમ્ર ઐતબારથી છળાછળ ભરાઈ ગયલો હોય છે અને તે સચ્ચાઈનો શબ્દ જોશ સાથે ઓચરી શકે છે. ખરાં ખોટાંનું બરાબર તોલ કરવાના કામમાં કુશળતા મેળવજો. નેકી અને બદી વચેનો તફાવત પારખતાં શીખજો. જીંદગીમાં બનતા બનાવોનું સાર્થક અને તે બનાવો એક બીજા સાથે શું સંબંધ ધરાવે છે તે પીછાનતાં શીખજો. દુન્યવી તેમજ માનસીક—સઘળી ચીજોમાં કારણ અને અસરનો કાનુન કેવો અચુક રીતે કારય કરી રહ્યો છે તે પીછાનવાને તમારાં મનને જાગૃત કરજો. એ રીતે પાપ તથા મજાહ ભોગવવાની કોશિશ કેવાં નકામા છે તે તમારી નજર સામે ખુલ્લું થશે અને ઘણા ઉંચ પ્રકારના સદગુણ તથા ડાહ્યા વગરની નીતીથી ઉપજતી ખુશાલી અને મળતી કીરતી તમને સ્પષ્ટ રીત માલમ પડશે.

## તા૦ ૭ મી સપ્ટેમબર.

તમારી ખાકી આંખ્યોથી જોતા ના– પણ સચ્ચાઇની સ્વચ્છ અને એકપુરી આંખ્યાથી જોજો ! પછીજ તમે તમારી કુદરતી સ્થીતી સમજી શકશો; એક બુધ્ધીવાળા ઇનશાન તરીકે અનુભવના અસંખ્ય જમાનાઓમાંથી તમે કેમ પ્રગટીકરણ લીધું છે તે તમને ત્યારેજ સમજ પડશે. ત્યારેજ તમને સમજ પડશે કે જીંદગીઓની એક વગર ભાંગેલી હારમાળામાંથી ચાલ્યા જઇને– નીચી હસ્તી ઉપરથી ઉંચી હસ્તીએ જઇને—ઉંચી હસ્તીપરથી હજી વધારે ઉંચી હસ્તીપર જઇને–તમારાં મનની સદા ફેરવાતી ખાસ્યતો કેમ તમારા પોતાના વીચારો અને તમારાં કામોથી રચાતી ચાલે છે; ત્યારેજ તમને સમજ પડશે કે તમે આજે જે છો તે તમારાં કરમોનુંજ પરીણામ છે! આ રીતે તમે જો તમારી પોતાની ખાસ્યતને સમજશો તો તમે તમામ ખલકતની ખાસ્યતને સમજશો. પરીણામમાં તમે સદા દયામાંજ વાસો કરશો. ખુદાઇ અચળ કાયદાને તમે પીછાણશો— માત્ર સામાન્ય રીતેજ નહી, પણ દરેક છુટા છુટા આસામીઓના બાબમાંબી તે પીછાણશો. પછી તમારો સ્વારથ સમાપ્ત થશે. તે એક વાદળાં મીસાલ વીખેરાઇ જશે—અને સચાઇનો જય થશે.

મુર્ખાઇ અને ડહાપણ—નબળાઇ અને કઉવત—એક ઇનશાનની અંદર પોતાની છે; કોઇબી બાહેરની ચીઝમાં તે નથી; કોઇબી બાહેરના કારણથી ઉત્પન થતાં નથી. કોઇબી પારકાં માણસને ખાતર તમે મજબુત થાઓ એ બની શકવું મહાલ છે—તે ફક્ત ખુદ પોતાને ખાતર મજબુત બને, એ બનવા જોગ છે. તમે પારકાંને ખાતર કોઇ બાબદમાં સરસાઇ મેળવશોજ નહી—તમારે પોતાને ખાતર તમે એકાદ બાબદમાં સરસાઇ મેળવશો. કદાચ તમે બીજાંઓ માટે કાંઇક શીખી શકશો—પણ પરીણામ તો તમે તમો પોતાનેજ માટે ઉપજાવશો. બાહેરના દરેક ટેકા તમે બાજુએ મેહલો—અને તમારી પોતાની અંદર જે સચ્ચાઇનો અંશ છે તેનોજ ટેકો લેજો! કોઇ પંથનું શીક્ષણ તમને લાલચની ઘડીમાં આડે આવશે નહી—તમને તમારાં અંતરના જ્ઞાનથીજ લાલચને વશ કરવી પડશે. આફતની વખતે એકાદ તકરારી ફીલસુફી માત્ર એક પડછાયા સમાન નીવડશે. ગમીનો છેડો લાવવા ફક્ત અંતરના ડહાપણનીજ જરૂર છે, ચાલુ મનશની અને કુનરનીમાંજ અચુક ડહાપણ છે; સુંદર, પ્યારી અને સાચ્ચી ચીઝોમાંજ મન અને જીગર રોકવાથી અચુક સ્થાનપતનો ખ્યાલ ઉપજે છે.

જ્યારે એક ઇનશાનને બરાબર માહીતી થાય છે કે દુનયાની આતમીક કારસાજીમાં સંપુરણ ઇનસાફ જાયજ છે ત્યારે તેનો મીનોઇ પધારનો જુસ્સો ઘટતો નથી. ઉલટો તે વધે છે અને વધારે જડ બને છે—કેમકે તે માણસ સમજવા લાગે છે માનવી જાત અજ્ઞાનપણાને સબબેજ દુ:ખ સેહવે છે અને બીનમાહીતગારીને પ્રતાપેજ ઠોકડાય છે. ગરીબો કરતાં તવંગરો વધારે મુંઝવણમાં પડે છે—અને તે તવંગરો પોતાના સુખ અને દુ:ખની વાવણીના પરીણામો ભોગવે છે. સરવોતમ ઇનસાફનું શીક્ષણ તવંગરો માટે તેમજ મુફલેશો માટે એક સરખુંજ છે; તવંગરો—જેઓ એકલપેટા અને જુલમગાર છે, અને જેઓ પોતાની દોલતનો ગેરઉપયોગ કરે છે—તેઓને આ સરવોતમ ઇનસાફ કહે છે કે તેમને (એટલે તવંગરોને) તેમના કરમોના ફળ ચાખવાંજ પડશે; દુખીઓ અને હાડમારીથી પીડાતાઓને આ સરવોતમ ઇનસાફ કહે છે કે "તમો તમારાં આગલાં ભવોના કરમોના ફળ ચાખો છો—જો તમે હવે સ્વચ્છતા પધાર, અને શાંતીનાં બી વાવશો. તો જરૂરજ તમે તમારી હાલની કંગાળપણમાંથી બાહેર નીકળશો."

## તા૦ ૧૦ મી સપ્ટેમ્બર.

સારી જગતને માટે એક મહાન ખુદાઇ પાઠ શીખવાનો નીર્માણ થયલો છે–અને સંપુર્ણ બીનસ્વાર્થીપણાંનો છે. દરેક કાળના મહાત્માઓ, ઓલમાઓ અને પયગમ્બરો તેઓજ થઇ ગયા કે જેઓ આ ફરજને આધીન થયા અને જીવીને તે પાઠ મુજબ અમલ કરયો. દુન્યાના તમામ મહજબો બસ માત્ર આ એકલો એકજ પાઠ શીખવવા માટે રચાયલાં છે–દુન્યાના તમામ મહાન શીક્ષાગુરૂઓએ તે પાઠ ફરીથી અને ફરીથી ઓચરેલો છે. દુન્યાના લોકો તેને ઘણોજ સહેલો સમજીને તેને તરછોડે છે–અને તેમ કરતાં પોતે એકલ પેટાઇના ગુંચવણભરયા રસ્તાઓ ઉપર ઠોકડો ખાઇ જાય છે. આ નેકીવંતો પાઠ શોધી કાહડો–અને તમે સચ્ચાઇના અને શાંતીના અચળ રસ્તા ઉપર ચાલવા માંડશો; જે ઇનશાન આ રસ્તા ઉપર એક વાર દાખલ થયો તેને તે અમર જીંદગી દેખાવા માંડશે કે જયાં જન્મ અને મરણ જેવું કશું છેજ નહીં; તે ઇનશાનને દેખાઇ આવશે કે આ શ્રષ્ટીની ખુદાઇ રચના અંદર નજીવીમાં નજીવી કોશીશ ખાલી જતી નથી. જયાં તુલીક દરેક આદમી પોતાના અંતર માહેલા ખુદાઇ અંશનો ખુશાલી ભરયા ખ્યાલ ઉપજાવી શકશે નહી ત્યાં તુલીક આ જગતની લાંબી મુસાફરી સમાપ્ત થઇ શકનારજ નથી.

માનવીના મનની અમુક નક્કી વળણોથી તેની ચાલચલણને આકાર મળે છે—અને ચાલચલણના તે આકારને પ્રતાપે સુઃખ યા દુઃખની અસરો નીપજે છે. આ ઉપરથી ત્યારે એમ ઠરે છે કે અમુક અસર ઉપજાવવી હાલત બદલવા થકી માનવીએ તે અસરનું મુળ કારણ-વીચાર-ને બદલવો જોઇયે. કંગાલ્યતને જો તમે સુખચેનમાં અદલાબદલી કરવા ચાહતાહોવ તો તમારાં મનની નક્કી વળણ અને તમારી ચાલચલણનો રોહ—જે આ કંગાલ્યતનું કારણ છે—તેને ઉલટી દીશાએ ગતી આપવાની તમને જરૂરજ પડશે, અને ત્યારેજ ઉલટી અસર તમારાં મનમાં અને તમારી જીંદગીમાં પ્રગટ થશે. જો એક ધનવાન બસ એકલપેટાઇભરી રીતે વીચારો કરતો હોય યા અમલ કરતો હોય તો સુખી થવાની તે શકતી ધરાવતોજ નથી. જ્યાં સુધી તે ખીન સ્વાર્થપણુ વીચારો કરે છે યા વરતે છે ત્યાં સુધી તે અસુખી થયાજ શકતો નથી. જ્યાં જ્યાંખી કારણ હશે ત્યાં ત્યાં પરીણામ તો નીપજવાનુંજ. માનવી અસરને નીરમુલ કરી શકતો નથી—પણ તે કારણને બદલી નાખી શકે છે, તે પોતાના ખવાસને સ્વચ્છ કરી શકે છે—તે પોતાની ચાલચલણને નવેસરથી આકાર દઇ શકે છે. ખુદ પોતાની ઉપર જીત મેળવવી એમાં મહાન શકતી સમાયલી છે; ખુદ પોતાને જુદાં રૂપમાં રજુ કરવું એ એક મહાન ખુશાલીનું આક્રમ છે.

જે ઇનશાનનું મન શકીલું, લોભી, અદેખું છે તે માણુસ બાબે દરયાફત કરો. દરેક ચીઝ તેને કેવી ન્હાની, તુચ્છ અને ઉજડ લાગે છે! તેનામાં પોતાનામાં કાંઇબી દબદબો નથી—એટલે તે કેયેબી બીજે દબદબો જોઇ શકતોજ નથી. તે પોતે હલકત છે—એટલે કોઇબી બીજા આસામીમાં તે દીલની મોટાઇ જોવાને અશકત છે. તે પોતે એકલપેટો હોવાથી ગમે તેવાંબી મોતેબર બીનસ્વાર્થી કામોમાં તે માત્ર નીચ અને હલકી મકસદોજ જોઇ શકે છે. એથી ઉલટી રીતે તે એક ઇનશાન, જેનું મન વેહમોથી નીરાળું, ઉદાર અને મોટાઇભરયું છે તેનો વીચાર કરો. તેની દુન્યા કેવી અજાયબીભરી અને સુંદર છે! તે હરેક આસામીને સાચ્ચોજ દેખે છે—અને હરેક આસામી તેની સાથે સાચ્ચોજ નીવડે છે. તેની હાજરીમાં નીચમાં નીચ સખશોબી પોતાનો હલકો ખવાસ ભુલી જાય છે, અને તેનીજ માફક ઘડીભર ઉમદા ખસલતના બને છે. તેઓને આ તુરત વેળાની ચઢીયાતી મન-ખીલવણીમાં હાલના કરતાં અતી ઘણી વધારે ઉમદા અને વધારે સુખા જીંદગાનો એક ઉડતો—જોકે ગુંચવણ ભરેયો—ખ્યાલ આવી જાય છે.

મીનોઇ જેહાનનો આશીષ કાંઇ જોર જબરદસ્તીથી મેળવી શકાતો નથી. તેના નીયમોને અનુસરીને જે કોઇ ચાલે છે તેને ત્યાં દાખલ થવા માટેનો "પાસ-વર્ડ" મળે છે. એક ચંડાળ ચંડાળોનીજ મંડળીમાં ફરેહરે છે. એક સાધુ કોઇ એવાં ખાસ ચુંટી કહડાયલાં ભાઇ-બંધ મંડળનો સભાસદ હોય છે કે જેનો મુળ ધર્મ ખુદાઇ સંગીત હોય છે. હરેક ઇનશાનો પોત પોતાની સપાટી મુજબ પડછાયા ફેકતા આયના મીસાલ છે, સરવે આસામીઓ જયારે આ ઇનશાન-જાત તેમજ વસ્તુ જાતની દુન્યા ગમ જુવે છે ત્યારે તેઓ એક એવી આરસીમાં જુવે છે કે જે ખુદ તેમના પોતાના ઓળા પાછા ફેંકે છે. દરેક શખ્સ પોતાનાજ વીચારોના સાંકડા યા પોહળા કુંડાળામાં હીલચાલ કરે છે. તે કુંડાળાની બાહેરની બાબદો તેને માટે હસ્તી ધરાવતીજ નથી. તેજ ચીજો તેને માલમ પડે છે કે જે તેના વીસ્તારમાં આવે છે. જેમ જેમ તે સરહદ સાંકડી હોય છે તેમ તેમ તે માણસને પાકી ખાત્રી રહે છે કે હવે વધારે કાંઇબી પોહળી હદયા વધારે મોટું કુંડાળું છેજ નહીં. નાનામાં મોટાંનો સમાવેશ કદી હોઇ શકતો નથી—નાના મગજો પાસે પોહળાં મગજોને સમજી શકવાના સાધનોજ હોતાં નથી. આ માહીતગારી તો રફતે રફતે આગળ વધવાથીજ આવે છે.

જેમ મહાસાગરની ઉંડાઇને જાલમમાં જાલમ તુફાન પોંહચી શકતું નથી, તેમ ઇનશાનના જીગરની મુંગી પવીત્ર ઉંડાઇને પાપ અને ગમી હરગેજ હેરાન કરી શકતા નથી. જીગરની આ ચુપકીદીને પુગવું—અને તે ચુપકીદીમાં અંતકરણપુરવક વાસો કરવો—એ મીનોઇ શાંતીને પુગવા બરાબર છે. શરૂશઠીના બાહેરના દેખાવમાં ગમે તેવો ઝગડો હશે—શરૂશઠીના અંતરમાં તો ખચીત અખંડ સમાધાની છે. માનવી જાતનો આતમા હરદમ આંખ મીચીને એક પાપ વીનાની સથીતી તરફજ હેંડે છે, અને આ સથીતીએ પુગવું તે હંમેશગીની શાંતીએ પુગવાની નીશાની છે. ટુંક મુદત માટેબી તમે બાહેરની દુનયવી મજાહોમાંથી—તમારી ઇંદરીઓની મોહીનીએ-માંથી—તમારી મગજખુશીની માંગણીઓમાંથી—આ જગતની ધમચકરી અને ગડબડાટમાંથી—બહાર આવો, અને તમારાં પોતાના જીગરના બાતેનમાંજ આશરો લ્યો તયાં તમારી એકલપેટી ઇરશાઓથી નીગળો થઇ તમે એક પવીત્ર શાંતી મેળ શો—એક આશીશભરી આશાએશ પામશો, સચાઇની અચુક આંખયો તમારે માટે તયાં ખોલ્લી થશે. તમે તયારેજ હરેક ચીઝને તેના ખરા રૂપમાં જોશો.

એક આદમી એવું વીચારે છે કે સંજોગો જો તેને નડતા નહી હોય–પૈસાની તંગી, વખતની કોતાઇ, વગવસીલાની ગેરહાજરી અને કુટુંબી સનેહ તેના મારગમાં નહી આવતા હોય તો તે મહાન કારયો કરી બતાવે. પણ ખરી રીતે તો આ આદમીના મારગમાં ઉપલી બાબતો હરકત કરતી નથી. તે, પોતાના મનમાં, ઉપલા સંજોગોને એટલું વજન આપે છે કે જે બળ તેઓ ધરાવતા નથી, અને તે સંજોગોને નહી પણ માત્ર પોતાના મતને શરણ થાય છે એટલે કે તે પોતાના મનની નબળાઇને વસ થાય છે. જે ખરી હરકત તેને નડે છે તે "મનની ખરી વલણની ગેરહાજરી છે." જયારે તે ઉપલી હરકતોને પોતાની મુશકેલી દુર કરનારાં હથીયાર તરીકે વાપરશે, અને જયારે તે જોશે કે મજકુર કહેવાતી ખામીઓ તો જીંદગીના હાતેખાનં વટાવી જઇ ફતેહ મેળવવાની પગથીઓ મીસાલ છે, અને તે જો તેવી રીતે ફતેહ મેળવવાનો નીશચય કરશે તો તેનું બુધ્ધી બળ તેના મગજમાં કાંઇક નવાજ ઉપાયો લેવાની સોધન શકતી ઉતપંન કરશે કે જેથી મજકુર નડતળો ફતેહ મેળવવાના મદદગાર તત્વો તરીકે તેને કામ લાગશે.

ગુલામગીરી જેવી તમારી સ્થીતી તેમજ તમારાં છુટાંપણાના મુળ કારણ ખુદ તમારી બાતીનમાં છે. બીજાઓથી તમોને જે નુકશાન થાય છે તે ખુદ તમારાં પોતાના કામનો પ્રતીઉતર છે, તમારા મગજ બુધીની વળણનો છાપ છે. તેઓ હથીયારો છે અને તમે પોતે તેના મુળ છો. જીંદગીના ફળ, કડવાં કે મીઠાં, બંને દરેક આદમીને વાજબી પ્રમાણમાંજ મળે છે. સદાચરણી આદમી સુકવી ભોગવે છે. કોઇ પણ આસામી તેને નુકશાન કરી શકતો નથી. કોઇ આદમી તેનો નાશ કરી શકતો નથી. કોઇ પણ માણસ તેની શાંતી ખુંચવી લઇ શકતા નથી. આદમીઓ તરફની તેની સમજદાર વળણ તેને નુકશાન કરવાને તેઓને અશકત બનાવે છે. તેને નુકશાન કરવાની તેઓ જો કાંઇ પણ કોશેશ કરે તો તે ખુદ તેઓનીજ સામે પાછી આવી અથડા તેઓનેજ ઇજા કરશે, અને તેને જરા પણ અલવલ પહોંચશે નહી. તેની ભલાઇઓજ તેને બારે માસ સુખનો ઝરો પુરો પાડશે, અને તે તેને સદાકાળ કઉવતના સાધન મીસાલ કામ લાગશે. શાંતી તેનું મુળ છે, અને તે ઉપર ખુશાલીનું ફુલ ઉગી નીકળશે.

## તા૦ ૨૦ મી સપ્ટેમબર.

એક માણસ જો શારીરીક દુઃખ દરદોથી પીડાતો હોય, અને તે જો પોતાના મનને નીતીના તથા ઇશ્વરી ધોરણો ઉપર દોરવવાનું શરૂ કરે, તો તેથી તે કાંઇ તુરત જ સાજો થઇ જશે નહી. તેથી ઉલટું, કેટલોક વખત સુધી તેનું શરીર જયારે ઘણીજ કટોકટ હાલતે પુગે અને આગલી ઇશ્વરી ધોરણોથી ઉલટી જીંદગીની અસરો દુર કરી નાંખે, તે વખતે તેની શારીરીક વેદના ઘણી વધી પડેલી માલમ પડે એ બનવાજોગ છે. જેમ નેકીનો મારગ અખત્યાર કરનારો માણુસ તુરતજ સંપુર્ણ શાંતી મેળવતો નથી પણ તેને, ઘણાજ થોડા અપવાદો સીવાય, નવી જીંદગીમાં ઠરીઠામ થવાની દુખઃદાયક મુદતમાંથી પસાર થવું પડે છે, તેજ મીસાલે મનને નીતીના ધોરણો ઉપર દોરવવાનું શરૂ કરનાર માણુંસને પણ તુરતજ સંપુર્ણ તંદરોસ્તી મળતી નથી. શરીરને તેમજ મનને નવેસરથી ઠરીઠામ થવા માટે વખતની જરૂર છે અને એકબારગી તંદરોસ્તી જો તુરતજ મળતી ન હોય તો પણ આયંદે તો તે જરૂર મળશેજ. મનને જો કસીને મજબુત બનાવવામાં આવે, તો તે પછી શારીરીક સ્થીતી બીજી અને ઉતરતી જગા લેશે, અને અગાઉની પેઠે પહેલી અગત્યતા પોતી અટકશે, કે જે અગત્યતા ઘણાઓ તેને આપે છે.

ખરી વાત છે કે માણસ પોતાના મનની શકતીઓના હથીયાર જેવો છે—અથવા વધારે ચોકસાઇથી બોલીયે તો તે પોતેજ તે શકતીઓ છે—પણ તે છતાં એ શકતીઓ કાંઇ આંધળી નથી, અને માણસ તેઓને નવા મારગોએ દોરવી શકે એમ છે. ટુંકમાં માણસ ખુદ પોતાને પોતાના હાથમાં યાને કાબુમાં લઇ શકે અને પોતાની આદતોને નવે સરથી સુધારી શકે એમ છે. સબબ માણસ જોકે ચોકસ ચારીત્ર સાથે જનમેલો હોય છે તેબી ખરી વાત છે, તોપણ તે ચારીત્ર અસંખ્ય જીંદગીઓની પેદાશ છે, કે જે જીંદગીઓ દરમયાન તે ચારીત્ર, તેની પોતાની પસંદગીથી તેમજ કોશેશથી ધીમે ધીમે બંધાયલું હોય છે અને આ જીંદગીમાં નવા અનુભવોથી તેમાં પુશકળ ફેરફાર થઇ શકે એમ છે.

એક ખરાબ આદતના અથવા એક ખરાબ ગુણના જુલમાત હેઠળ એક માણસ દેખઇતી રીતે ગમે એટલો લાચાર બની ગયલો હોય તેની ફીકર નહી—અને આદત તથા ગુણ એ બંને ખરેખર તો એકજ છે—પણ જયાં સુધી તેનું મન સાવધ છે અને તેનામાં અક્કલ બુદ્ધી છે, તયાં સુધી તે માણસ પોતાની ખરાબ આદત દુર કરી નાંખીને તેમાંથી છુટો થઇ શકે એમ છે.

શરીર જાણે કાયમનું ટકી રહેવાનુ હોય તેમ ઇનશાનો ખાકી માંસને વળગી રહે છે—બલકે ખાકી માંસને તૃપ્ત કરવા ચાહે છે. શરીરનો નાશ ટુંક મુદતમાં થશેજ અથવા તે મીટી સાથ મળી જવા વગર રહેવાનું નથીજ એ બીના જો કે માનવીઓ ભુલી જવાની કોશેશ કરે છે—છતાં મોતના ડર અને પોતાની માલેમતાની ફનાની ધાસ્તીથી તેમના સુખીમાં સુખી કલાકો ઉપર સીહા વાદળાં પથરાય છે; તેમના પોતાના સ્વાર્થીપણાનો દીલ કંપાવનારો ઓળો તેમની પાછળ એક દયાહીણ ભુત મીસાલ પુઠેપુઠ દોડે છે. આ જગતની જડવાદી અયશ આરામોના એકઠા થવા સાથ આદમ જાતનાં અંતરમાં જે ખુદાઇ અંશ મોજુદ છે તેનો બીગાડ થાય છે—અને માનવીઓ જડવાદીપણાંમાં તથા ઇંદ્રીઓની મૃત્ય જીંદગીમાં વધુ અને વધુ ડુબતાંજ ચાલે છે, તયારેજ શરીરની અમર્ગીને લગતી તરકો ઇનશાનો સહેલાજ મગજબુદ્ધીના બળે અચુક સાચ્ચી થીયરીઓ તરીકે માન્ય કરતાં ચાલે છે.

•

બાતેનના મામલાથી હરદમ જાહેરના મામલા ઉપર અસર થાય છે. જે ચીજ મોટી હોય તે હંમેશ નાની ચીજને પોતાનામાં લપેટી લે છે. પદારથ—એ મનનું એક જોડયું સાંધણુ છે. બનાવો—એ આપણા વીચારોના ઝરા સમાન છે. સંજોગો—એ આપણા તુરંગોનાં એકત્ર જોડાણોના પરીણામો મીસાલ છે. પારકાંઓની બાહેરની સ્થીતીઓ તથા તેમનાં કારયો સાથે કોઇ ઇનશાનને જે લાગતું વળગતું હોય છે તો તે સ્થીતીઓ અને કારયો મજકુર ઇનશાનની પોતાની—મનની હાજતો અને મનની ખીલવણી માટે અગત્યનો ભાગ ભજવે છે. માનવી ખુદની પોતાની આસપાસની બાબદોનો એક ભાગ જેવો છે. તે પોતાના ભાઇબંધ માનવીઓથી કોઇબી રીતે અલગ નથી—કેમજે તેઓ સાથ તે પોતે કારયોની અરસપરસ અસર અને ઘાડી સોબતથી તેમજ વીચારશકતીના મુળ કાયદાઓ (જે માનવીજાતના મંડળનાં મુખ્યાં મીસાલ હોય છે તે)થી ઘણાજ મજબુત રીતે સંધાયલો છે. કોઇબી માણસ પોતાનાં ક્ષણભંગુર ધખારા કે ફાંટા મુજબ બાહેરની ચીજોને બદલી શકનાર નથી. પણ તે પોતાની ઇચ્છા કે ફાંટો બાજુએ મેલી દઇ શકશે. તે બાહેરની ચીજો પ્રત્યેની પોતાના મનની વળણું એવી રીતે બદલી શકશે કે તે ચીજો કાંઇ જુદાજ રંગરૂપમાં તેને દેખાશે. પોતા ભણીની બીજાંઓની વરતણુંકને તે આકાર આપી શકવાનો નથી. પણ તેઓ ભણીની ખુદ પોતાની વરતણુંકને તે જુદી રીતે રૂપ આપી શકશે.

બરાબર ખરી તહ્વાત પારખી કાહડવાની શક્તીમાં અને રામબાણ પસંદગી કરવાની કાયનાતમાં માનવીની મજબુતી સમાયલી છે. સૃષ્ટીનાં સંજોગો અને કાયદાઓ ઉપજાવવામાં માણુસ એક કતરાભાર્ખા ફાળો આપતો નથી. આ જગતમાં હસ્તી ધરાવતી દરેક વસતુના મુળ નીયમો તરીકે આ સંજોગો અને કાયદાઓ હસતી ભોગવે છે—તેમને કોઇ બનાવતું બી નથી અને તેમનો કોઇ નાશ કરી શકતું બી નથી. આદમજાત માત્ર તે નીયમો શોધી કહાડી શકે છે—ઉપજાવી શકતો નથી. દુન્યાની તમામ મુસીબતોના હેઠાણમાં જોશો તો આ નીયમો પ્રત્યનું અજ્ઞાનપણું છે. તે નીયમોની સામે માથું ઉંચકવું એ મુરખાઇ અને હઠીલાઇ છે. કયો શખ્સ વધુ છુટો છે?—એક ચોર જે પોતાના દેશના કાયદાને તરછોડ કરે છે તે કે એક પ્રમાણીક શેહેરી જે પોતાના દેશના કાયદાને માન આપે છે તે? પાછું કહો—કયો શખ્સ વધુ છુટો છે?—એક મુર્ખ જે એમ માને છે કે પોતે ગમે તે પ્રકારે જીંદગી ભોગવી શકશે તે, યા એક શ્યાનો માણુસ જે માત્ર વાજબી ચીઝજ કરવાનું પસંદ કરે છે તે? દુન્યાના કાયદા મુજબ માનવી પોતાની આદતોને વશ છે; તે આદતોથી સદંતર અલગ તો રહી શકવાનોજ નથી—પણ તે પોતાની આદતો બદલી શકે એમ છે. માણુસ પોતાના ગુણદોષનો કાયદો બદલી શકવાનો નથી—પણ તે કાયદાને તે અનુસરતો થઇ પડે એવો પોતાનો ખવાસ માણુસ અખત્યાર કરી શકશે.

માણસ—આત્મા ઇશ્વરથી જુ[illegible] નહી પડે તેવો છે, અને ઇશ્વર શીવાય બીજાં કશાંથી તે સંતોષ પામી શકતો નથી. જડ પદારથની સ્વપ્ના જેવી દુન્યામાં ભટક્યા કરવાનું જ્યાં સુધી માણસ બંધ કરતો નથી, અને ઇશ્વનું અસ્તીત્વ પુર્ણ જે તેનું મુળ રહેઠાણ છે, ત્યાં માણસ જ્યાં સુધી પાછો જતો નથી, ત્યાં સુધી દુખના બોજાનો ભાર તેના અંતકરણ ઉપર પડ્યા કરે છે અને ગમગીનીના ઓળાઓ તેની જીંદગીના મારગને અંધકારભરેલો બનાવ્યા કરે છે.

મોટા મહાસાગરથી છુટું પડેલું પાણીનું સહુથી નાનું ટીપું, જેમ તે મહાસાગરના જેવાજ ગુણદોષો ધરાવે છે, તેજ મીસાલે પોતાના ભાનમાં ઇશ્વરથી છુટો પડેલો માણસ, તે ઇશ્વરના જેવાજ ગુણ-દોષો પોતાના ભીતરમાં ધરાવે છે; અને કુદરતના કાયદાને અનુસરીને જેમ પેલું પાણીનું ટીપું આયંદે પાછું મહાસાગરમાં જવુંજ જોઇયે અને તેના શાંત ઉંડાણમાં જઇ પડવુંજ જોઇયે, તેજ મીસાલે માણસે પોતાની પ્રકૃતીના અચુક કાયદાની રૂએ આયંદે પોતાની ઉત્પંતીના મુળસ્થાનમાં પાછું ફરવુંજ જોઇયે અને ઇશ્વરના ઉંડાણમાં જઇ પડવુંજ જોઇયે.

## તા૦ ૨૭ મી સપ્ટેમબર.

જ્યાં સુધીક ચોક્કસ વીચારો, ચોક્કસ કામો અને ચોક્કસ અનુભવો એક ઇનશાનની હસ્તીના અંશ તરીકે તેનામાં પેવશ થઇ જતાં નથી—જ્યાં સુધી તે વીચારો, કામ તથા અનુભવો તેની ખાસ્યતની અંદર રચાઇ જઇ તેના પોતાના એક ભાગ તરીકે બની જતાં નથી—ત્યાં સુધી મજકુર ઇનશાન તેના તેજ વીચારો, કામો તથા અનુભવો પાછા અને પાછા રજુ કરયા જાય છે. પ્રગટીકરણ-એ મનનું એકત્ર જમાવ થવું છે. આજનો માનવી-એ કરોડો વખત ફરી ફરીથી થયલા વીચારો તેમજ કામોનું એક પરીણામ છે. આદમ કાંઇ ઝટ ને પટ આઇતો તઇયાર બનેયો નથી—તેને બનવું પડયું છે, અને હજીએ બનતો જાય છે. તેની ખાસ્યત તેની પોતાની પસંદગીથી આગમજથી નીરમાણ થયલી હોય છે. આ રીતે દરેક માનવીએ વીચારો તથા કારયોનો એક એકઠો થયલો જથ્થો છે. કશીએ કોઇશ વીના પ્રેરણાબુદ્ધીથી તે જે જે ગુણદોષો દેખાડે છે તે લાંબા વખતના ફરી ફરીથી અમલમાં મેલાયલા વીચારો તથા કામોની આપસી મેળે પ્રગટતી રીતીઓ છે. આદતની ખાસ્યતજ એ છે કે આખરે અંજાણપણામાં વર્તવા માંડવું, આદત ધરાવતો આસામી કુદરતી રીતે કશીએ કોઇશ યા પસંદગી વીના પોતાનીજ રીત પ્રમાણે પાછા અને પાછા અમલ કરયાજ કરે છે આદત આખું ઇનશાનની ઉપર ઝડપથી સંપુર્ણ કાબુ મેળવી શકે છે કે જાણે ટેવની સામે થવા માટે તેની મરજી તદનજ લાઇલાજ બની રહે છે.

જેપી સખ્શ અંગતપણાને આધીન છે તેને ઇશ્વરી અવતાર કદી સમજ પડતો નથી—જીનહાર સમજ પડી શકવાનોજી નથી. અંગતપણું, એકલપેટાઇ—એ ત્રણુ એકમેકને મળતાંજ છે, અને તેઓ ડહાપણુ અને ખુદાઇ જ્ઞાનથી સદંતર ઉલટીજ દીશાએ છે. તમારૂં હુંપણું, તમારૂં એકલવાઇપણું, તમારૂ એકલપેટાઇપણું એકદમ તજીદો અને તમે આદમજાતના ખુદાઇ વારસા—જે અમર્ગી અને અણુહદ છે—તેના તમે માલીક બનશો. અંગતપણું આ રીતે ત્યાગ કરવું એ દુન્યવી અને એકલપેટા માણુસોને મનથી એક જખ્મનમાં જખ્મન આફત સમાન હોય છે; તેઓ તેને એક નહી દરૂસ્ત કરી શકાય તેવાં નુકસાન તરીકે લેખે છે; પણુ ખરેખર તો તે એક સહુથી શ્રેષ્ટ આશીષ છે, એકલો એક કાયમનો સંગીન લાભ છે. હસ્તીના બાતેન કાયદાઓ બાબે તેમજ ખુદની પોતાની ખાસ્યત તથા તકદીર બાબે મન અજ્ઞાન હોવાથી તે બાહેરના તકલીદી દેખાવોને વળગી રહે છે—અને જે વસ્તુઓમાં કાયમનું સંગીનપણું હોતું નથી તેનીપર જીપલાં મારે છે. આમ કરતાં તે (મન) ખુદના પોતાનાજ ધખારાઓના ભાંગાતુટા કાટ વચ્ચે થોડા વખત સારૂ મરણુ પામે છે.

# તા૦ ૨૯ મી સપ્ટેમબર.

આદમી જોકે બીનફોકટ એવા ખ્યાલમાં રહે છે કે આ દુન્યાની મોજમજાહો ખરી તથા સંતોષ આપનારી છે, તોયે દુઃખ અને ગમી તેને સદા યાદ આવે છે કે તે મોજમજાહો જુઠી અને અસંતોષ ઉપજાવનારી છે. જોકે ઇનશાન સદા એવી માન્યવા રાખવાનો યત્ન કરે છે કે બાકી વસ્તુઓમાંથી સંપુર્ણ સંતોષ સંપાદન કરી શકાય છે, છતાં આ માનયતાની વીરૂધ તેના જીગરમાં મક્કમ બળવો ઉઠયા કરતો હોવાનું તેને ગુમ ભાણ આવ્યાજ કરે છે. આ બા તેનનો બળવો એક રીતે દેખાડી આપે છ કે મજકુર માણસનો આત્મા ફાની યા મરણ પામતો નથી—અને તે માણુસ પોતાનો કાયમનો સંતોષ તથા અખંડ શાંતી માત્ર અમર, જાવેદાનીનાં અને અનહદ બાબદામાંથી મેળવી શકશે તેનો તે એક સદા જીવતો પુરાવો રજુ કરે છે. ઇનશાન પોતાના આતમામાં અને પોતાના અંશમાં ખુદાઇ તેમજ અમર છે—અને તે ફાની જીંદગી તેમજ ચાલુ અશાંતીમાં ડુબેલો હોવાથી તે સદા પોતાની ખરી ખાસીયત પીછાન વા માટે કોશેશ કરતો રહેલો છે.

જેઓ કોઇ માણસ પોતાના સ્વારથીપણા સામે, સહેજબી અટક્યા વગર ચાલુ લડત ચલાવતો હોય અને તે સ્વારથીપણાની જગાએ, સઘળાઓને એકસરખા પ્યારથી ચાહવાનો ગુણ ગ્રહણ કરવાની કોશેશ કરતો હોય, તેજ ખરો સાધુ છે-પછી તે દોલત અને વગવસીલાની રેલછેલમાં લોટતો હોય યા એકાદ નાની ઝુપડીમાં વસવા ટકરતો હોય; યા તો તે સઘળે ફરીને વાયઝ કરતો હોય અથવા તો એકજ ઠેકાણે ગુપ્ત પડી રહેલો હોય,-પણ ખરો સાધુ તેજ છે.

દુનયાદારીમાં અને સંસારમાં પડેલો જે માણસ ઉંચ પ્રકારની વસ્તુઓ મેળવવાની ઉમેદ રાખ-વાની શરૂઆત કરતો હોય, તેને મનથી સેંટ ફ્રાનસીસ યા સેંટ એનથની જેવો એક સાધુ જોવો, તે એક મહાપ્રતાપી અને અસારત કરનારો દેખાવ જોવા જેવું છે. તેજ મીસાલે એક સાધુને મનથી ખુશાલીથી છળાછળ કરનારો દેખાવ એક રૂશી મુનીનો છે, કે જે શાંતી અને પવીત્રાઇમાં બેઠેલો હોય છે, જે પાપ તથા દલગીરીને જીતી ચુકેલો હોય છે, જેને સંતાપ અને વીલાપ વધુ વાર હેરાન કરતાં નથી, અને જેની આગળ લોભ લાલચ વટીક જઇ શકતાં નથી. પણ વળી તે રૂશીમુનીઓ એ કરતાં વધારે પ્રતાપી દેખાવ તરફ ખેંચાય છે. તે ઇશ્વરનો દેખાવ છે, કે જે ઇશ્વર બીનસ્વારથી કામોમાં પોતાના જ્ઞાનને જોશભર ખુલ્લું કરે છે અને જે માણસ જાતના ઉછળતાં, વીલાપ કરતાં અંતકરણમાં પોતાને ડુબાડી દઇને પોતાની ઇશ્વરી શક્તીને ભલાં કામો માટે વધારે બળવાન બનાવે છે.

માણસો "શાંતી-શાંતી!"ને પોકાર કરે છે. પણ તે પોકાર એવે ઠેકાણે કરે છે કે જ્યાં શાંતી નથી, પણ તેથી ઉલટું અશાંતી, મારા મારી અને ટંટાફીસાદ છે. સ્વત્યાગ, યાને ખુદ પોતાના અંગત લાભો છોડી દેવાના ગુણ સાથે જે ડહાપણ હંમેશ જોડાયલું રહે છે, તે ડહાપણ મેળવ્યા વગર ખરેખરી અને જાયુકની શાંતી મેળવવાનો બીજો કોઇ રસ્તો છેજ નહી.

સંસારી સુખસગવડથી, બેહદ મોજમજાહથી, યા દુન્યાદારીની ફતેહથી જે શાંતી મળે છે તે પળ વારમાં ફના થઇ જાય એવી હોય છે અને મુસીબતની આતશી ગરમીમાં તે બળીને ભસમ થઇ જાય છે. ફકત બહેશતની શાંતીજ સઘળી મુસીબત વચ્ચે ટકી રહે છે અને માત્ર સ્વત્યાગવાળું, યાને પોતાના લાભોને તરછોડી કહાડનારૂં અંતઃકરણજ તે બેહેશતની શાંતીભોગવી શકે છે.

ખુદ પવીત્રાઇજ અમર્ગ શાંતી છે. સ્વકાબુ યાને મનના જુસ્સાઓ ઉપર રાખેલો કાબુ આપણને તે શાંતી તરફ દોરવી લઇ જાય છે, અને ડહાપણની સદા વધતી જતી રોશની, તે શાંતી ભણી આગળ વધતા માણસની રાહબરી કરે છે. સદ્ગુણના માર્ગમાં જેવા દાખલ થયા કે તુરતજ તેનો લાહવો થોડેક દરજ્જે ચાખી શકાય છે. પણ તેનો સંપુર્ણ અને પુરેપુરો લાહવો તો ત્યારેજ ચખાય છે કે જ્યારે કલંક વગરની જીંદગી સેવટ સુધી ગુજારવા માટે માણસના મનમાંથી પોતાનો યાને પોતાના લાભોનો વીચાર સદંતર ગુમ થાય છે.

અરે, ઓ વાંચનાર! કાંઇબી હદ વગરની ખુશાલી અને કાંઇબી ભંગાણુ પડી ન શકે એવી શાંતી તું જો ભોગવવા માંગતો હોય; તારાં પાપો, તારા હાંદેસા, તારી ચીંતાઓ અને તારી મુંઝવણો તું જો હંમેશને માટે તારી પાછળ મેલી આવવા માંગતો હોય; હું કહું છું કે, તું જો આ મુકતીનો અને એવી શરેષ્ટ મહાપ્રતાપી જીંદગીનો લાહવો ચાખવા માંગતો હોય, તો તું તુંને પોતાને, યાને તારાં મનની લાગણીઓ ને તથા જુસ્સાઓને જીત અને તે ઉપર કાબુ મેળવ. તારા દરેક વીચારો, દરેક જુસ્સાને અને દરેક ખાએસને, તારાં અંતકરણના ભીતરમાં રહેલી ઇશ્વરી શકતીની સંપુરણ રીતે તાબેદારી કરતાં બનાવ. શાંતી મેળવવાનો એ સીવાય બીજો કાંઇ રસ્તો છેજ નહી. તું જો એ મારગે ચાલવાને ના પાડતો હોય, તો પછી ઘણી ઘણીબી બંદગી કરવા છતાં અને ધારમીક કીયાએ.ને ઘણીબી ચીવટાઇથી વળગી રહેવા છતાં, તે સઘળું ફોકટ જશે અને કોઇબી રીતે કારગત લાગવાનું નથી, અને દેવતાઓ યા ફીરેસ્તાઓ તુંને મદદ કરી શકવાના નથી. ફકત જે માણસ પોતાને જીતે છે, તેનેજ નવી શુધ્ધ જીંદગીનું સફેદ નંગ આપવામાં આવે છે, કે જે ઉપર નવું અને વરણવી નહી શકાય એવું નામ લખેલું હોય છે.

એક ચોક્કસ નેમલા માગ ગમે ત્યાંથી આગળ વધવાથી જરૂર એક એવાં મથકે જઈ પુગાય છે કે જે મથક તે માર્ગે સાથ મજ બુતીથી જોડાયલું હોય છે. પણ વારંવાર આડે રસ્તે નીકળી જવાથી અથવા આગળ વધવાને બદલે પાછું ફરવાથી, આગળ વધવાની શરૂઆતની કોશેશ નકામી થઈ પડશે. કોઈપણ મથકે જઈ પુગાશે નહી, અને ફતેહ દુરની દુર જતી રહેશે.

કોશેશ કરો, અને વધુ કોશેશ કરો, અને તે પછી ફરીથી કોશેશ કરો-તેજ ફતેહ મેળવવાની મુખ્ય ચાવી છે. એક પુરાણી સાદી કહેવતીપણ એજ મતલબની છે કે:

"પહેલાં જો તમે ફતેહમંદ નહી નીવડો, તો ફરીથી કોશેશ કરો."

ફતેહમંદ ધંધાદારી પુરૂષો, જીંદગી ભોગવવાંના જે સઘળા નીયમો રજુ કરી ગયા છે તે ચાલુ ઉદ્યમ કરવાના નીયમો છે. ડહાપણવાળા ગુરૂઓ જે સઘળી શીખ આપી ગયા છે, તે ચાલુ મેહેનત કરવાની શીખામણ છે. મેહેનત યા કામ કરવાનું બંધ કરવું, તે જીંદગીની વ્યવસ્થામાં ઉપ્યોગી થઈ પડતાં અટકી જવા સમાન છે. મેહેનત કરવાનો અર્થ એ થાય છે કે કોશેશ કરો-શ્રમ સેવો.

મારી હકુમત હેઠળના મરસંસારમાં એક બાળકને જે પેહેલું શીક્ષણ આપવામાં આવે છે તે, તાબેદારી કરવાનું અને સઘળા સંજોગો વચ્ચે ઘટતી મરયાદાથી વર્તવાનું છે. તે બાળકને જણાવવામાં આવતું નથી કે તેણે આમ કાંય કરવું જોઇએ; પણ તેને હુકમ કરવામાં આવે છે કે તેણે તેમજ કરવું; અને જ્યારે તે ખરી તથા ઘટતી રીતે વરતે છે ત્યારેજ તેને જણાવવામાં આવે છે કે તેણે શા માટે તેમ કરવું જોઇએ. કોઇ પણ પીતા પોતાના બાળકને એક પુત્ર-પુત્રી તરીકેની ફરજ અદા કરવાની તથા સંસારી સદાચારથી વરતવાની તેને ફરજ પાડવા અગાઉ નીતી શાસ્રનું શીક્ષણ આપવાની કોશેશ કરેજ નહીં.

સદાચાર એ શું છે તે, કરી બતાવ્યાથીજ જણાય છે; અને સદાચારથી વહેવાર રીતે વરતીને પોતાને ખામીરહીત બનાવ્યાથીજ સત્યતા શું છે તેનું ભાન આવે છે. તમે જો સદાચારનો સદગુણ પુરેપુરો પ્રાપ્ત કરશો તો સચ્ચાઇનું સંપુર્ણ જ્ઞાન પામશો.

નીશાળનો શીક્ષક પોતાના શીષ્યોને ગણીતના પૃથક નીયમો એકદમ શરૂઆતથીજ શીખવી દેવાની કદીબી કોશીશ કરતો નથી. તે જાણે છે કે આવી પ્રકારનું શીક્ષણ તદન વ્યર્થ જશે–અને તેથી જ્ઞાન હરગેઝ સંપાદન થઇ શકવાનું નથી. તે પોતાના ચેલાઓ સમક્ષ પ્રથમ એક સાદો સરવાળો રજુ કરે છે–અને તે સરવાળો કેમ કરવો તે સમજાવ્યા બાદ પોતાના શીષ્યો પાસે તે કરાવે છે. જયારે વારંવારની નીષ્ફળતા પછી તેમજ પાછી અને પાછી કોશીશો બાદ તે ચેલાઓ સરવાળો બરાબર રીતે કરવામાં ફતેહ પામે છે ત્યારે તેઓ સમક્ષ એક બીજો જરા વધુ મુશ્કીલ પાઠ રજુ કરવામાં આવે છે. આ રીતે એક પછી એક જરા જરા વધારે કઠણ હીસાબો શીષ્યો સમક્ષ મેલાંતાજ ચાલે છે. લાંબાં વર્ષોની ખંતીલી ઉમંગી મેહનત પછી જયારે ચેલાઓ જયારે ગણીતના સર્વે પાઠો સંપુર્ણ સમજી જાય છે ત્યારેજ તે શીક્ષાગુરૂ ગણીતના બાતેનમાં જે મુળ નીયમો છે તે તેઓ સમક્ષ ખોલ્લા કરવાનો યત્ન કરે છે.

તમામ કુદરત જે હસ્તીના અસંખ્ય સ્વરૂપોમાં પ્રગટે છે તે સદા ફેરફારને પાત્ર છે—ટુંક વખતની છે—ફના છે. માત્ર કુદરતનો બાતેનનો મુળ નીયમ નીભી શકે છે. કુદરત સંખ્યાબંધ પ્રકારનો વીવીધ છે; તેના જુદા જુદા વીભાગો છે-પરંતુ તેનો મુળ મુદ્દો એકજ છે, અને તે એકયતા ઉપર રચાયલો છે. માનવી જયારે પોતાની ઇંદ્રીઓને વશ કરે છે, અને તે રીતે અંતરની એકલપેટાઇ ઉપર કાબુ મેળવે છે, ત્યારે તે કુદરતની ઉપર આંકોશ મેળવે છે:-ત્યારે તેજ તે પોતાના અંગતપણાં અને તકલીદીપણાના ખોખાંમાંથી બાહેર નીકળે છે, અને બીનસ્વાથાપણાની ઝળકતી રોશનીમાં ઉડવા માંડે છે તથા રાસ્તીના મુલકમાં ચકરડું લે છે, કે જે રોશનીવાળા મુલકમાં થીજ સર્વે નાશવંત આકારો પ્રગટવા પામે છે. તેથી ઇનશાન, તું હમેશ તારી લાગણીઓ ઉપર આંકોશ રાખવાની આદત રાખ, તારી જાનવરી ઇચ્છાઓ ઉપર તું જીત મેળવ, અયશ અને મોજમઝાહનો ગુલામ થવાને તું ના પાડ, સદગુણી થવાની કોશેશ કર—અને જયાં લગીક તું ખુદાઇ અંશમાં આમેજ થાય નહી ત્યાં સુધી રોજ બરોજ ઉંચા અને વધુ ઉંચા સદગુણના તબકા ઉપર ચઢતોજ રહે.

તમે સેહલાઇથી જોઇ શકશો કે મનને તાલીમ આપવાનું સહુથી પહેલું પગલું એ છે કે સુસ્તીને દાબી નાખવી. આ પગલું ભરવું બહુ સેહલ છે–અને જ્યાં સુધી તે તમો ભરશો નહી, ત્યાં લુલીક તમે બીજાં કશાંબી પગલાં ભરી શકવાના નથી. સુસ્તીને વળગી રેહવાથી સચ્ચાઇના રસ્તાની વચ્ચે એક સંપુરણ નડતળ તમે મેલો છે. શરીરને ઘટે તે કરતાં વધારે આરામ અને ઉંઘ આપવી–જોઇયે તે કરતાં વધારે ઢીલ દરે ચીઝમાં કરયા કરવી–જે ચીજો ઉપર તાકીદનું ધ્યાન આપવું જોઇયે તે ચીજો બાબે અખાડા કરવા યા તો તેઓ ભણી આંખ વીચામણાં કરવાં–એ સરવનું નામ સુસ્તી છે. સહુ વારના સકાળેથી ફડવાથી, શરીરને પાછું તરૂપત થવા જેટલી ઉંઘ જોઇયે તેટલીજ તેને આમવાથા, અને ગમે તેવીબી નાની કે મોટી દરેક ફરજ ઝટપટ તેમજ જુસ્સા ભરી રીતે બજાવવાથી આ પ્રકારની આળસાઇ દાબી નાખી શકાય છે.

એક ચોક્કસ દીશાએજ મનને વમાસતું રાખવામાં ફતેહનું મુળ રચાયલું છે. તમારી એક અમુક ખાસ્યત-યાતો તમારી અનેક ખાસ્યતોના ભેગાં જોડાણ-ઉપર તમારી ફતેહ આધાર રાખે છે; તે અમુક સંજોગ યા સંજોગોની કોઇ હાર માળા ઉપર તેનો આધાર નથી. અલબતાં સંજોગો પહેલી નજરે ફતેહના એક ભાગ તરીકે દેખાવદે છે ખરા, પણ જો તે સંજોગોનો ઉંડાણ અર્થ સમજી શકવા માટે તેમજ તે સંજોગોને ઉપયોગમાં લઇ શકવા માટે તમારી પાસે મન મોજુદ નહીં હોય તો તે સંજોગો તમારે માટે નકામા છે. દરેક ફતેહના ભીત્તરમાં જોશો તો કોઇ બરાબર સંઘરી રાખવામાં આવેલી અને રામબાણ ગતે લગાડવામાં આવેલી શક્તી હોવીજ જોઇયે. ત્યાં કોઇ યોજના ઉપર મક્કમપણે ગતીમાં મેલવામાં આવેલી મનની વીચારશક્તી મોજુદ હોવીજ જોઇયે. ફતેહ-એક ફુલની મીસાલ છે. તે કદાચ થોડે ઘણે દરજ્જે એકદમ પ્રગટી નીકળતું હશે-પણ આગલા તબક્કાઓની તૈયારીઓમાંથી તેમજ લાંબા કંટાળાની કોશેશોમાંથી પસાર થઇને ઉપજાવવામાં આવેલું એક સંપુર્ણ પરીણામ છે. ઇનસાન પોતાની ફતેહ જોઇ-શકે છે પણ શું તૈયારીઓ પછી-કયા અસંખ્ય મનના પ્રયોગો મારફતે-તે નીપજી છે તે ઇનસાન જોઇ શકતો નથી.

જ્યારે એક શખ્સ ત્રાંબાને બદલે રૂપાંના પૈસા તથા રૂપાંને બદલે સોનાના પૈસા અદલબદલ કરે છે ત્યારે પૈસાનો ઉપયોગ કરતો તે સદંતર બંધ પડતો નથી. તે વધારે ભારી જથ્થાને બદલે વધારે હલકો, વધારે નાનો–પણ વધારે કીમતી–જથ્થો માત્ર ફેરબદલી કરે છે. તેજ મુવાફેક જ્યારે એક ઇનશાન ઉતાવળને બદલે ઉંડો વીચાર, ઉંડા વીચારને બદલે ઠંડો સ્વભાવ અદલાબદલી કરે છે ત્યારે તે કાંઇ પોતાની કોશીશ તજી દેતો નથી તે માત્ર પોતાની એક વધુ પંથરાયલી અને ઓછી કારગત શકતીને કાંઇક વધારે સંકોચાયલી, વધારે રામબાણ, વધારે કીમતી આકારમાં બદલી નાખે છે. પણ તોબી પ્રથમ કોશીશના સઉથી ઓછા ખીલેલા તબક્કા વગર તમને ચાલવાનું નથી–કેમજે તેઓથી શરૂઆત કર્યા વગર તમે કોશીશના સઉથી ચઢીયાતા તબક્કાપર પુગી શકવાના નથી. એક બાળક ચાલી શકે તે આગમજ તેને ફસરડયાં મારયા વગર છુટકોજ નથી; તે વાતચીત કરી શકે તે આગમજ ભાંગીતુટી રીતે તત–પપ કયા વગર તેનાથી આગળ વધાવાનું નથી; તે કાંઇબી ભાષા રચી શકે તે આગમજ તેને વાતચીત કરતાં તો આવડવુંજ જોઇયે. માનવી હંમેશ નબળાઇમાં શરૂઆત કરે છે, અને શકતીમાં તેનો છેડો આવે છે. પણ શરૂઆતથી છેડા સુધી તે માત્ર તેની પોતાની કોશીશોથીજ–પોતાના ઉદ્યોગોથીજ–આગળ વધી શકે છે.

જયારે પોતાના અજ્ઞાનપણામાં માનવીઓ ખુદનો પોતાનો નાશ કરે છે ત્યારે ખુદાઇ ડહાપણનાં જાવેદાનીના હાથો તેઓની આસપાસ એક જાતના પયારથી–જો કે બાજે વખત કાંઇક દુઃખભરી રીતે–વીંટળાઇ જઇ તેમને રક્ષણ આપે છે. આપણે જે જે આશીષોનાં ફળ ચાખ્યે છીયે તે કુદરતના ચળ કાયદાની સંપુર્ણતાની આપણને ગવાહી આપે છે–અને જયારે ઇનશાન ખુદાઇ જ્ઞાનનો પોતાનો વારસો પામશે ત્યારે તેની ઉપર કેટલો પુરેપુરો આશીરવાદ ઉતરશે તેનો આપણને ખ્યાલ આવે છે. આપણે કેળવણી લેતાજ આગળ વધ્ય છીયે અને આપણે ચોક્કસ હદે દુઃખ ખમતાં ખમતાંજ ઉંચે તબક્કે ચઢયે છીયે. જયારે પયારથી જીગર નરમ પડેલું હોય છે ત્યારેજ તે મહાન પયારનો કાયદો તેની અદભુત મીઠી મમતા સાથ દેખાઇ આવે છે. જયારે ડહાપણ સંપાદન થાય છે ત્યારેજ શાંતી ચોક્કસપણે સ્થાપીત થાય છે. કુદરતનો આ કાયદો આપણે કદીબી ફેરવી શકીશું નહીં–કેમજે તે સંપુર્ણતાની ટોચ ઉપર છે. પણ આપણે તે સંપુર્ણતા સમજીને તેની મોટાઇ આપણની પોતાની કરી શકવા માટે આપણને પોતાને બદલી નાખવા ને સામર્થવાન છીયે.

માનવી! તું ગમે તેવી સ્થીતીમાં હશે, પણ તું રાસ્તીને શોધી કાહડવા ચાહશે તો તું તેમ કરી શકશે. તારી હમણાની હાલતને તું એવે પ્રકારે ઉપયોગમાં લે કે જેથી તું જોરાવર અને ડહાપણવાળો થાય. ઇનામો થકીનો બાયલાસહી અબખરો તેમજ સજા થકીનો ઊચકારો તારો ધડકબુજારો તું સદા માટે બાજુએ મેલ—અને તારી સર્વે ફરજો યકીનદારીથી બજા લાવવા પાછળ ખુશાલી સાથે મંડી જા! તારી એકલપેટાઇ અને તારી તકલીદી મોજમજાહ બસ ભુલી જા! સ્વચ્છ અને મજબુત બીનહાંસલ જીંદગી જુગવ! ત્યારેજ તે મહાન કીરતારનું અચળ ડહાપણ, તેની બીનોઇ ધીરજ, તેની અપાર શકતી તને જરૂરજ જડશે. આ જગતમાં જે જે બી ચીજો ખરેખરી સુંદર અને આશીષભરી છે તે ખુદ તારામાં પોતાનામાં છે—તારા પાડોશીની દોલતમાં નથી. શું તું ગરીબ છે? જો તું તારી મુફલશીની સામે ટકી શકવા માટે જોર બતાવી શકતો નહીંજ હોય તો તું ખચીતજ ગરીબ છે! શું તારીપર આફતો વરસી છે? મને કહે—શું તું તારી આફતોનો ઇલાજ માત્ર તેમાં ચીંતાનો વધારો કર્યાથી ઉપજાવી શકશે? કોઇબી દુઃખ એવું નથી કે જેનો ઉપાય ડહાપણથી શોધવાથી આપણે તેને દુર કરી નહીંજ શકયે.

જે કોઇ માણસ બીજાને બળજોરીથી જીતે છે તે જોરાવર હોય છે--જે કોઇ માણસ ખુદ ને પોતાને સાલિસાઇથી જીતે છે તે બળવાન હોય છે. પારકાંને કોઇ શખશ જોર જબરી વાપરી જીતશે તે ખુદ પોતે કોઇવાર તેવીજ રીતે જીતાઇ જશે. જે શખસ સાલિસાઇથી ખુદને પોતાને જીતે છે તે કદીબી માહત થઇ શકવાનો નથી—કેમજે ઇનશાન જાત ઇશવરી હાલતને કદીબી હેઠી પાડી શકનારજ નથી. સાલેસાઇવાળો પુરૂશ જો હારયો તો તેની જીતજ છે. સોક્રેટીસને મારી નાખયો—તો તેથી તે ઓરખી આજ વુલીક વધુ જીવતો રહેવા પામયો છે. જીસસને ક્રુસીફાઇ કરયો તો તેથી ઓરખી પાછા જનમેલા કાઇસટની નેકી પ્રગટી નીકળી શકી છે. જે ખરેખરૂં સંગીન હસતીમાં છે તેનો તમે નાશ જીન હાર કરી શકવાના નથી. જે તકલીદી છે તેજ નાશ પામશે. જયારે ઇનશાન પોતાના અંતરમાં તેજ સંગીન, કાયમની, ટકાઉ, અને સથીર લાગણી મેળવી શકે છે તયારે તે ખરેખરી હસતી ભોગવતી હાલતનાં દાખલ થાય છે, અને પોતે સાલિસ બને છે. અંધકારની તમામ શીહા શકતીઓ તેની વીરૂધ જશે—પણ તેઓ તેને જરાબી ઇજા પુગાડી શકશે નહી, અંતે તો તેઓ તેનાથી વીખુટીજ પડશે.

અને જ્યાં ભલાઇ વાસો કરે છે ત્યાં પયગમબરની હાજરી છે. જે શખ્સ રોજ બરોજ પોતાના સવારથ અને પોતાની એકલપેટાઇની સામે ટક્કર ઝીલતો રહે છે, તે શખ્સ પોતાનાં મનને સચાઇ અને સવચ્છતા માટે અનુકુળ બનાવતો જઇ પોતાના અંતરમાં તે મહાન શીક્ષકની હાજરી ચોકસપણે શોધી કહાડી શકવામાં ફતેહ પામે છે. જે ઇનશાન ખુદની પોતાની ઉપર સરસાઇ મેળવે છે, અને પોતાની જીંદગી ઇશવરી ધોરણ ઉપર પવીત્ર બનાવી પોતાની સોડેથી તમામ ઝગડો બસ હાંકીજ કહાડે છે—જે ઇનશાન ધીકકારને અને હવસને, સોભને અને ગુમાનીને (જેઓ ખુદાના તેમંજ નેકીના વીરોધીઓ છે તેને) કચડી નાંખી પાપની ઉપર જીત મેળવે છે—તેની શાંતી મોટી છે, તેની દુઃખ અને ગમીમાંથી મુકતી ચોકકસ છે. સવચ્છ જીગરમાંજ ખુદાનો વાસો છે. જે આદમીએ નેકીનો રાહ પકડયો તે આદમીએ પયગમબરનીજ ખુદાઇ જીંદગી શોધી એમ સમજજો!

## તા૦ ૧૬ મી ઓકટોબર.

કારણોનાં કારણોમાં પેસી તું આ દુનયાની મીથયા માયાનો દરેક પરદો તું એક પછી એક ઉંચકતોજ જા! તેમ કરવાથીજ તું આપ દે હસતીનાં સઉથી બાતેનનાં મુળને પોંહચી શકશે. આ રીતે તું તારી પોતાની જીંદગીથી માહીતગાર થશે તું કુદરતની તમામ જીંદગી પીછાણી શકશે–અને ખરેખરી હસ્તી ધરાવતી ચીજો શું છે તે જાણવા સાથ, તેમજ દરેક બાબદના કારણનો ખયાલ તેને આવવા સાથ, તું તારે પોતાને માટે, પારકાંઓને માટે તેમજ દુનયાને માટે વધુવાર અંદેશામાં રહેશે જ નહી, પણ તું જોઇ શકશે કે જે જેખી ચીજો હસતીમાં છે તે એક મહાન કાયદાનાં યંત્રોની ગરજ સારે છે. તારી પોતાની ઉપર નરમાશનું છત્ર ચઢવાથી તું એવે ઠેકાણે આશીશ દેશે કે જયાં બીજાંઓ શ્રાપ દેતા હશે! તું એવે ઠેકાણે પયાર દેખાડશે કે જયાં બીજાઓ ધીક્કાર દેખાડતા હશે! તું એવે ઠેકાણે દરગુજર કરશે કે જયાં બીજાઓ લ્યાનત વરસાવતા હશે. તું એવે ઠેકાણે નાખાતી કરશે કે જયાં બીજાઓ હઠ કરતા હશે! તું એવે ઠેકાણે મુકી છુટશે કે જયાં બીજાઓ તુટી પડતા હશે! તું એવે ઠેકાણે જોહી બેસશે કે જયાં બીજાઓ નફો કરતા હશે! તેઓના કહેવાતાં જોરમાં તેઓ નબળા પુરવાર થશે–તું તારી કહેવાતી નબળાઇમાં જોરાવર સીધ્ધ થશે. હાં–તું બહુજ કઉવતમંદ રીતે અંતે જીતશે. તેથી યાદ રાખ –"જયારે ખુદા એક માણસને બંચાવવાજ માંગે છે તયારે તેને નરમાશમાં પ્રથમ લપેટી લે છે."

## તા૦ ૧૮ મી અંક્ટોબર.

નેક માણસને કોઇભી જીતી શકશે જ નહી. કોઇભી દુશમન તેને કોઇભી રવેશ હરાવી યા હંફાવી શકનાર નથી. તેની પોતાની સાચવટ અને તેની પોતાની પવીત્રાઇ ઉપરાંત તેને બીજાં કશાંની રક્ષણની જરૂર નથી. જેમ નેકીને બુરાઇ કદીભી માહત કરી શકતી નથી, તેમ એક નેક શખ્સને એક બદકાર માણસ કોઇ કાળેભી હેઠો પાડી શકનાર નથી. બદગોઇ, અદેખાઇ, હસદ, કપટ એક નેક અષો નરની અડાસે હરગેઝ જઇ શકતાંજ નથી–તેને કોઇ સંજોગો વચ્ચે હાણી પુગાડી શકતાંજ નથી. જેઓ તેવા એક પુરૂષને નુકસાન પુગાડવાની કોશેશ કરે છે તેઓ આયંદે ખુદ પોતાની ઉપરજ માત્ર લ્યાનત લાવવા પામે છે. એક નેક પુરૂષને કોઇભી ચીઝ સાંતી રાખવાની જરૂર હોવીજ નથી—તેને કોઇભી કામો ચોરી છુપીથી કરવાની અગત રહેતીજ નથી –તેને કોઇભી વીચારો એવા આવતાજ નથી કે જે તે બીજાંઓથી છુપાવવા માગતો હોય! તેથીજ તેને કોઇનીભી બીક રહેતી નથી–તેથીજ તે કોઇથીભી શરમાતો નથી! તેનાં પગલાં મક્કમ છે–તેનું શરીર એસ્તવાર છે–તેની ભાશા ગોલગોલ નથી. તે દરેક જણની સાંમે ટગર ટગર જોઇ શકે છે. તે કોઇનેભી છેતરતો નથી–એટલે પછી તે શરમાયજ શેનો?

દુન્યાના ભવીષવેતાઓ આ સૃષ્ટીને આખી સપુર્ણ રીતે રચાયલી જુએ છે, અને તેને જુદાજુદા અપુર્ણ ભાગોના ભડભડગોટાથી બનેલી માનતા નથી. દુન્યાના મહાન ગુરૂઓ જાથુક ટકી રહે એવી ખુશાલી ધરાવનારા તથા બેહસ્તના જેવી શાંતી ભોગવનારા આસામીઓ છે. વીલાશી આદમીઓની ખાહેશ એવી હોય છે કે તેઓ કાયદા વીરૂધની મોજમજાહ કાંઇ પણ આંકોશ વગર તેઓ ભોગવે અને તેના કાંઇપી દુખ:દાયક પરીણામ તેઓ ભોગવે નહીં. આવા પ્રકારના આદમીઓ સૃષ્ટીને વગોવે છે. તેઓ ચાહે છે કે તેઓની મરજી અને ખાહેશ મુજબ શરૂષ્ટીએ નમવું જોઇએ. તેઓને નીતીરીતી જોઇતી નથી, પણ નીતી ભ્રષ્ટ રૂઢીઓ પસંદ છે. પણ ડાહ્યા પુરૂષો પોતાની ખાહેશ અને મરજીને દાબી નાખીને સીધી ખુદાઇ રાહ તરફ દોરવે છે, અને આ નાના ભાગોની બનેલી શરૂષ્ટાંને કીર્તીવંત સંપુર્ણતાની ટોચે પ્હોંચેલી જગત લેખે છે.

જે ઈનશાનો ઉપર મીનોઈ રોશની પ્રકાશે છે અને જેઓ અશોઈમાં વસે છે તેઓ સૃષ્ટીને અને સૃષ્ટામાં સમાયલી તમામ ચીજોને માત્ર એકજ અચળ કાયદાના સ્વરૂપ તરીકે જુવે છે: અને તે કાયદો ખુદાઈ પ્યારનો છે. આ પ્યારને તેઓ તમામ જીવતી તેમજ જડ ચીજોની અંદર એક જાતની આકાર દેતી, ટેકવી રાખતી, રક્ષણ કરતી, સંપુર્ણ બનાવતી શકતી તરીકે પીછાણે છે. આ અશો પ્યાર એવાં માણસો માટે માત્ર એક જીંદગીનો કાનુનજ નથી—તે એક જીંદગીનો સખ્ત કાયદો છે: બલકે તે ખુદ જીંદગી પોતે છે. આ જાણવાથીજ તેઓ પોતાની આખી જીંદગી આવા પ્યાર ઉપરજ રચે છે—અને પોતાના સ્વાર્થને દાબી દે છે. આ રીતે ઉંચામાં ઉંચાં ખુદાઈ પ્યારને તાબે થઈ તેઓ તેવા પ્યારના ફળ પોતેબી ચાખવા માંડે છે, અને પછી તેથીજ પોતાની તકદીરની ઉપર સંપુર્ણ આંકોશ ધરાવવા માટે તેઓ પુરેપુરૂં છુટાપણું ધરાવે છે. ખુદાઈ પ્યારમાં સંપુર્ણ એકયતા છે—સ્વર્ગ આશીષ છે—અને તેમાં એ કારણે જરાબી દુઃખનો અંશ નથી. કોઈબી માણસને એક પણ એવું કામ ના કરવા દો કે જે ખરા ખાસીસ ખુદાઈ પ્યારને અનુસરતું નહી હોય; અને પછી તેને દુઃખ કદીબી આડે આવશે નહી.

જો એક સખ્શ ખુદાઈ પ્યારને જાણતો હોય, જો તે તેના અપાર આશીષમાં હીસ્સો ધરાવતો હોય, તો તે શખ્સ તેવા પ્યારને પોતાના જીગરમાં ધરાવતો હોવોજ જોઈયે. તે પોતે એ પ્યારનું સ્વરૂપ બનતો હોવો જોઈયે. જે માણુસ માત્ર ઈશ્વર પ્રીતના રાહ ઉપર અમલ કરતો હોય તે માણુસ જીનહાર એ કલો અટુલો પડી જતોજ નથી–તે માણુસ કદીબી મુશ્કેલીના ખુણાંમાં ઘેરાતોજ નથી. કેમકે પ્યાર–સ્વાર્થ વીનાનો પ્યાર–એક ઈનસાનને જ્ઞાન તેમજ કઉવત બંને સાથે બક્ષે છે. જે માણુસ પ્યાર કરતાં શીખ્યો તે માણુસ હરેક મુશ્કેલીને દાબી નાખતાં શીખ્યો એમ સમજજો; તે માણુસ દરેક નીશકૂળતા ને ફતેહમાં બદલી નાખતાં શીખ્યો એમ માની લેજો; તે માણુસ દરેક બનાવ અને સ્થીતીને આશીષ તેમજ ખુબસુરતીનાં લુગરાંમાં સજ કરતાં શીખ્યો એમ ચોક્કસ સમજી લેજો ! પ્યાર કરતાં શીખવાનો રસ્તો એજ છે કે તમારા પોતાની ઉપર આંકોશ રાખો. તે રસ્તે મુસાફરી કરતાં એક પુરૂષ પોતાનાં જ્ઞાનનો કોટ બાંધતો ચાલે છે. પ્યારના મથકપર આવતાંજ તે પોતાનાં શરીરનો સંપુર્ણ કબજો ધરાવે છે–કેમ કે તેણે ખુદાઈ શકતી મેળવેલી છે.

## તા૦ ૨૨ મી અકટોબર.

મીનોઈ જીંદગીમાં કોઈબી જાતની ફરમાનબરદારી જેવું છેજ નહી. ત્યાં સંપુર્ણ છુટાપણું છે. એજ તેની સૌથી મોટી કીર્તિવંત મોટાઈ છે. પણ આ મહાન છુટાપણું તમે માત્ર તાબેદ રીતેજ પ્રાપ્ત કરી શકો છો. જે શખ્સ પરમાત્માને તાબે થાય છે તે શખ્સ પરમાત્માની સાથે સાથે ચાલે છે. તે શખ્સ પોતાના અંતરની તમામ શકતીઓને તેમજ પોતાની બાહેરની સ્થીતીઓને જેર કરી શકે છે. એક માણુસ કદાચ નીચી પંકતીને પસંદ કરી ઉંચી પદવીને નકારતો નહી હશે— પણ યાદ રાખજો કે નીચી પદવી જીનહાર ઉંચી પંકતીને ઉઠલાવી શકનાર નથી. એક ઇનશાન જો ઉંચી પંકતી પસંદ કરીને નીચાં પગથયાંઓથી દુર રહેશે—તો તે દરેક મુસીબતની ઉપર ફાવી જઈ સંપુર્ણ સ્વતંત્રતા આનંદ પામ્યા વગર રહેશેજ નહી. તમારી ઇરશાઓને બેલગામ દોડવા દો એના જેવી ગુલામગીરી બીજી કોઈ નથી. તમારી પોતાની ઉપર જીત મેળવો—એના જેવું છુટાપણું બીજું કોઈ નથી. સ્વાર્થને ચાહનારો માણુસ પોતાની આસપાસ જકડાયલી સાંકળોને ચાહે છે—તે આ સાંકળ તોડવા માંગતોજ નથી કે મજે તેને મોટી ધાસ્તી એજ રહે છે કે રખે તે કોઈ પોતાની પ્યારી મોજમજાહ [illegible] દે! આ રીતે ખુદ રીતે ખુદનો પોતાને ઠરાવે છે—ખુદને પોતાનો ગુલામ બનાવે છે.

જે મહાન પુરૂષ હોય છે તે હંમેશાં ભલો પુરૂષ હોય છે. તે સદા સાદાજ છે. તે પોતાના અંતરમાં વહેતા ખુદાઇ નેકીના અખુટ ઝરા માંથીજ પોતાની જીંદગીનો વેહ મેળવે છે. તે ઇશ્વરી જગ્યાએ વસે છે—તે જીન્નતગુજીન થયલા મહાન આસામીઓ સાથે સંબંધ રાખે છે—તે અણુદીઠ મહા શક્તીની સાથે સાથેજ જીવે છે. તેને ખુદાઇ બસારત થવીજ રહે છે—બેહસ્તનીજ વાતાવરણનો તેને ભાસ થાય છે. જેને મહાન થવું હોય તેને ભલો પ્રથમ થવા દો. તે મોટાઇને શોધશે નહીં ત્યારેજ તે ખરેખરો મોટો માણસ થશે. જે માણસ મોટાઇની પાછળ વળખાં મારશે તે આયંદે નાચીઝપણામાં સબડતો રહી જશે. જે માણસ સદા નાચીઝપણાને ખુંડતો રહેશે તે આયંદે મોટાઇએ પુગવા વગર રેહવાનો નથી. જે પુરૂષે મોટાઇ માટે આરઝુ રાખી તે પુરૂષ આખર કરેને તુચ્છ છે એમ ઝરૂર સમજી લેજો. તેનો તે હાંફરો તેના અભીમાન—તેની આપ વડાઇની નીશાની છે. જે સખ્શ લોકવાહવાહમાંથી છટકવા હંમેશ ઇંતેજાર રહે—જે સખ્શ પોતાને આગળ પાડવા માટે હરદમ નારાજ હોય-તે સખ્શ બેશક મોટાઇને લાયક છે. હલકતપણું હંમેશ સત્તાને ચાહે છે. મોટાઇ કદીબી સત્તાધારી થવા માંગતીજ નથી—તેથી તે વખત જતાં એક એવી સત્તા થઇ પડે છે કે જેની આગળ જમાનાઓ અપીલ કરતા રહે છે.

આપણા તુરંગો બીયાં સમાન છે, કે જે મનની જમીનમાં પડતાંજ ત્યાં ફણગામાં ફુટે છે અને પછી ઉગે છે, તે પ્રયોગ ત્યાર પછી તેના સંપુરણ તબક્કાએ પુગે છે ત્યાં તુલીક ચાલુજ રહે છે. આ ફણગામાંથી કરમોના ફળ નીપજે છે. જેવાં બીયાં તેવાં ફળ–સારાં યા માઠાં, ઝળકતા યા ગુર ખાઇભરયા–મળે છે. આ ફળમાંથી નવેસરથી પાછાં બીયાં મળે છે કે બીજાં મગજોમાં રોપાવા માટે તઇયાર બને છે. એક શીક્ષક બીયાંઓને રોપનાર આસામી છે–તે એક આત્મીક ખેડુત છે. જે આદમી ખુદને પોતાને કેળવે છે તે ખુદના પોતાના મગજની જમીનને ખેડનારો એક શયાનો ખેતીકાર છે. વીચારનું ઉગવું એ એક છોડવાના ઉગવા બરાબરજ છે. બર વખતેજ તે બીયું રોપાવું જોઇયે–અને તે જ્ઞાનના રોપામાં પ્રગટી નીકળે તથા ડહાપણના ફુલ તે ઉપર ઉગે તે માટે તેને ઘટતો વખત મળવો જરૂરનો છે. એક મહાન શીક્ષાગુરૂએ પોતીકા ચેલાઓને સલાહ આપી હતી કે "હંમેશ તદન જાગરૂત રહેજો!" આ શીખામણનો ભાવારથ બહુજ સંક્ષેપમાં એટલોજ છે કે "જો તમને તમારી મકસદ હાર પાડવીજ હોય તો ચાલુ અઠાગ શ્રમ ખેંચતાજ રહેજો!"

શું તું તે પરમાત્માનું શીક્ષણ દુન્યાને આપવા માંગે છે? તો તારો સ્વાર્થ તજીને શીક્ષણ મુજબ તારે પોતાને ચાલવું પડશે. તારે એક બીના ગ્રહણ કરવીજ પડશે, કે મનુષ્ય માત્રના જીગરમાં ભલાઇ છે—તે જીગર આખર કરેને ખુદાઇ છે. તારે એક ધોરણ તો જીંદગી જુગવવીજ પડશે—અને તે ખ્યાલને ધોરણ છે. તું પોતે બદીમાં માનશેજ નહી—બદીને જોશેજ નહીં—અને પછી તું સર્વે કોઇને ચાહશે. ત્યારબાદ તું જોકે ઘણુંજ થોડું બોલશે, તોય તારી દરેક હીલચાલ એક સત્તા સમાન થશે—તારો દરેક સુખન એક બોધ તરીકે લેખાશે. તું તારા દરેક ગમે તેવાબી છુપા સ્વચ્છ વીચારોથી, તારાં દરેક ગમે તેવાં બી ખાનગી કે બીનસ્વાર્થી કામોથી, જન્મારાઓને અને અસંખ્ય આશાવંત જીવોને તું મુંગી વાયજ કર્યોજ જશે. જે માણસે નેકીને પસંદ કરી સ્વભોગ આપ્યો તે માણસને સર્વસ્વ મળ્યું એમ સમજજો. તે દરેક સહુથી ઉત્તમ ચીઝ પામે છે—સહુથી મહાન શકતી સાથ તેનો સંબંધ થાય છે—અને મહાત્માઓની સંઘમાં દાખલ થાય છે.

## તા૦ ૨૭ મી અકટોબર.

બાહેરથી જો કાંઇપી સખ્તાઇના ચીન્હો પ્રદરશીત થતાં હોય તો જાણુજો કે તે બાતેનમાં ગુજરતી ખરેખરી સખ્તાઇનો પડછાયે– તે સખ્તાઇનું પરીણામ છે. જે વર્ગ સદંતર છુંડાઇ જતો રહેલો છે તે આજે જમાના થયા છુટાપણા માટે પુકાર ઉઠાવતો રહેલો છે– અને મનુષ્ય જાતથી રચાયલા હઝારો કાયદાઓ ત છુટાપણું હજી મજકુર વર્ગને બક્ષી શકયા નથી. આ કકળાટ કરતો વર્ગ છુટાપણું માત્ર ખુદ પોતેજ પોતાની કોશેશથી મેળવી શકશે–તેઓના જીગર ઉપર જે ખુદાઇ કાયદો લખેલો છે તેને તાબે થઇને આ વર્ગ જો ચાલશે તોજ તેઓ સ્વતંત્ર થશે. તેઓના અંતરમાં છુટાપણાંનો છે જે પવીત્ર ખ્યાલ છે તેનેજ વળગી રહેવા તેઓને કહો– અને જુલ્માતનો સીતા ઓળો પછી દુન્યાંની સપાટીને એબલગામ બનાવી શકશેજ નહીં. કોઇપી આદમા જો ખુદની પોતાની વીરૂધ સખ્ત રીતે થાય નહીં તો આ જગતમાં ઇનશાનો પોતાના ભાઇબંધો ઉપર સખ્તાઇ ગુજારેજ નહીં. આદમજાત બાહેરની સ્વતત્રંતા માટે તરેહવાર કાયદાઓ રચે છે પણ તેજ આદમજાત પોતાના અંતરમાં એક જાતની ગુલામગીરીની સ્થીતીને મજબુતી આપ્યા કરીને સ્વતંત્રતા તદન અશકય બનાવી દે છે. આ રીત તેઓ બાહેરના પડછાયાની પુઠે ચાલે છે–બાતેનની ખરી સંગીન ચીઝ ઉપર આંખ વીચામણા કરે છે. જયારે માનવી ગુસ્સા, ગફલતી અને ગુમરાહીનો ગુલામ રાજીખુશીથી બનતો અટક્ષે ત્યારે બાહેરની સખ્તાઇનાં તમામ બંધનો તુટી જશે.

મોટા મહાન શીક્ષાગુરૂઓ માંહેલા એક મહાત્માએ પોતાના ચેલાઓને સલાહ આપી હતી કે "સદા આંખ્યો ઉંઘાડી રાખીનેજ ચાલજો!" આ નસીહતનો અર્થ સંક્ષેપ એટલોજ છે કે જો તમને તમારી મકસદ હાર પાડવીજ હોય તો નીયમીત કાયમનો શ્રમ ચાલુજ રાખજો! એ સલાહ જેટલી એક સેલ્સમેનને માટે કીંમતી છે—તેટલીજ તે એક સાધુને માટેબી અવશ્યની છે. છુટાપણાની કીંમત તમુને જે આપવી પડશે તે ચાલુ જાગ્રુકની જાગૃતી છે—અને છુટાપણું એ તમારી મુરાદોની સૌથી સૈવટની વાવટાકાઠી હોવીજ જોઇયે. તેજ શીક્ષાગુરૂએ કહ્યું છે કે "જો, માનવી, તારે કાંઇબી બજાવવુંજ હોય તો તે એકદમ બજાવ! તેની સાથે જોશ અને ઝનુનથી હુમલો લઇ જા!" આ સલાહનું ડહાપણુ તમે ત્યારેજ જોઇ શકશો કે જયારે તમે યાદ કરશો કે ઉદયોગ હમેશ કાંઇ પેદા કરી શકે છે—અને ઉદયોગની પેદા યશનો વાજબી ઉપયોગ કરો તો વધારા અને ખીલવણીમાં તેનું પરીણામ નીપજે છે. તમે તમારી મોજુદ શકતીનો પુરેપુરો ઉપયોગ કરો તો તમને ઓરબી વધારે શકતી મળશે. જે માણસ બસ કોઇબી કામ પાછળ પુરેપુરા જોશ સાથે મંડી જાય છે તે માણસની આગળ સત્તા અને છુટાપણું ચાલ્યાં આવે છે.

# તા૦ ૨૯ મી ઓકટોબર.

જ્યાં શાંતી હશે—ત્યાં ચઢતામાં ચઢતી સત્તા હાજર હોવીજ જોઇયે! એક જોરાવર, તાલીમ પામેલા, ધીરજથી કસાયલાં મનની સાબુત ગવાહી શાંતી છે. ખુબ ખાત્રી રાખજો-એક શાંત પ્રકૃતી જે શખ્સ પોતાનું કામ તદન બરાબર સમજે છે, તે ઘણુંજ થોડું બોલે છે—પણ પથ્થરમાર બોધે છે. તેની યોજનાઓ આબાદ ગોઠવાયલી હોય છે—અને તે એક તદન બારીકાઇથી રચેલાં યંત્રની માફક પોતાનું કામ બજાવ્યા જાય છે. તે લાંબે છેટેથી દુર જોઇ શકે છે—અને તથી તે પોતાની મકસદની વસ્તુ ભણી એકદમ હીંડે છે. પોતાના મુદઇ—મુશકેલી—ને તે એક દોસ્તમાં બદલી નાખે છે, અને તેનો બરાબર લાભ લે છે, કેમ કે એક હમનમર્દની સાથે મળી જઇને કેમ કામ કાહડી લેવું તે તેને બરાબર આવડે છે, એક રથાના સરદારની પેઠે તે હંમેશ કટોકટ વખતની મુશકેલીઓની આગમજથીજ ગણત્રી કરે છે. ખરેજ એવો શખ્સ કોઇબી સંજોગ માટે આગાઉથી તઇયાર થઇ રહેલો હોય છે. પોતાના વીચારો દરમ્યાન, પોતાના ચુકાદાઓ ઘડતી વખતે, તે હંમેશ દરેક બાબદના કારણોની તલાસ કરે છે—અને હરેક મામલા વખતે બરપા થતા સંજોગો ધ્યાનમાં રાખીને પછીજ અનુમાનો બાંધે છે. તેને તમે કદીબી અચાનક પકડી શકશો નહીં; તે કોઇ કાળેબી ઉતાવળમાં પોતે હોતોજ નથી. તે પોતાના મક્કમપણામાં તદન સલામત છે.

એક મુફલીસ માનવી જો તવંગરી ચાહતોજ હોય તો તેણે છેક હેઠળના પગથીયાંથી શરૂઆત કરવી પડશે. પોતાની કાયનાતની ઉપરાંત કોઇબી ચીઝ માટે આરઝુ રાખી શ્રીમંત થઇ જવાની તેણે હરગેઝ ખાહેશ રાખવી જોઇતી નથી—બલકે કોશશબી કરવી જોઇતી નથી. છેક તળેટીએ હંમેશાં ફરાગાત મોટી જગા મોજુદ હોય છે—ત્યાં કાંઇ બજાવી શકવા માટે હંમેશાં મોટી સવળતા રહે છે—ત્યાં કોઇબી ચીઝની શરૂઆત કરવામાં ઘણીજ સલામતી હમેશાં હોય છે. તેનો સબબ એ છે કે સઉથી નીચેનાં પગથીયાંની હેઠળ હવે બીજું કાંઇ હોઇ શકતુંજ નથી—જેબી કાંઇ સબળું હોય છે તે ઉપરજ હોય છે. ઘણાક ધંધારોજગારમાં પડેલા જુવાન સખ્શો એમ સમજે છે કે ફતેહ માટ ધંધામાં બડાઇ અને ધામધુમ અગત્યની છે—અને તે પોતાના ધખારા મુજબ અમલ કરવા જતાં તેઓ ઝટ ખતા ખાય છે. તે જાતની ખોટી ધાંધલ કોઇને ઠગી શકતી નથી—તે પોતેજ એ ફલો તેથી ઠગાય છે અને આયંદે તેથી ખુવારીમાં સપડાય છે. તમે તમારી પોતાની અગત્યતા અને દરજાની બધી અતીશયોકતીભરી જાહેર ખબર આપો તેના કરતાં નાના પાયા ઉપર એક મુંગે મ્હોડેની પણ સંગીન શરૂઆત કરશો તો કોઇબા ધંધામાં તે રીતે વધારે ફાવશો.

શાંત મનોવૃતી એ સુસ્તીના એના કરતાં વધુ જુદીજ ચીઝ છે. એ જાતની શાંત મનની હાલત તમારી તમામ કાયનાતનું મધ્યબીંદુ છે. ત્યાં તમારી મનશકતી એકજ પોઈન્ટ ઉપર જમાવ થયલી છે. ચાલુ ઉશ્કેરણીમાં અને ઉકળાટમાં તમારી મનશકતીનો જથ્થો વીખેરાઈ જવા પામે છે. એવી સ્થીતીમાં મન કબજામી આંકોશમાં રહેતુંજ નથી—અને પરીણામમાં તે પોતાનું જોશ અને પોતાનું વજન ખોઈ દે છે. એક ધાનધુમ્યો, ચીરડાઉ, રડકંડો આદમી પોતાનો લાગવગ વધારી શકતોજ નથી. તેનેથી સદા બધા દુર ન્હાસે છે—તેની તરફ કોઈજ ખેંચાતું નથી. તે અજબ થાય છે કે તેનો સુખીયારો પાડોસી આમ એટલો બધો હમેશાં ફાવે છે શા માટે? તે પોતે આખો વખત દોડાદોડી કરતોજ રહે છે—ખટપટ કરતો રહે છે, મહેનત મજુરી કરતો રહે છે (કે જેને તે ખોટી રીતે પોતે યત્ન કરતો રહેલો ગણે છે) તે છતાં તે નીશફળ જાય છે, લોકો તેનેથી દુર ન્હાસે છે, જ્યારે તેનો પાડોસી ફાવી જાય છે, તેનું કારણ શું? તેનો પાડોશી વધારે શાંત મનનો માનવી છે—તે સુખ્યારો નથી, પણ મક્કમ વીચારનો માણસ છે; તેથીજ તેને વધારે કામ મળે છે—જે કામ તે વધારે ચાલાકીથી બજાવે છે—અને તે પાડોસી વધારે ડાહ્યો તેમજ વધારે મર્દાનગીભર્યો છે. તેની ફતેહ અને લાગવગનો એજ ભેદ છે. તેની શકતી કાબુમાં રહેલી છે અને બધી વપરાસમાં આવે છે—જ્યારે પેલા બીજા માણસની શકતી બધી વીખેરાઈ જવા પામે છે અને ગેર ઉપયોગમાં આવે છે.

પોશાક અને ઘરેણાંગાંઠાની એક ધામધુમભરી રચના એક વગર અને એક પોકળ મગજની નીશાન છે. નમનતાઇભર્યાં તેમજ ઉંચી મનશક્તીના માનવીઓ પોતાના લેબાસમાં હંમેશ ઘણા અંદાજાસરના હોય છે. તેઓ પોતાનો ફાલતુ પૈસો ડહાપણભરી રીતે પોતાનું ભંડોળ અને પોતાનો સદગુણ વધારવા માટેજ વાપરે છે. કેળવણી અને સુધારો વધારો તેઓ માટે બીનજરૂરી, નકલીદી પોશાક કરતાં વધારે અગત્યનાં છે. તેઓ હરદમ સાહીત્ય, આર્ટ અને સાયન્સને ઉત્તેજન આપે છે. ખરી મોટાઇ મગઝની ઉનંતીમાં—અને તમારી વર્તણુંકની મોતેબરીમાં—છે; જે મગઝ સદગુણ અને અક્કલમંદીથી મઢાયલું છે તે પોતાની ખેંચાણશક્તીમાં માત્ર બાહેરના શરીરના ભપકાબંધ દેખાવથી કદીબી વધારો કરી શકનાર નથી—(ઓરબી કદાચ તે તેથી ઘટાડો કરી શકશે!)

પુરતો વીચાર કરવા માટે અને યોજનાઓ ઘડવા માટે–તેમજ હરેક ચીજ માટે દરીયાફત કરી અગમચેતી કરવા ખાતર–જે માણસ સકકાળે ઉઠે છે તે માણસ હમેશાં બીજા કોઇ સખ્શ (જે છેલ્લી ઘડી સુધી બીછાનામાં ભરડાઇ રહે છે અને માત્ર નાસ્તાનેજ માટે ઉઠે છે) તેના કરતાં પોતાની કોશીશમાં હમેશ વધારે ફાવ્યા વગર રહેતોજ નથી. આવી રીતે નાસ્તા અગાઉ એક કલાક વાપરેલો સદા એક માણસની ફતેહમંદ કોશીશોમાં સૌથી કીમતી જગ્યા રોકશે. તેમ કરવાથી મગજ શાંત થાય છે, સ્વચ્છ થાય છે–અને મનની શક્તી એકજ અણી એ જમાવ થવાથી વધારે અસરકારક બને છે. સહવારના આઠ વાગતાની અગાઉ તમે જે કાંઇ કરશો તેને સૌથી વધારે મોટી ફતેહ મળશે. પણ જે માણસ સવારના ૭ વાગતે હમેશાં પોતાની ફરજપર હાજર થશે તે માણસ હમેશાં આઠ વાગતે ઉઠતાં માણસની ઉપર સરસાઇ ભોગવ્યા વગર રહેશેજ નહીં.

## તા૦ ૪ થી નવેમ્બર.

હરેક ચીઝ બરોબર બજાવવા માટે માત્ર એક રસ્તો હોય છે–પછી તે ચીઝ ગમે તેવીબી નજીવી હોય તો શું થયું ! અને તેજ ચીઝ ખોટી રીતે બજાવવાના હઝારો રસ્તા હોય છે.ખરી ચતુરાઇ મજકુર એકપુરો ખરો રસ્તો શોધી કહાડવામાં અને તેને વળગી રહેવામાં છે. અણઘડ માણસ પેલા હઝાર ખોટા રસ્તાઓપર ફાંફાંજ મારયા કરે છે. તેને ખરો એકલો રસ્તો દેખાડવામાં આવે છે, તોબી તે અખત્યાર કરતો નથી. એવો અણઘડ પુરૂષ પોતાના અજ્ઞાનપણામાં ખોટે રસ્તે જતાં એમજ માને છે કે તે પોતે ઘણોજ સમજદાર માણસ છે. તેમ કરવાથી તે પોતાને એક એવી હાલતમાં મુકે છે કે જયાં તેને માટે કાંઇબી શીખવાનું બીલકુલ અશક્ય થઇ પડે છે–પછી તે માત્ર એક બારી સાફ કરવાનું કે જમીન ધોવાનું તુચ્છ કામ હોય તેબી તે શીખી શકતો નથી. વિચાર શકિતની અને ખબરદારીની કોતાઇ ઘણીજ આજે સાધારણ છે. વિચારવંત તેમજ ખબરદાર માણસો માટે આજે દુન્યામાં પુષ્કળ જગ્યા છે. મજુરોને ચાકરીએ રાખનારાઓ આજે જાણે છે કે કુશળ કામદારો મેળવવા આજે કેટલું મુશ્કેલ છે. એક સારો કામદાર–પછી તે હથિયારોથી કામ કરતો હોય, યા ભેજાંઓથી કામ કરતો હોય, પોતાની વાકચાતુરીથી યા વિચાર શકિતથી કામ કરતો હોય–તે સદા પોતાની કુશળતા માટે એક જગ્યા શોધી કહાડયા વના રહેતોજ નથી.

# તા૦ ૫ મી નવેમ્બર.

જેમ પાણીનો પરપોટો લાંબો વખત ટકી શકતો નથી, તેમ એક ઠગાઇ ઝાઝી મુદત નીભી શકતી નથી. એક ઠગારો પૈસા મેળવવા માટે એક જાતની જીવતોડ રંજ ખેંચે છે—અને પછી અંતે ઠપટ પડે છે. ઠગબાજીથી કદીભી નફો મેળવી શકાયોજ નથી—મેળવી શકાશેભી નહી. કદાપી સેહેજ વખત માટે કાંઇક તમે લાભ મેળવશો, પણ તમને તે ચક્રવૃધી વ્યાજ સાથે પાછો વાળવોજ પડશે. પણ ઠગાઇ કાંઇ માત્ર એકલી એક અંતઃકરણ- વીનાના લુચ્ચાથીજ રજુ થતી નથી. જેઓ કાંઇભી બદલો આપ્યા વગર પૈસા મેળવે છે—અથવા પૈસા મેળવવાની તજવીજ કરે છે-તેઓ ઠગાઇ કરે છે. જે પુરૂષો મેહેનત કરવા વગર પૈસા કેમ મેળવવા તે બાબે અંદેશાભરી યુકતીઓ રચે છે, તેઓ ઠગારા છે. મગજની હાલતે તપાસતાં તેઓ ચોર-ખલક દગાબાજો છે. એજ ચોર વર્ગ અથવા દગલબાજ વર્ગના સપાટામાં તેઓ પોતે મોડેવહેલે આવ્યા વગર રહેવાનાજ નથી.

તમારે જો સંપુર્ણ અને મજબુત બનવુ જ હોય તો તમારા બદનની રગેરગમાં પ્રમાનદારી પસરી રહેલી જોઇએ. તેજ સાચવટ તમારી જીંદગીની બારીકેબારીક બાબદોમાં પેસ થવાની જરૂર રહેશે. તે તમારૂં પ્રમાણીકપણું એટલું તો પુખ્ત તેમજ કાયમનું હોવું જોઇએ કે જેથી તે કોઇ પણ તરાંહની લાલચ સામે ટકી રહી શકે અને કાંઇક નમતી હાલ તે ડગમગેજ નહી. એક બાબદમાં નીષ્ફળ નીવડશે તો સર્વે બાબદોમાં નીશફળ નીવડશે. કોઇ દબાણ તળે એકાદ વખત જુઠું બોલી સહેજ ઠીંગડાં મારવા જશે-(પછી તે જુઠું ગમે તેવુંબી અગત્યનું અને નજીવું કાં નહી હોય)-તો તમે તમારી પ્રમાનદારી ટાલફેંકી દેશે અને બદીના મારાની સામે રક્ષણ વગર ઉંઘાડા થઇ ઉભા રહેવા પામશો. જે માણસ પોતાના શેઠની ગેરહાજરીમાં તેમજ તે શેઠની અંગત દેખરેખ તળે એકસરખી કાળજીથી અને પ્રમાણીક દયાનતથી કામ કરે છે, તે માણસ લાંબો વખત પોતાની નીચી સ્થીતીએ રેહવાનોજ નથી. ફરજમાં આવી દયાનતદારી, પોતાનું કામ બજાવવી વખતની આવી બારીક કાળજી તે પુરૂષને ઝટ આબાદીના ફળદરૂપ વીભાગોમાં દોરવી લઇ જવા વગર રહેશેજ નહીં.

ફતેહ માટે સર્વેથી ખાત્રીપુર્વક જુસ્કો પ્રમાણીકપણું છે. અને એક આખેરી દિવસ એવો આવે છે, ને જ્યારે એક અપ્રમાણીક પુરૂષ ગમીથી અથવા દુઃખથી આ જેજ થઇ પષતાયા વગર રહેતોજ નથી. પણ કોઇબી આદમીને કદી પણ પ્રમાણીક બનવાને માટે પસ્તાવું પડયું હોય એમ તો થયુંજ નથી—થશેબી નહીં. ક્વચીત કોઇ દાખલામાં એક પ્રમાણીક માણસ નિષફળ નીવડે છે (કેમકે કોઇ કોઇ વાર તે ફતેહના બીજા સ્તમભો ધરાવતો હોતો નથી: જેવાં કે તાકાત, કરકસર અથવા રૂઢી) પણ તેવા દાખલામાંબી તે પ્રમાણીક આદમીની નિશફળતા તેને એક અપ્રમાણીક આદમીને જેટલી ખટકે તેવી ખટકતી નથી. કેમ જે તે પ્રમાણીક પુરૂષ હમેશાં એક બીના માટે હમેશાં ખુશાલ રહી શકે છે, કે તેણે કોઇબી ભાઇબંધ માનવીને ઠગ્યો નથી. પોતાના કાળામાં કાળા કલાક દરમ્યાનબી એક પ્રમાણીક પુરૂષને સૌથી મોટો સંતોષ એજ હોય છે કે તેનું પોતાનું અંતઃકરણ સાફ છે.

એક આદમી જો કોઈબી ચીઝમાં હારતો હોયજ નહી તો અલબત તેની તે કીરતી તેને મોટું રક્ષણકરતા થઈ પડે છે; પણ જે માણસની યકીનદારી સંપુરણ રીતે સ્વચ્છ તેમજ બેતકરાર હોય છે, તેનેજ આ કીરતી ઉપયોગી છે. ગમે તેવીબી નજીવી બાબદમાં સાચવટનો ભગ નહીં કરવો એ મુદ્રાલેખ જેણે અમલમાં મેલ્યા, તે ગમે એવાબી અસેમસેના આણુકાઓ, નીંદાઓ અને જુઠી અફવાઓના હુમલા સામે સંપુરણ અજીત છે. જે માણસ એકબી બાબદમાં નબળો પોચો પડયો તે પછી સઘળી વખતે હાર પામવાને કામીલ છે. બદીનો ભારો (એચીલીસની એડીમાં ભોંકાયલા તીરની માફક) તેને કોઈબી પળે જમીનદોસ્ત કરશે. સ્વચ્છ અને સંપુરણ પ્રમાણીકપણું કોઈબી જાતનાં હુમલાની સામે—કોઈબી જાતની ઈજાની સામે—એક જાતના રક્ષણ મીસાલ છે. એવું પ્રમાણીકપણું ધરાવનારો શખ્સ ગમે તેવીબી વીરૂદ્ધતા તથા સતાવણીની સામે દહેશત વગરની હીમ્મત અને બેદાઈ શાંતી સાથે એસ્તવારીથી ખડો ઉભો રહે છે. નીતીનાં આ બુલંદ ધોરણનો સ્વીકાર કરી કેળવાયલા મગજે તેનો અમલ કરનાર માણસના મનને જે કૌવત મળે છે—અને તેના જીગરને જે શાંતી બરપા થાય છે—તે કૌવત અને શાંતી તમારી ગમે તેવીબી ઉંચી બુદ્ધી, મનશકતી અથવા ધંધાદારી કુશળતા ઉપજાવી શકવાની નથી.

"દીલસોજી" એક એવી ચીજ છે કે જેને ઉપર ટપકેની અને તકલાદી લાગણી સાથે ભેળી નાંખવી જોઇવી નથી. ટુંક વખતની ઉભરૂ લાગણી ખુલ્યાં વિનાના એક સુંદર ફુલની માફક ઝટવારમાં કરમાઇ જાય છે; એવાં કમજોર ફુલો કદીએ પોતાની પાછળ બીયાં કે ફળ મેલી જતાં નથી. વિખુટા પડેલા એક દોસ્ત માટે હીસ્ટીરીયારૂપે રડાપીટ કરવી—અથવા દેશાવરમાં બિમારી ભોગવતા કોઇ સ્નેહી માટે હાય અફસોસ કરવો—એ કાંઇ "દિલસોજી" નથી. બેઉ દાખલાઓમાં પારકા ગેરઇનસાફ અથવા ઘાતકીપણાંની વિરૂધ કોઇબી પ્રકારનો જુસ્સા દાર ગુસ્સો રજુ થતો નથી, દિલસોઝી મગઝની ત્યાં નિશાની મળવીજ નથી. જે આદમી પોતાના ઘરમાં ઘાતકી હોય છે—જે મરદ પોતાની ઓરતને હાડમાર કરે છે—અથવા પોતાના બચ્ચાંઓને માર મારે છે,—અથવા પોતાના નોકરોને ગાળો દે છે,—અથવા પોતાના પાડોશીઓને તરેહવાર ટીકાઓથી વિંધી નાખે છે—તે આદમી દુન્યાના દુઃખી લોકો માટે જો લાંબી લાંબી વાતો કરતો હોય તો તેના પ્રિત અને માયાના એવ. ઢોંગમાં કેટલી હદનું જુઠાણું હોવું જોઇયે! પોતાના અંગત આંકોશ માંહેલા લોકોની બાહેર તે "દિલસોજી" ને બતાવવા માગે તો તે ઉપર કેટલું વજન મેલવું? અને ત્યારબાદ પોતાની આસપાસ ગુજરતા ગેરઇનસાફ અને થતી રૂખ્તાઇ બાબે જો ગુસ્સાથી તે લાલ પીળો થઇ જતો હોય, તો તેની તે ગુસ્સાની લાગણી કેટલી પોકળ હોવી જોઇયે તેનો તમેજ વીચાર કરો!

# તા૦ ૨૫ મા નવેમ્બર!!

દીલસોજી આપણુને સર્વે ઇનસાનોના જીગરો ભણી ખેંચી લઇ જાય છે; પરીણામમાં આપણુ તમામ આદમ જાત સાથે આત્મીક રીતે એકત્ર થઇયે છીયે, અને જયારે તેઓપર મુસીબત વરસે છે ત્યારે આપણુને દુઃખ થાય છે; જયારે તેઓ ખુશીમાં હોય છે ત્યારે તેઓ સાથ આપણુબી ખુશાલ બન્યે છીયે; જયારે તેઓને કોઇ તુચ્છકારે છે અથવા સતાવે છે ત્યારે આપણુબી આત્મીક રીતે તેઓની સાથ ઉંડી લાગણીમાં ઉતરી તેઓની ગમી અને શરમીંદગી આપણા અંતરમાં વસાવ્યે છીયે. જે માણુસ આવી જાતની દીલસોજીનું એકત્ર કરનારૂં, તોડી નાખનારૂં, ખમીર ધરાવે છે તે માણુસ કદીબી કોઇની તરફ ખામીઓ અથવા વાંધાખોરો થઇ શકતોજ નથી–કદીબી બીજાઓ માટે વગર વીચારના અને ઘાતકી અભીપ્રાયો દર્શાવતો નથી; કેમજે તે પોતાના જીગરના નાજુક ભીત્તરમાં પારકાઓના દુઃખમાં હમેશ ભાગીદાર હોય છે. પણુ આવી જાતની પાકટ દીલસોજીને તબકકે પુગવા માટે એક આસામી માટે અવશ્યનું છે કે તેણુ પુષ્કળ પ્યાર અનુભવેલો હોવો જોઇયે પુશકળ દુઃખ સહન કરેલું હોવું જોઇયે, અને ગમખારીનાં અંધારા ઉંડાણુમાં ઉતરી ચુકેલો હોવો જોઇયે. દીલસોજી–એ બહુજ ગંભીર અનુભવોની પીછાન પછીજ પ્રાપ્ત થાય છે; અને તે એકવાર જો આદમ જાતે મેળવી, તો જાણુવું કે તેના અંતઃકરણુમાંથી ગરૂરી, કમસમજ, અને એકલપેટાઇ સઘળી સદંતર નીકળી જઇ ચુકેલી છે.

લોભ, હલકાઇ, હસદ, અદેખાઇ, શંકા—એ ચીજોથી સદા ચોંકેલા રહેજો; જો એ લાગણીઓને તમારા અંતઃકરણમાં વાસો કરવા દીધી તો જીંદગીની અંદર તમારે માટે જેબી કાંઇ સઉથી ઉત્તમમાં ઉત્તમ નિર્માણ થયલું છે તે તમારી કનેથી ખુંચવાઇ જશે. તમારી બાકી માલમતામાંજ નહીં, પણ તમારી ખાસીયતમાં—તમારા સુખમાંબી—જે કાંઇ સર્વોતમ હશે તે નાબુદ થશે. જીગરના મોટા રહેજો, હાથના છુટા રહેજો, દુલ્લા જીવના રહેજો, દરેકપર ભરૂસો મેલી મનના ખુલ્લા રહેજો. આપો તો ખુશાલ હૈયે આપજો. તમારા મીત્રો તેમજ ભાઇબંધોને વિચારનું તથા હિલચાલનું છુટાપણું આપજો. એવા નિવડજો, અને માનપાન, ધનદોલત, આબાદી તમારાં મીત્રો અને પરોણાંઓ તરી કે પોતાની મેળે તમારે ત્યાં બારણું ઠોકતાં આવશે.

જે માણસ નરમાશપણામાં સંપુર્ણ છે તે કદીબી ક્રોધ સાથે વરતતો નથી ગમે એવોબી કઠોર અપશબ્દ તે જીનહાર પાછો વાળતો નથી. તેવાં કડણ વેણને તે પડતુંજ મેલ છે-યાતો તેનો બહુજ નમ્ર રીતે ઉત્તર વાળે છે–કે જે જવાબ ગુસ્સાભર્યા પ્રતીઉત્તર કરતાં અતી ઘણો વધારે જોરાવર થઇ પડે છે. નરમાશ–એ ડહાપણ સાથે નીત્ય શાદીના ગાંઠથી જોડાયલું છે. ત્યાનો પુરૂષ પોતાના ખુદમાં જેબી ક્રોધ હોય તેને મહાત કરી ચુકેલો હોય છે–એટલે પછી તે પારકાંઓમાં નજરે પડતા ક્રોધને સેહલાઇથી મહાત કરી શકે છે. કેશ વાએક અગરના પુંરૂંધાની બર જે જંજાલો અને મુસીબતો પાછે વખ્ત તુટી પડવીજ રહે છે તે માટે ભાગે એક નમનતાઇભર્યો આસામીને નડવીજ નથી. જયારે ગરમ સ્વભાવના આદમીઓ બીન જરૂરી અને બરબાદીભરયા ધસારાથી ગળાતા જાય છે ત્યારે એક નમ્ર આસ્થતનો માનવી શાંત અને સમધાત રહે છે અને તેની તેવી શાંતી અને સમાધાની તેને જીંદગીની લડાઇ જીતવા માટે અતીશય જોરાવર સાધનો તરીકે કામલાગે છે.

ઘણુંજ અગત્યનું છે કે આપણે આપણા પોતાના ખરા આકારમાં હમેશ પ્રગટ થવું જોઇયે. આપણે જે ચીઝ નથી તે ચીઝના રૂપમાં દેખાવ દેવાની ઇચ્છા કદીબી આપણે રાખવી જોઇતી નથી. કશાબી સદ્‌ગુણો ધરાવવાનું ખોટું ડોળ ઘાલતા ના—કોઇબી જુઠું વડપણ લેવાનો ફાંકો રાખતા ના—કોઇબી ખોટો વેશ ધારણ કરતાજ ના. જે માણસ ઢોંગી અને ધુતારો છે તે એમ ફાંકો રાખે છે કે તે આખી દુન્યાને અને દુન્યાના અચળ કાયદાને ઠગાવી શકે છે. હા—એકજ માણસને તે ઠગાવી શકે છે, અને તે ખુદાને પોતાને છે! તે માટેબી દુન્યાનો કાયદો તેની ઉપર એક જબરદસ્ત નેક દંડ નાંખે છે! આ જગતની એક અસલ માન્યતા છે કે જેઓ હદ બાહેરનાં બદ છે તેઓ આયંદે નાશ પામે છે. હું પાર્‌ં છું કે એક જુઠા તરકટી પુરૂષ બનવું એ નાશ પામવાની અચુક નીશાની છે—કેમકે તે તબક્કામાં માનવી પોતાની અક્કલ ગુમાવીજ દે છે, અને માત્ર ખયાલી પોકળ ઓળાઓ. પછવાડેજ વળખાં મારે છે.

જેમ જેમ આપણાં અંતરમાં નેકના નવા નવા અનુભવો દાખલ થતા ચાલે છે તેમ તેમ બદીના દુઃખ દાયક અનુભવો હળવે હળવે દફે થતા જાય છે અને નેકીના નવા અનુભવો શું શું છે? તેઓ સંબંધ છે—બહુજ સુંદર છે. સાંભળો:—ગુનાહમાં તમે સામેલ નથી એ બાબેની તમારી ખુશાલી ભરી માહીતી; પશ્ચાતાપ અને શરમીંદગીમાંથી તમારૂં બાકાત રહેવું; લાલચની તમામ વેદનામાંથી તમારૂં છટકી જવું; અગાઉ જે સ્થીતીમાં તમને સખ્ત વેદના ખમવી પડી હોય તેજ સ્થીતીમાં તમને હવે ખુશાલી લાગવા માંડે તેવા સંજોગોનું રજુ થવું; પારકાઓનાં કામથી તમને થતાં નુકશાન બાબેનો તમારૂં બેદરકાર રહેવું; મોટી સબુરી અને મીઠી આસ્પતના ગુણોનું તમારામાં વધવું; ગમે તેવાજ સંજોગો વચ્ચે તમારા મનની સમાધાનીનું જળવાઈ રહેવું; શંકા, ચીંતા અને ધાસ્તીમાંથી તમારૂં સદાનું ફારેગ રહેવું; અણગમા, અદેખાઈ અને દુશમનીમાંથી તમારૂં અલગ રહેવું—આ સઘળા અનુભવો ખચીતજ ઘણા સુંદર છે.

ઇનસાન સદા શાંતીને માટે પ્રાર્થના કરે છે-છતાં તેઓ જુસ્સાને વળગી રહે છે. તેઓ પોતે ઝગડાને ધીક્કારે છે છતાં તેઓ બીનોઇ આસાએશની આરઝુ રાખે છે! આ અજ્ઞાનતા છે-ખરેજ અવીશય ઉંડી આત્મીક અજ્ઞાનતા છે. ખુદાઇ ચીજોની બારાખડીનો પહેલો અક્ષર્ભી નહીં સમજવા જેટલી એ બીનમાહીતગારી છે. ધીક્કાર અને પ્યાર-ઝગડો અને શાંતી-એકજ જીગરમાં એકી વેળા કદીભી ભેગાં વસી શકવાના નથી. જો એકને તમે આવકારદાયક પરોણા તરીકે દાખલ કરો તો બીજાંને તમારે એક નહીં ઇચ્છવાજોગ ચાહેત અજાણ્યા તરીકે હાંકી કાહાડવોજ પડશે. યાદ રાખજો-જે સખ્શ બીજા કોઇને હટકારી કાહડે છે તે પોતે સદા બીજાઓથી હડધુત થવા વીના રહેતોજ નથી. જે માણસ પોતાના જાત-બંધુઓની વીરૂધ થાય છે તેની પોતાની વીરૂધ કોઇને કોઇભી થવા વગર રહેતુંજ નથી. એવા સખ્શે પછી માનવી જાતમાં આટલી ફાટફુટ છે તે બાબે અજાયબી દેખાડવી જમ નથી. તેણે જાણવુંજ જોઇયે કે તે પોતે આગળ રહીને ઝગડાને પુષ્ટી આપે છે. શાંતીમાં તે પોતે કેટલો પછાત છે-તે તેણે જરૂર સમજવાનું છે.

"મનશાની તમને દુરદષ્ટી બક્ષો છો!" જે મનશાને પોતાનો અંગત સ્વારથ જીતી લીધો તેને માટે મનની માત્ર એકજ વળણ બાકી રહે છે—અને તે સરવે કોઇ તરફની કુનેહની (ભલી લાગણી)ની છે. તે આદમીને એક જાતની ખુદાઇ દુરદ્રષ્ટીની બક્ષેશ થયલી હોય છે, જે વડે તે ખોટાં અને ખરાં વચ્ચે ઝટ તફાવત જોઇ શકે છે. જે અવીધપણો બધો છે તે આ રીતે અવીધપણો સ્થાનોખી હોય છે. તે ઇશ્વરી જ્ઞાન ધરાવતો હોય છે—તે પ્રગટીકરણમાં બહુજ આગળ વધેલો આત્મા છે—તે અમર જીંદગીને પીછાણુ-નારોખી હોય છે. જયાં તમને એકસરખી નરમાશ, કાયમની સબુરી, માતેબર નમનતાઇ, બાશાની ભલમણસાઇ, સ્વઆંકોશ, દરગુજર કરનારી દીલની મોટાઇ, ઉંડી અને અથાગ દીલસોજી જડે તયાં તમે જરૂરજ ઉંચામાં ઉંચું ડહાપણ શોધી કાહડવા માટે ખાત્રી રાખજો. તેવા કોઇ માણ-સની સોબત માટે તલપાપડ રહેજો કેમને તે પરમેશ્વરી સ્થીતીસમજી ચુકેલો છે, તે અમરગીમાં વાસો કરી ચુકેલો છે, તે કાયમીનો એક ભાગજ છે. જેઓનો આતમા આ રીતે જાગરૂત થયલો હોય છે તેઓજ માત્ર સરૂપટીને સમજી શકે છે—અને તમામ બાહેરના દેખાવો અને ખ્યાલી ધખારાઓ તેઓની નજર આગળથી દફે થઇ ગયલા હોય છે.

જ્યારે એક ધનવાન પોતાનો ઉત્સવ, પોતાની ભુષા, પોતાનું સતા અભીમાન, પોતાની તાસુબીનો ત્યાગ કરી રહે છે ત્યારે તેને પરમેશ્વરનું ભાન ખરેખર થવામાંડે છે; તયારે તે બહેશત માટેની એકલપેઠી આરઝુ દાબી નાખી શકે છે, અને સાથ સાથ જે વળી દોજખ માટેની અજ્ઞાનતા ભરીદેહસ્ત દુર કરી શકે છે. ખુદ જીંદગી માટેનો પોતાનો હાંફરો તે છોડી દેવા તઈયાર થાય છે-અને તેમ કરતાં અમર મીનોઇ જીંદગીનુ અનુપમ સુખ તેને મળવા માંડે છે-કે જે મીનોઇ જીંદગી તેને માટે હસ્તી અને નીસ્તી વચ્ચેના એક પુલ મીસાલ થઇ પડે છે, કે જે જીંદગી તે જાણે છે કે અમ્મર કાલની છે દરેક ચીજ ખીનસરતે છોડી દેવા તે તઈયાર થવાથી દરેક ચીજ તેને ખીનસરતે તેને મળવીજ જાય છે અને એ રીતે તે ધનવાન કાયમની હસ્તીની છાતી પર પોતાનું માથું શાંતીથી ટેકવી શકે છે.

જે માનવી પોતાના અંગત સ્વાર્થના બંધનમાંથી એટલી હદ સુધી છુટો થઇ શકયો હોય કે જે જીવતાંજીવત મરવા-યા મુએલી હાલતે જીવવા-એકસરખી રીતે નચીંતાઇથી તૈયાર હોય છે તેજ માનવી એકલો નક્કી અમરગીમાં દાખલ થવાને કાબીલ છે. જે ઇનશાન પોતાની ફાની હસ્તી ઉપર વધુવાર ભરુસો મેલતો નથી, પણ મહાન અલ્લાહના અચળ કાયદા ઉપરજ સંપુર્ણ અખંડ વીશ્વાસ રાખે છે તેજ ઇનશાન માત્ર જાવેદાનીના અપાર સુખનો લાહવો ચાખવા માટે પુરેપુરો લાયક છે. ખ્યારનો બળવંત જુસ્સો-જે સંપુર્ણ અને સુંદર જીંદગીનું એક સ્વરૂપ છે-તે આ દુન્યાપરની હસ્તીનું અને શાનનું ચઢતામાં ચઢતું શીખર છે. મુસીબત અને લાલચ તળે એક માણસ કેવી રીતે વરતે છે ? ઘણા પુરૂશો-જેઓ સહેજ જેવીબી પહેલી મુસીબતની કસોટી આવતાંજ દબાઇ જાય છેઅને જેઓ ગમી, નાસીપાસી અને જુસ્સાને આધીન બની જાય છે તેઓ-બડાઇ હાંકે છે કે તેઓ સચ્ચાઇને વળગી રહેલા છે. હવે સચ્ચાઇ હરગેઝ બદલાતી નથી-અને જે પુરૂશ સચ્ચાઇના પાયા ઉપર મદાર બાંધયો તે નેકીમાં એટલો તો ઓસ્તવાર બની જાય છે કે તેને પોતાના જુસ્સાઓ અને પોતાની લાગણીઓ તળે દબાઇ જવાની જરૂર પડતીજ નથી. તેવા શખ્સની મનોવૃતી બદલાવીજ નથી. જે માણુસ ગમગીન બન્યો, નાસીપાસ થયો, ગુસે થયો, યા નહીંમત બન્યો તે માણુસ સચ્ચાઇને વળગેલો હોઇ શકેજ નહી.

આદમીઓ નાશવંત ફતવાઓ બાહેર પાડયાજ જાય –છે અને પછી તેઓને "સચ્ચાઇ"નું નામ આપે છે! જાણો: સચ્ચાઇ કોઇ એવી ચીઝ છેજ નહીં કે જેને તમે અમુક આકાર તમારી મરજી ખુશીથી આપી શકો! તે તમારા કબજામાંજ નથી—તે તમારી મનશકતીની બી બાહેર છે. માત્ર ચાલુ કોશીશથીજ તમે તેનો અનુભવ મેળવી શકો છો. એક તદન નીરમળ ચોખ્ખાં જીગરમાં–એક તદન સંપુરણ જીંદગીમાંજ–તે પ્રદરશીત થઇ શકે છે. તમે મોટા મોટા ભારી શબ્દો વાપડીને યા બહુજ કાબેલ વીરયો લખીને "સચ્ચાઇ"ને જીનહાર પુરવાર કરી શકવાના નથી. જો તમે અખુટ ધીરજથી, અમરગીની દર ગુજરથી અને અનહદ દયાથી "સચ્ચાઇ"ની શોધ કરી શકતા નહીંજ હોવ તો પછી યાદ રાખજો કે બીજી કોઇબી સુરતે તમને તે આવીને ભેટી શકનાર નથી.

ગમે તેવી ગુસ્સાવાળો સખ્શ જો એકઠા પડે તો તેને ઠંડો પડી જવા માટે તેમજ ધીરજવંતો બનવા માટે સહેલ થઈ પડે છે. તેજ પ્રમાણે એક ટાધાબળીયા માણસની સાથે જો તમે ભલમણુસાઈથી વરતો તો તેને નરમાશભર્યો અને યાળભર્યો બનતાં મુશકેલી નડવી નથી. પણ જે પુરૂષ પોતાની સબુરી અને શાંત મનોવૃતી ગમે તેવી સખ્ત કસોટી દરમ્યાન જાળવી રાખી શકે છે—જે માણુસ સહુથી જાલમ સંજોગો તળે પોતાની નમનતાઈ અને નાકેશપણું ટેકાવી શકે છે—તે અને તેજ પુરૂષ એકલાને સર્વોત્તમ સ્વરછ સચ્ચાઈ જડેલી છે એમ માની લેજો. આમ છે તેનું કારણ એ કે આવી જાતના માતેબર સદગુણો ખુદાઈ છે—અને જે સખ્શ ઉંચામાં ઉંચા ડહાપણુને પુગી શકયો હોય છે, જે સખ્શ પોતાના જુસ્સાઓને અને એકલ પેટાઈને ત્યાગ કરી શકયો હોય છે, જે સખ્શને સહુથી બુલંદ અને અચળ મીનોઈ કાયદાનું ભાણુ થયલું હોય છે જે સખ્શ તે આલા કાયદાને અનુસરીનેજ જીવે છે, તેજ સખ્શ આ મદગુણો પ્રદરશીત કરી શકે છે.

અરે! જો માનવી જાત માત્ર એટલું સમજે કે કોઇ બીજાંના બુરાં કરમને આપણાં પોતાનાં બુરાં કરમથી ભુસાડી નાખી શકાતુંજ નથી—જો આદમ જાત માત્ર એટલું સમજે કે આપણાં પોતાનાં ધીક્કારથી સામાનો ધીક્કાર ઓરબી વધવાજ પામે છે—તો માનવી ખચીત પોતાનાં ઉમરોને સ્વચ્છ કરી દે, પોતાના કરમોને સફા કરી દે, અને પોતાના મગજમાંથી તમામ બુરા ખયાલો હાંકી કહાડે! પણ તે કયારે? જયારે માનવી સમજે ત્યારે! અરે જો તે સમજે કે જે ઉમરમાં પાપ છે તે ઉમર માટે ગમખવારી ચોકકસજ છે——જો તે એમ સમજે કે જે મગજમાં કીનો છે તે મગજ આવતી કાલે રોયા વીના રહેશેજ નહી, વીહીલું પછી બેકરાર થઇ સદા જાગરત રહેશે—તો તે માણસનું આખું બદન મમતા અને મહોબતથી ભરાઇ જયા વગર રહેજ નહી; તે માણસ દયાની આંખ સીવાય જોયા વીના રહેજ નહી! પણ તે કયારે? જયારે ઇનશાન સમજે ત્યારે! અરે——તે ઇનશાન જયારે સમજે તયારે!!

એક પછી એક ચાલુ વીપતી ઓ અને કમનશીબીઓમાંથી એક જુવાન શખ્સ પસાર થતો હતો ત્યારે તેના મીત્રો તેની મશકરી કરતા હતા અને વધુ કોશીશ નહી કરવાને શીખામણ દેતા હતા. તે વેળા તેણે જવાબ વાલ્યો હતો કે, "થોડાજ વખતમાં તમો મારી ફતેહ અને મારાં ફેરવાયલાં નસીબથી અજાયબ થશો." તેનો આ જવાબ ખુલ્લું પુરવાર કરતો હતો કે, તેનામાં પેલી સ્થીર અને અચળ શકતી છુપાયલી હતી કે જે શકતી એ તેને અનેક મુશકેલીમાંથી બહાર કહાડયો હતો અને તેની જીંદગીએ આયંદે ફતેહ મેળવી હતી.

જો તમારામાં એ શકતી નહી હોય તો તમો તે અભયાસ અને સેવનથી મેળવી શકશો અને એ શકતી મેળવવાની શરૂઆત કરવી તે ખુદ ડહાપણ મેળવવાની શરૂઆત કરવા જેવું છે. તે મેળવવા માટે શરૂઆતમાં તમો જે નજીવી, નીરથક અને દમ વગરની તેવોના રાજીખુશીથી ભોગ થઇ પડેલા છો તેને ટાળવી જોઇએ. બીખી ખાખા કરવા, આંકોશ વગરનું અમરયાદ હસવું, નીંદા કરવી, ફકત હસાવવા માટે મજાક કરવી, અરથ વગરની વાતો કરવી—એ સઘળી ચીજો તમારી કીમતી શકતીની બરબાદી કરવા જેવી છે અને તે એકદમ તજી દેવી જોઇએ.

બદી અને ઝગડાની તમામ જંજાળોમાંથી બાકાત રહેવું, બદીને વીરૂધ થવાનું બી મોકુફ કરવું જેબી નેક બાબદ હોય તેને પડતી મેલતાં અટકી જવું, અને અંતરની પવીત્ર શાંતીને બસ મક્કમપણાથી તાબે થવું—એ પેલા મહાન અમર અને અનંત કાયદાનું રોજીંદી જીંદગીમાં ભાન ધરાવવા બરાબર છે; તેજ મહાન કાયદો કે જે આ બાકી દુન્યાની માત્ર જોઈ શકનારી દ્રષ્ટીથી સદાનો છુપાયલો છે. જયાં તુલીક એ બળવાન અચળ કાયદો તમે સમજી શકયા નહી ત્યાં તુલીક તમારો આત્મા શાંતીમાં સ્થીર થવાનોજ નથી. જે માણુસ એ કાયદો સમજયો તે માણુસ સર્વ સ્યાનો છે; તે માત્ર કેળવાયલા પુરૂષોના જ્ઞાનથીજ સ્યાનોજ નથી, તે એક વગર ડાઘના જીગરવાળા આદમીની સાદાઈ સહીત—એક ઈશ્વરપદ• પામેલા ઈનશાનની સાદાઈ સહીત—સ્યાનો છે, યાદ રાખો, એકજ મહાન મીનોઈ કાયદો બીનસરતની તમારી તાબેદારી તમારી પાસે માંગે છે. તે તમામ તફાવતને એકત્ર કરનારો એકજ મુળ મુદ્દો છે. તમામ દુન્યવી સવાલો અને મુશ્કેલીઓ તે મહાન મીનોઈ કાયદા આગળથી એક અમરગીની સચ્ચાઈમાં ગળાઈને માત્ર પડછાયાઓ મીસાલ પસાર થઈ જાય છે.

મીનોઇ અમરગીમાં દાખલ થવાનો બનાવ કાંઇ માત્ર એક "ધી અરી" કે ખયાલી ખખારોજ નથી; અંતરની સ્વચ્છતા સંપાદન કરવા માટે ખંતીલા કોશીશ કરવાથી જે પરીણામ નીપજે છે તેનો એ એક સંગીન અનુભવ છે. જ્યારે એક ઇનશાનનું શરીર તેનાં પોતાના ખરા આત્મા સાથે છેટેથીમાં કાંઇ સંબંધ ધરાવતું હોતું નથી, જ્યારે તે ઇનશાનની તમામ વ્યાસનાઓ અને અભીલાષાઓ સદંતરજ સ્વચ્છ બનીને આંકોશમાં મેલાઇ ગયલી બને છે, જ્યારે તેના જુસ્સાઓ ઠંડા અને શાંત પડી ગયલા બને છે, અને જ્યારે તેનું મગઝ ડોળા ખાતું બંધ પડી બીલકુલ સંપુર્ણ સ્થીરતા રજુ થાય છે—ત્યારે, અને ત્યારેજ તે ઇનસાનનું અંતરભાણ મીનોઇ અમરગી સાથે એકત્ર થાય છે. એમ બનતું નથી ત્યાં પુલીક બચ્ચાં સહી નીર્મળ, ડહાપણ તથા ઠંડી શાંતી મેળવી શકાવીજ નથી. જીંદગાનીના કાળા ગુપ્ત સવાલો બાબે આદમજાત બીજું ચેરવતા થાકી ગયો છે—અને જ્યારે તે પોતાના અંધારાં અંગતપણાંની બાહેર લેઇને એ સવાલોના જવાબો આપી શકતોજ નથી, ત્યારે તે ચાલ્યો જાય છે અને તે એમના એમ પડતા મેળે છે. પોતાની અંગત સીમામાં તે એટલો જકડાયલો હોય છે કે તે વધુ લાંબી દ્રષ્ટીએ લેઇ શકતોજ નથી.

તમારા સવારથને બસ જો તમો ચહાતાંજ હોવ, તો તમો સઘાંથી સદાના દુર થશો; તમારૂં પોતાનું સુખ ખુંડવા જતાં તમે વધારે ઉંડા—વધારે સવચ્છ—અને વધારે કાયમનો આશીષ ખોઇ રહેશો. કારલાઇલ કહી ગયો છે કે "માનવી જાત માટે અયશ—આરામ કરતાંબી એક વધારે મોતેબર આશીરવાદ હસતી ધરાવે છે. ઇનશાન અયશ—આરામ વગર જીવી શકશે—અને છતાંબી આશીરવાદ ભોગવી શકશે. તમો મોજમજાહને ચાહતા નહી—ખોદાને ચહાજો! અહીંજ જાવેદાનીનો 'હા' છે—કે જેથી તમામ ઉલટસુલટ સવાલોનો તમને જવાબ મળી જાય છે. એજ અમર 'હા' નાં ધોરણપર જે કોઇ ચાલ્યો તેનું આપંદે ભલુંજ થશે." જે માણસ પોતાનું અંગતપણું છોડયું,—જે માણસે પોતાના બદનનો સવારથ તજીયો—(અને અફસોસ! માનવીજાત એજ શારીરીક સવારથને કેટલા ચીવટાઇથી વળગી રહે છે)—તે માણસ દુનયાદારીની ગુચવણોમાંથી સદાનો દુર થયા એમ સમજજો. તે માણસ એક એવી અથાગ સાદાઇમાં દાખલ થાય છે, કે જે સાદાઇને આ ધુમરાઇમાં ગુંગળાતી દુનયા મુરખાઇ માને છે.

એક સાધુની, એક આત્માની અને એક મહાત્માની કીર્તીજ એ છે કે તેણે સર્વથી અદના નમનતા ભર્યું નીચાણ અનુભવેલું હોય છે, સર્વથી બુલંદ બીનસ્વાર્થીપણું સ્વીકારેલું હોય છે. તેણે દરેક ચીજનો ત્યાગ કરેલો હોય છે-પોતાનું ખુદનું અંગતપણુંએ તેણે પડતું મેલેલું હોય છે-તેથી તેના સવ કર્મો પવીત્ર તેમજ કામ-મના હોય છે, કેમકે તેમાં પછી સ્વાર્થનો છાંટોએ રહેલો હોતો નથી. તે આપે છે-મેળવવાનો તો તે ખ્યાલ વઠીક કરતો નથી. તે મજુરી કરે છે-પણ ભુતકાળ માટે તે ખટરાટ કરતો નથી, ભવીષ્યકાળ માટે તે આરઝુ રાખતો નથી, ઇનામ માટે જરાએ હાંફેરો કરતો નથી. જ્યારે ખેડુત જમીનને હળે છે અને બીયાં વાવે છે ત્યારે તે જાણે છે કે તેણે પોતાથી બનતું કર્યું છે, અને હવે કુદરતી તત્વો ઉપર ઇતબારી રાખી તેને બસ ધીરજથી પાક માટે બેઠી થવાનું છે. તે ગમે તેવી આતુરતા રાખશે તેથી કાંઇ પરીણામ ઉપર અસર થવાની નથી. તેજ મુજબ જે માણસ સચ્ચાઇ સમજ્યો હોય છે તે નેકી, પવીત્રાઇ, પ્યાર અને શાંતીનાં બીયાં વાવતો જાય છે અને પછી કાંઇબી તલબ રાખતો નથી, પરીણામોની વાત જોતો નથી, કેમકે તે જાણે છે કે મહાન કુદરતનો અચળ કાયદો જોઇતો પાક તો ઘટતા વખતમાં લાવશેજ—અને તે કાયદો હસ્તી તથા નીસ્તીનું એકસરખું મંડાણ છે.

જે કાંઇ સાધુઓ, ઓલમાઓ અને માહાત્માઓએ કરી બજાવ્યુ તે તમે પોતેબી કરી બજાવી શકશો; શરત માત્ર એજ કે જે રસ્તો આ મહાન નરોએ કાપ્યો અને તમને સ્વભાગનો રાહ બતાવ્યો તેજ રસ્તો તમારેબી કાપવો! સચ્ચાઇ બહુ સહેલી સાદી છે. તે કહે છે કે "તમો સ્વાર્થ તજી દો, મારી સોડે આવો, તમને અભડાવી મેલવી હરેક બાબદથી જુદા પડો, અને હું તમને આશાએશ આપીશ." સચ્ચાઇ બાબે નુકતેચીનીના ડુંગરો થયા છે;—પણ તેથા કાંઇ નેકીને ખુંડતાં જીગરોથી સચ્ચાઇ છુપાઇ શકાવાની નથી. રાસ્તી પામવા માટે ભંડોળની જરૂર નથી—ભંડોળ વગરબી તમને સચ્ચાઇ જડશે. ગફલતીમાં ગોતાં ખાતા એકલપેટા માનવીઓથી જુદા જુદા આકારમાં મઠાયલી હોવા છતાં સચ્ચાઇની સુંદર સાદાઇ અને પારદર્શક સફાઇ કદી બદલાવી નથી—કદી ઝાંખી પડવી નથી. જે જીગર બીનએકલપેટું છે તે તે રાસ્તીની આ ઝળકમાં ભાગ લે છે. તમે તરેહવાર ગુપ્ત 'થીઅરીઓ' જમાવ કરશો—અટકળભરી ફીલસુફીઓ રજુ કરશો—તો તેથી તમને સચ્ચાઇ મળનાર નથી. બાતેનની સ્વચ્છતાની જાળી બરપા કરો, વગર છાંટાની એક જીંદગીનું મંદીર ઉભું કરો. અને સચ્ચાઇ તમને આવીને ભેટશે.

તમારા નોકરો ઉપર માયા મહેરબાની રાખજો, તેમનાં સુખસગવડ ઉપર હમેશ ધ્યાન આપજો, તેમની પાસે નાકે દમ આવે નવું સખત વર્તણુંક કદી લેતા તો–તમો પોતે તેમની જગ્યાએ હોવ અને જેવું સખત વર્તણુંક કરવા તમો ના પાડો તેવું વર્તણુંક તેઓ પાસે લેતા ના. પોતાના શેઠના ભલામાં પોતાને ભુલી જનાર નોકર ખચીત નમનતાઇનો એક ખુબીવંતો–નાદર નમુનો હોય છે, પણ એક શેઠ પોતાનું સુખ ભુલી જઇને તેની સત્તા હેઠળનાં તેમજ તેની ઉપર પોતાનાં ગુજરાન માટે આધાર રાખનારાં માણસોનાં સુખનોજ વીચાર કરે છે તે શેઠનો આત્મા વધુ ખુબીવંતો, વધુ નમુનેદાર અને વધુ નમનતાઇભર્યો છે-આવો માણસ પોતાનું સુખ દશગણું વધારી મુકે છે, તેને પોતાનાં હાથ હેઠળનાં માણસોની કદી પણ ફરીયાદ કરવી પડતીજ નથી. એક પ્રખ્યાત માણસ જેના હાથ હેઠળ માણસોની ઘણી મોટી સંખ્યા રોજીએ લાગેલી હતી તેના નીચલા શબ્દો ગોખી રાખવા લાયક છે:–"મારાં માણસો સાથનો મારો સંબંધ બહુજ સુખી છે. તમો મને તેનું કારણ પુછશો તો હું એટલુંજ કહીશ કે મારાં માણસો તરફથી જેવી વર્તણુંકની હું આશા રાખું છું તેવીજ વર્તણુંક તેઓ તરફ હમેશ ચલાવવાની મેં પોતે પહેલાથીજ નેમ રાખી હતી."

તમારાં અંતરમાં જે ખુદાઇ અંશ છે તે ખરેખર તો શાંતીનું ઘર છે—ડહાપણનું મંદીર છે—એ મરગીનું રહેઠાણ છે. જીગરના બાતેનના આશ્રમથી, મીનાઇ દ્રષ્ટીયની આ ટેકડીથી, જો તમો દુર ગયા તો ખરી શાંતી તમને મળનાર નથી—ખુદાનું ભાન તમને થનાર નથી. જો તમે ત્યાં એક દીવસ, એક કલાક એક મીનીટબી રહી શકયા તો તમે ત્યાં હંમેશના રહી શકશો. તમારા સઘળા ગુનાહો, ગીરફતારીઓ, ખાસ્તીઓ, અને ચીંતાઓ, તમારા પોતાના મગજ-નીજ બનાવટના પરીણામો છે. તેઓને ચીટકી રહેવું કે તેઓને પડતાં મેલવાં એ તમારાજ હાથમાં છે. તમારી રાજીખુશીથી તમે એકરારી જીવપર લાવો છો—તમારી રાજીખુશીથીજ તમે તે પડતી મેલી કાયમની શાંતી મેળવી શકો છો. તમારૂં પાપ તમારે માટે બીજો કોઇ પારકો તજી દઇ શકનાર નથી; તમારે પોતાનેજ તે તજવું પડશે. મહાનમાં મહાન શીક્ષાગુરૂ ઘણું તો સચ્ચાઇનો માર્ગ પોતે ચાલશે, અને તે રાહા તમુને બતા-વશે. પણ તે રસ્તા ઉપર ચાલવાનું તો તમારૂં પોતાનુ જ કામ છે. તમારી પોતાની કોશેશથી માત્ર તમે સવતંત્રતા અને શાંતી મેળવી શકશો; તમારા આત્માની આસપાસ જે બંધ છે તે છોડી નાખો, અને તમારા મનની શાંતીમાં ખલલ કરનારા વીચારોને ફેંકી દેવો.

અરે તું પુરૂષ! તું આદમજાતને સચ્ચાઇ શીખવવા નીકળ્યો છે—પણ કહે! શું તું પોતે શંકાઓના વેરાનમાંથી પસાર થયો છે? ગમીના આતશો મારફત શું તારો આત્મા પાક બન્યો છે? શું સચ્ચાઇએ તારાં માણુસાઇ જીગરમાંથી બજીદાઇના દૈત્યોને હાંકી કહાડયા છે! શું તારો આત્મા એટલો સુંદર છે કે ત્યાં એકપણ ખોટો વીચાર પ્રવેશ કરી શકતોજ નથી! અરે, તું કે જે આદમજાતને પ્યાર શીખાડવા નીકળ્યો છે તે પોતે તું પોતે નાઉમેદીના ગારમાંથી પસાર થયો છે કે? તું પોતે દલગીરીની આખ્ખી અંધારી રાત રડી ચુકયો છે કે? અને તારૂં માણુસાઇ અંતઃકરણ હવે જહા અને જંજાળથી મોકળું બનીને બુરાઇ, કપટ અને ચાલુ જંજાળ તરફ જોતાં દયા અને નરમાસ તરફ ઢળે છે કે? ઓ તું કે જે આદમજાતને શાંતી શીખવવા નીકળ્યો છે તે કહે શું તું પોતે ખુશીર્જતના મહાસાગરો ઓળંગી ચુકયો છે? શું જીંદગાની તમામ જંગલી પેકરારીમાંથી તને ચુપકીદીના કીનારા ઉપર છુટકારાનો અનુભવ મળ્યો છે? શું તારા માણુસાઇ જીગરમાંથી સચ્ચાઇ, પ્યાર અને શાંતી સીવાયે બીજી તમામે તમામ લાગણી દફે થઇ ચુકી છે.

જેમ ઉગતો સુર્ય સર્વ નીબળ પડછાયાઓને નસાડી મેલે છે, તેમ તમારાં સ્વચ્છ અને પ્રમાન-દાર જીગરમાં પ્રકાશના રૂડા અને રાસ્ત વીચારોનાં કીરણો તમામ બદીના જોરેમંદ જોશને હાંકી કહાડે છે. જ્યાં ખરૂં યકીન અને વગર મેળની સ્વચ્છતા હાજર છે ત્યાં તંદરોસ્તી, ફતેહ અને સત્તા મોજુદ છે. એવા દાખલામાં બીમારી, નીશફળતા કે આફતની જગ્યા હોવીજ નથી–કેમકે એ ચીજો ત્યાં પોખાઇ શકવીજ નથી. તમારી શારીરીક સ્થીતી તમારાં મનની હાલત ઉપરથી આકાર લે છે; સાય-નટીફીક દુન્યા આ બીનાની સચાઇ હવે જલદી સ્વીકારવી ચાલી છે. આગલી જડવાદી માન્યતા એ હતી કે જેવું તમારૂં કુદરતી શરીર હશે તેવા તમે પ્રનશાન બનશો; પણ એ માન્યતા હવે સપાટાબંધ નાબુદ થતી ચાલી છે. તેને બદલે હવે એવી ઉલટ ઉથકેરનારી માન્યતા રજુ થતી રહેલી છે કે એક આદમી જો ચાહે તો પોતાના કુદરતી શરીરથી વધારે ચઢીયાતો બની શકે—એટલુંજ નહી, તે આદમીનું શરીર તેના પોતાનાજ વીચારના બળ તળે ઢીપાઇને તેના આંકોશ તળે આવી શકે એમ છે.

જો તમને ગુસ્સે થવાની, ચીંતા કર્યા કરવાની, અદેખા બનવાની, લાલચુ થવાની-અથવા એવી કોઇ બીજી મનને અશાંત કરનારી લાગણી ઉત્તપંન કરવાની-આદતજ પડેલી હોય, અને પછી જો તમે સંપુર્ણ શારીરીક તંદરોસ્તીની વકી રાખતાં હોવો, તો તમે એક તદન અશક્ય ચીઝની આશામાં રહો છો; કેમકે તમે બાલુ તમારા પોતાનાં મગઝ માંહે દુઃખદરદનાં બીયાં વાવતાંજ રહો છો. મનની આવી સ્તીતીઓ સ્યાણા માણસો હમેશ સંભાળથી તજતાં રહે છે; કેમકે તેઓ જાણે છે કે આવું દર્દી મન એક ખરાબ ગટર યા એક ચેપી ઘર કરતાંબી વધારે ધાસ્તીભરયું છે. જો તમારે શરીરની તમામ વેદના યા દુઃખોમાંથી મોકળાં રહેવુ હોય-જો તમારે તનની સંપુર્ણ આસુદગી ભોગવવીજ હોય, તો પ્રથમ તમે તમારાં મનને બરાબર રાહ ઉપર મુકો અને તમારા વીચારોને શાંતીમય રીતે ગોઠવો. ખુશીભર્યા તુરંગોથી વીચાર કરો પ્યારના વીચારો મનમાં વસાવો-તમારી નસોમાંથી ભલાઇનો પ્રવાહ વેહતો થવા દો-અને પછી તમને બીજાં કશાંબી ઓસડની જરૂર રહેશેજ નહીં. તમારી અદેખાઇઓ, તમારા વહેમો, તમારી મુઝવણો, તમારા ધીક્કારો, તમારા એકલપેટા ખખારાઓ તમે બસ ખસેડી નાખો-અને તમે તમારી બદહજમી, તમારૂં પીત, તમારી ધ્રુજરી અને મારા દુઃખતા સાંધાઓને એકદમ ખસાડી નાખી શકશો.

કામ, ક્રોધ અને બદગુમાનીના તોફાની મોજાઓ ઉપર શાંતીનું તેલ નાંખશો તો બદબખ્તીનાં ગમે તેવાં ભયભીત તોફાનો જીંદગીના દરીયા ઉપરથી મંજલ કાપતાં તમારા આતમીક વહાણુનો કદી પણ નાશ કરી શકશે નહીં અને જો તમારાં આ વહાણુને ઉમંગ અને અચુક યકીનથી હંકારશો તો તેનો મારગ વધુ સરળ બનશે અને અનેક જોખમોમાંથી તે આસાનીથી પસાર થઇ જશે. યકીનથી દરેક કઠણ અને મહાભારત કામ પાર પડે છે. ઇશ્વર ઉપર ભરોસો કુદરતના અચુક નીયમ ઉપર આસ્થા, તમારા કામમાં યકીન અને તે કામ પાર ઉતારવાની તમારી શક્તીમાં તમારો પોતાનો વીશ્વાસ-યકીન એક જંગી ખડક છે અને જો તમો ફતેહ મેળવવા માંગતાં હોવ અને તમારા પગ ઉપર ઉભા રહેવા માંગતા હોવ તો આજ ખડક ઉપર તમારે બાંધકામ કરવાનું છે.

# તા૦ ૧૦ મી ડીસેમ્બરે.

નીરમળ અને બીનએકલપેટો શ્વાસ ધીમે ધીમે ગ્રહણ કરતા ચાલો—પાકીજગી અને પ્રમાનદારી સાથે મનનું ખાલેસ પ્રમાણીકપણું સાથે જોડો—અને તમે કુદરતનાં તત્વોમાંથી કાયમની ફતેહ મોટાઇ અને સત્તા ઉપજાવી શકશો. જો તમારી હમણાંની સ્થીતી તમને નાપસંદ હોય, જો તમારૂં દીલ તમારાં કામમાં આમેજ નહીં હોય, તોબી બસ તમારી ફરજો તમે ખરાં યકીનથી અને ખંતથી બજા લાવજો. તમારાં મન આગળ સદા એક ખ્યાલ તાજો રાખજો કે વધારે ચઢતી સ્થીતી અને વધારે મોટી તક તમારે માટે રાહ જુવે છે; જરાબી સંજોગો ફાયદાકારક જડી આવે તે માટે તમારૂં મગજ તીક્ષણ કરી મેલી નીગાહ રાખતા રહેજો; તેથી બનશે એમ કે જયારે તે કટો કટની ઘડી આવશે—જયારેબી એક નવો માર્ગ નજરે પડશે—ત્યારે આસાનીથી તે કામ માટે તદન તૈયાર બનેલાં એક મગઝ સહીત, તાલીમ લીધેલાં એક મનની ચતુરાઇ અને દુરદ્રષ્ટી સાથ, તમે તે બોજો ઉપાડી શકશો. તમારૂં સોંપાયલું કામ ગમે તેવુંબી હોય, તમે તમારાં મગઝને બસ તેની ઉપર સંકોચી રાખજો. તમારી તમામ કાયનાત તેની ઉપર રેડી દેજો. નાના કામોને સેહજબી ચુક વગર બજાવ્યાથી હમેંશ મોટાં કામો ઉપર જવાય છે.

તમારી સ્વાર્થી મતલબીપણામાંજ અને તમારી એકલપેટી ઇચ્છાઓ તરફ કરવાની કોશીશોમાંજ તમે ડુબેલાં રહેશો—તો તમે જીવતાં દોજખમાં બસ ડુબ્યાંજ જશો. તે હાલતમાંથી તમે તમારા અંતઃકરણના અવાજ મુજબ તમારા સ્વાર્થને ભુલી જઇ બાહેર નીકળો, અને તમે જીવતાં બહેશતમાં દાખલ થશો. યાદ રાખજો—એકલપેટાપણું જો અક્કલબુદ્ધી વગરનું હોય છે, જો તેમાં સાચ્ચું જ્ઞાન હોતું નથી, તો તે આંધળું હોય છે અને તે હમેશાં ગીરફતારી તરફ તમને ઘસડી લઇ જાય છે. બરાબર દીર્ઘદ્રષ્ટી, ખીલતાસુખીની દરયાફત શકતી, અને ખરી માલી તગારી માત્ર ઇશ્વરી હાલતે પુગેલા આદમીથીજ સંપાદન કરી શકાય છે. જયાં તુલીક તમે તમારાં પોતાના સુખને. માટે સ્વાથા મતલબથી શોધ ચલાવવાની બજી દાઇ કર્યાંજ કરશો, ત્યાં તુલીક સુખ તમારેથી દુર નાઉસતુંજ રહેશે અને તમે ફંગાલ્યતનાં બીયાં વાવતાંજ રહેશો. જયારે તમે પારકાઓની સેવામાં તમારૂં પોતાનું અંગતપણું ભુલી જવામાં તમે ફતેહ પામશો ત્યારે તમારી નેકીનાં પ્રમાણમાં સુખ તમને મળશે—અને તમે આબીયનો એક પાક વાવી શકશો.

ઇચ્છા તૃપ્ત કરવાથી જે સંતોષ ઉત્પન્ન થાય છે તે ટુંક મુદતનો અને તકલીદી હોય છે—અને હંમેશ કોઇ વધારે પ્રમાણમાં તે ઇચ્છા તૃપ્ત કરવાની લાગણી પેદા થવા-વીના રહેતીજ નથી. ઇચ્છા એક મહાસાગર મીસાલ કદીબી છીપી શકાતીજ નથી; જેમ જેમ તમે તેની માંગણીઓ પુરી પાડતા જાઓ છો તેમ તેમ તે વધારે અને વધારે માટે જયાદા બુલંદ અવાજે બીજી માગણી કરતીજ રહે છે. પોતાનાં દોરવાઇ ગયલા ભાવીક સેવકો કનેથી ઇચ્છા વધુ અને વધુ સેવા માંગતીજ રહે છે—અને જયાં સુધી તે સેવકો મનની કે તનની વેદનાથી પટકાઇ પડતા નથી તથા દુઃખના સ્વચ્છ આતશમાં ગબડી પડતા નથી ત્યાં સુધી તે પોતાનું માંગવું ચાલુજ રાખે છે. ઇચ્છા—એ દોજખનો મુલક છે; તમામ મુસીબતો ત્યાં જમાવ થયલી છે. ઇચ્છાને છોડી દો—અને તમને બેહસ્તનું ભાણુ થશે. ત્યાં હજ કરવા જનારા આસામી માટે હરેક પ્રકારની ખુશાલી તે જગાએ બોટી થઇ હોય છે.

આત્મીક બાબતો માટે ગોર
.રવાથી ઇશ્વરી પદ ભણીનો રસ્તો
:બર થાય છે. તે એક જાતની
ાીનોઇ નીસરણી છે કે જે આ
જગતથી ઠેઠ સ્વર્ગ સુધી પોંહચે
છે—જે ગફલતીથી રાસ્તી સુધી
:બાયલી છે ને સંકટથી ઠેઠ શાંતી
ાુધી પુગી વળેલી છે. દરેક પવીત્ર
ાાધુ તે નીસરણીપર ચઢી ચુકેલા
ાય છે. દરેક પાપમાં ડુબેલા
ાખ્શ માડેવહેલા તેની નજદીક
ાાવ્યા વીના રહેવાનોજ નથી.
.રેક કંટાળેલા હાજી, જે આ દુન્યા
.મ તેમજ સ્વાર્થ ભમ પોતાની
ાઠ મરડીને મહાન પીતાના
ાર તરફ મક્કમપણું ડોકયું કરે
છે તે, આ નીસરણીના સોનેરી
.ગથીયાંપર પોતાના પગો ઠેરવવા
.ગર રહેવાનોજ નથી. એ સીડીની
:દદ વગર તમે ઇશ્વરી સ્થીતીમાં
આગળ વધી શકવાના નથી.
ખુદાનું ભાણ, ખુદાઇ શાંતી,
અને સચ્ચાઇની કદી ઝાંખી ન
.ડે તેવી ક્રીતા તેમજ સ્વચ્છ
ાજાઇ તે વગર તમારે સદા
ફાંફાં મારવાંજ રહેશે.

દીવસના વખતનો એક ચોક્કસ ભાગ તમારા ઉંડા ગોર માટે ફાજલ પાડો—અને તે તમારી મકસદ માટે પવીત્ર લેખીને પાળતા રહો. એ કામ માટે સઉથી ઉત્તમ વખત બડી બામદાદનો છે—કે જયારે હરેક ચીઝ ઉપર આશા એશનો છાયો પંઠરાયલો હોય છે. પછી તમામ કુદરતી સ્થીતીઓ તમારી તરફેણમાં જશે. તમારો જુસ્સો, આખી રાતના શારીરીક લાંબા અપવાસ પછી દપટ પડેલો હશે; આગલા દીવસની ઉશકેરણીઓ તેમજ જંજાળો બધી ગુજર પામેલી હશે; અને તમારૂં મન ઢાક લીધા પછી મુસ્તકીમ બનીને આત્મીક શીક્ષણ ઉપાડી લેવા માટે તદન તૈયાર બનેલું હશે. ખચીત—પહેલી તમારી કોશશોમાં તમે આગળ વધી શકશો નહીં; પણ ફરી ફરીથી કોશેશ જારીજ રાખ્ખો—કેમકે આત્માની માંગણીઓ સહેલથી ઉડાવી શકાય તેવી હોતી નથી.

જો તમને કપટ અને ગુસ્સા તરફ વલણ હોય તો નરમાશ અને માફી આપે ઉંડા ગેર કરજો; તેથી તમને તમારી કઠોર અને મુર્ખાઇ ભરી ચાલચલણનું ભાન થશે. પછી તમે પ્યારના ખ્યાલોમાંજ વસવા માંડશો—માયા અને દરગુજરની લાગણી તમારાં હૈયાંમાં પસરી રહેશે. જેમ જેમ તમે નીચા જુસ્સાઓને ઉંચા વીચારોથી આંકાશમાં લાવતા જશો, તેમ તેમ તમારાં જીગરમાં પ્યારના ઇશ્વરી કાયદાની માહીતગારી ચુપચુપ આમેજ થતી ચાલશે—અને તમે જીંદગી અને માણસાઇ વર્તણુકની સર્વે પેચવણ મુશ્કેલીઓ વધારે ખુલ્લી રીતે સમજતા થશો. આ માહીતગારીને તમે તમારા દરેક વીચાર, શબ્દ કે કામમાં ગતે લગાડશો તો તમે વધારે ને વધારે નમનતાઇભર્યા, વધારે મોહબતવંતા, વધારે ખુદાઇ પ્રકારના બનતાજ ચાલશો. દરેક ભુલ, દરેક એકલપેટી ઇચ્છા, દરેક માણસાઇ નબળાઇના બાબમાં એમજ બને છે; ગંભીર દરીયાફત કીધાથી તે કાબુનાં લાવી શકાય છે. જેમ જેમ ગુનાહ અને ગફલતી ઉંડરાઇ જાય છે તેમ તેમ સચ્ચાઇની રોશની હજ કરતા આદમો માટે વધારે સ્પષ્ટ નજરે પડે છે.

શાંતીથી ઉંડો ગોર કરવાની શક્તી વડે તમે જેમ જેમ ડહાપણમાં આગળ વધતા જશો, તેમ તમે સ્વારથી ઇચ્છાઓ વધુ અને વધુ છોડતા જશો, કે જે ઇચ્છાઓ અસ્થીર, ટુંક મુદતની, અને દુખ તથા ગમગીની ઉતપન કરનારી છે. તે છોડયા પછી વધતી જતી મજબુતાઇ અને ઇતબાર સાથ અચળ નીયમો ઉપર તમે ઠરીઠામ થશો અને બેહેશતની શાંતી અનુભવી શકશો. અખંડ નીયમોના ગ્નાનની હાજત, તે ઉંડા ગોરનો ઉપયોગ છે અને ઉંડા ગોર કરવાથી જે શક્તી મળે છે તે એ નીયમો ઉપર આધાર અને ઇતબાર રાખવાની અને ઇશવર સાથે એકત્ર થવાની શક્તી છે. તેટલા માટે ઉંડા ગોરની નેમ સચ્ચાઇનું અને ખોદાનું પરભારૂં ગ્નાન મેળવવાની તેમજ સંપુરણ ઇશવરી શાંતી અનુભવવાની હોય છે.

માલમીલકતને વળગી રહેવાની સઘળી સવારથી ઇચ્છાઓને તજી દઇને અને જીવ વગરના અગ્નાન પણાને દુર કરી નાંખીને, ઉંડા ગોરના બળ વડે વધારે ઉંચ સ્થીતીએ પુગવાની કોશેશ કરો.

યકીન રાખો, આશા રાખો, ઉંડા ગોર કરતા રહો અને તમારા આત્મીક અનુભવો ખુદાઇ પ્રકારે મીઠા તેમજ ખુબસુરત થતા જશે,—તમારાં અંતરની દ્રષ્ટીએ કીર્તીવંત દેખાવો પડતા રહી તમને ખુશાલ કરશે. જેમ જેમ તમે મીનોઇ પ્યાર, મીનોઇ ઇનસાફ, નેકીના સ્પુંર્ણ કાયદાને—યાને ખુદ ખુદાને પોતાને—સમજતા જશો, તેમ તેમ વધુ મોટું તમારૂં સુખ અને વધુ ઉંડી તમારી શાંતી બનતી જશે. પુરાણી ચીજો પસાર થઇ જશે—દરેકે દરેક ચીઝ તમો માટે નવી બનતી જશે. આ જડ-વાદી જગતપર ફરી વળેલો પરદો (જે ગુમરાઇની આંખ માટે અતીશય જાડો અને અપારદર્શક છે—જે સચ્ચાઇની આંખ માટે અતીશય બારીક અને નેકની વણતરનો છે તે) આપોઆપ ઉંચકાઇ જઇ તમારી સામે આત્મીક દુનિયાને ખુલ્લી રજુ કરી મુકશે. પછી વખતનો વેહ સમાપ્ત થશે, અને તમે માત્ર અમરગીમાં વસવા માંડશો. સ્થિતીનું બદલાવું, યા, મોત, પછી તમને અંદેશો કે અફસોસ ઉપજાવશેજ નહી—કેમકે તમે પોતે એક એવી સ્થિતીમાં મુકરર થઇ ચુકેલા હશો કે જે સ્થીતી કદી બદલાતીજ નથી. ત્યારે તમે કાયમની જીંદગીના ભિત્તરમાં વસી ચુકેલા હશો.

માનવી જાતનો આતમા એક જંગભુમી ઉપર સદા યુદ્ધ મચાવતો રહેલો છે—અને ત્યાં બે સરદારો આગેવાનીના તાજ માટે લડતા રહેલા છે; તેઓ જીગરની હુકુમત માટે અને અંતઃકરણની શાહી સત્તા માટે, હમેશની ટક્કર ઝાલે છે. આ બે સરદારો માંહેલો એક સ્વાર્થનો માલેક છે, જેને લોકો "આ દુન્યાના શાહાઝાદા" કરીને કહે છે. બીજો "સચ્ચાઇનો શેઠયો" છે જે વળી "ખોદાઇ પીતા" તરીકેબી ઓળખાય છે. 'સ્વાર્થનો માલેક' હુલ્લડ ડખોરો છે; ગુસ્સો, અદરી, લોભ, હલકાઇ, હુંપણું—એ તેના હથીયારો છે. આ અંગ્રેમન્યુસના તે સઘળા અંધકારના ઓજારો છે. "સચ્ચાઇનો શેઠયો" નરમાશ ભવા અને ભલમનસાઇભ । છે; તેના હથીયારો માયા, ધીરજ, સ્વચ્છતા, સ્વભોગ, નમનતાઇ, પ્યાર છે. સ્પેનતેમન્યુસના એ રોશનીના હથીયારો છે.

જે પ્રમાણે તમે ઉંડી વીચાર શક્તીના પ્રબળ સ્થાનપતમાં આગળ વધતા રહો છે, તે પ્રમાણેજ તમે તમારી સ્વારથી વ્યાસનાઓ (જે બીશકુલ તકલીફી હોય છે, તથા ટુંક મુદતની અને ગમી ગઝબ બરપા કરનારી હોય છે તે) વધુ અને વધુ તજતા જાયો છે. ઉંડા ગોર કરવાની તમેહથી તમે વધુ અને વધુ મક્કમપણુંથી અને વીશવાસથી હરગેઝ નહીં બદલાતા નીયમો ઉપર મદાર બાંધી શકો છો–અને આય રૂ ખુદાઇ આશાઅેશનું તમને ભાણ થાય છે. મીનોઇના કાયમના નીયમો શું છે તે જાણુવા માટે ઉંડા વીચારની જરૂર પડે છે; આવા ગંભીર ઉંડા ગોરના પરીણામ તરીકે તમને આ મીનોઇ નીયમો ઉપર આધાર રાખ્વાની–તે ઉપર વીસવાશ રાખ્વાની–તમને શક્તી પ્રાપ્ત થાય છે. તેથી સેરટે તમે સેરટ–કાળની કાયમી માટે તઇયાર બનો છો. ઉંડા ગંભીર ગોરનું પરીણામ એજ છે કે તમને સચ્ચાઇ વીશેનું, ખુદા વીશેનું, અને ઇશવરી બુલંદ શાંતી વીશેનું સીધ્ધું જ્ઞાન સંપાદન થાય છે. તમારા પોતાના દીલયાકૂતથી તમે ઉંચે ચઢવાની કોશેશ કરો! તકલીફી દેવતાઓ અને પક્ષા પક્ષીના બાહુઓને એકલપેટાઇથી વળગી રહેતા બંધ પડે; તદન મરણુ પામેલી માન્યતાઓ અને વગર જીવનાં અજ્ઞાનપણાથી બસ આગળ વધો.

દરેક માણસનો આત્મા એક ચાલુ જંગમાં સામેલ છે, જેમ એક સીપાઈ બચો એકલો વેળા એ દુશમન લશકરોની સામે થઈ શકતો નથી, તેમ દરેક ઉમર એકજી વેળા યાતો સચાઇની બાજુ એ લડે છે કે યાતો સ્વારથ તરફથી હથીઆર ઉગામે છે. આ બેની વચ્ચે વચગાળેનો મારગ છેજ નહી. યાદ રાખજો! તમે બે શેઠોની નોકરી સામટી વેળા કદીબી કરી શકવાના નથી કારણકે જો તમો એકને ધીકકારશો તો બીજાને ચહાશો. કદાચ તમે એકને વળગી રહેશો, અને બીજા ગમ તીરસ્કાર દેખાડશો, તમે ખુદાની અને પઇસાના દેવની એકેકી વેળા કદી પણ સેવા બજાવી શકવાના નથી. શું તેમને "સચાઇ" જાણવી છે? "સચાઇ"ને પીછાનવા માટે શું તમે કોશેશ કરો છો? તો તમારે સ્વભોગ છેકના છેડા સુધી આપવા માટે તઇયાર થઇ રહેવું પડશે કારણકે "સચાઇ" તેની સરવે ઝળકતી કીરતીમાં ત્યારેજ દેખાય છે અને સમજાય છે, કે જયારે "સ્વારથ"નો સરવથી છેલ્લામાં છેલ્લો સંસ્કારો બેમાલુમ થઇ ગયલો હોય છે.

તમારી ઇચ્છાઓની સામે થવા માટે તમે તઇયાર છો? તમારા હવસો, તમારી તાસુબીઓ, તમારા ધખારાઓ છોડી દેવા તમો રાજી છો? જો તેમ હશે તોજ તમે સચ્ચાઇના સાંકડા મારગમાં દાખલ થઇ શકશો; અને જે શાંતીથી દુન્યા બાકાત છે તે શાંતી તમે શોધી શકશો. સદંતર આપણી ઇચ્છાઓની વીરૂધ થવું—આપણા સ્વારથનો સમુળગો નાશ કરવો—એમાંજ “સચ્ચાઇ”ની સંપુરણ સ્થીતી સમએલી છે. આ મોતેબર પંકતીઓ પુગવા માટે સઘળા ધરમો અને સઘળી ફીલસુફીઓ માત્ર મદદકરતા સાધનો મીસાલ છે. જયારે ઇનશાન ગુમરાહી અને સ્વાર્થમાં ગુંગળાઇ જઇને પોતાનો “ઇશ્વરી અવતાર”—સચ્ચાઇ અને પવીત્રાઇની સ્થીતી—ભુલી જાય છે, ત્યારે તે સામા માણસ વીષે મત બાંધવા સારૂ પરીક્ષાના તરેહવાર બનાવટી સ્ટેનડરડો બરપા કરે છે; પછી “સચ્ચાઇ”ની કસોટી માટ ખુદના પોતાના ફતવાઓ આગળ પાડી તેને પોતે વળગી રહે છે. પરીણામમાં ઇનસાન ઇનસાનની વીરૂધ થાય છે—કાયમની દુશ્મની અનેઝઘડા બરપા થાય છે—અને ચંદ્રોકાંળની મુશીબત તેમજ વેદનાઓ ફેલાઇ રહે છે.

# તા૦ ૨૪ મા ડીસેમ્બર.

"સચ્ચાઈ"માં જન્મ લેવો એટલે શું તેનો અરથ તમારે સમજવો છે? તો બસ સ્વારથને મરણ પામવા દેજો, જે હવસો, ભુખો, ઈચ્છાઓ, ધખારાઓ, સાંકડા વીચારો, અને તાસુબીઓને તમે અત્યાર ઠુલીક ચીવટાઈથી વળગી રહેતા આવ્યા છો તેઓને તમારાથી વીખુટાં પડવા દો. તમે તેઓને વધુ વાર વશ થવા ના પાડો–અને "સચ્ચાઈ" તમારી થશે. તમારો ધરમ બીજા બધા ધરમે કરતાં ચઢયાતો છે એવું ગુમાન રાખતાં બંધ પડો, અને સખાવતનો ઉમદા પાઠ નમનતાઈ સાથ શીખવાની કોશેશ કરો. શરૂસ્ટીમાં પ્રસાર પામેલા મહાન બીનોઇ કાયદાને બરાબર સમજો અને તમારા મનની હાલત તે પંકતીએ પુગશે કે જેને "તાબે-દારી" તરીકે ઓળખવામાં આવે છે. ઈનસાફ, સમાધાની અને પ્યાર આ જગતમાં સરવોપરી છે એમ જો તમે એકવાર જાણી લ્યો તો તમને માલમ પડી આવે કે તમામ મુશીબતભરયા અને દુઃખદાયક સંજોગો મજકુર મહાન કાયદાને તાબે નહીં થવાનાં પરીણામો માત્ર છે.

કદાપી તમારી ગરદને ગરીબાઇની સાંકળો મોટા વજન સાથે પડેલી હશે; કદાપી તમે તદન એકલા અટુલા સ્નેહી–મીત્રો વગરના હશો, અને તમો બહુજ ઉંડી લાગણીથી પુછતા હશો, કે તે તમારી ઉપરનો બાજો હલકો પડી જાય. પણ તે બોજો તો ચાલુજ રહે છે અને તમે જાણે વધુ અને વધુ સીહા બનતાં અંધકારમાં લપેટાયાજ જતા દીસો છો. કદાપી તમે ફરયાદ કરતા હશો–તમારાં ભાગ્ય માટે તમે અફસોસ કરતા હશો,–તમારા જન્મને, તમારાં માત પીતાને, તમારા માલેકને, ખુદ તે ગેરઇનસાફી શાકતએ (જેઓએ તમારી ઉપર ગેરવાજબી મુફલેસી અને મુસીબતો એટલી બધી રેડી દીધી છે, અને બીજાઓની ઉપર અયશ અને આરામ એટલા બધા વસાવી મેલ્યા છે, તેને) દોષ દેતા હશો. પણ તમારો બડબડાટ અને તમારો ખળભળાટ બંધ પાડો. તમે જે જે ચીજોને દોષ દેવો છો તેઓ માંહેલી કોઇબી તમારી તંગદસ્તી માટે જોખમદાર નથી. તેનું ખરું કારણ તમે પોતે છો; અને જ્યાં કારણ મોજુદ હોય છે ત્યાં ઉપાયબી મોજુદ હોવોજ જોઇએ છે.

તમારી આસપાસના જીવતી તેમજ જીવ વગરની દુન્યા તેજ રંગ આકાર પકડશે કે જે રંગ આકાર તમારા વીચારો તેને આપશે! "આપણાં વીચારોને બરાબર અનુસરતીજ આપણે હસ્તી ધરાવીયે છીયે. આપણી હાલત આપણા તુરંગોની ઉપર રચાયલી હોય છે; આપણી જીંદગીજ આપણા વીચારોની બનેલી છે." બુદ્ધ આ પ્રમાણે કહી ગયો છે. તેટલા માટે દેખાતું છે કે એક માણસ સુખી હોવાનો સબબ એજ છે કે તે પોતે સુખી વીચારોમાં વસે છે; એક માણસ કંગાળ છે તેનો સબબ એ કે તે પોતે કમજોર કરી નાખનારા અને નાઉમેદ બનાવનારા તુરંગોમાં રાત દહાડો રહેવાનું પસંદ કરે છે. તમો બુજરા હોવો યા હીમ્મતવાન હોવો, બેવકુફ હોવ, યા દાનાવ હોવ જંજાળમાં હોવ, યા નચીંત હોવ—યાદ રાખજો, તમારી સ્થીતીનું એકલું કારણ તમારા પોતાના બાતેનમાં છે, તમારી બાહેર તો નથીજ અને હવે હું ઘણાક અવાજોને એકકી વખતે પુછતાં જાણે સાંભળું છું કે "શું ત્યારે તમે એમ કહેવા માંગો છો કે બાહેરના સંજોગોથી આપણા મન ઉપર કાંઇજ અસર થતી નથી!" હું તેમ નથી કહેતો; પણ હું એટલું તો કહું છું—અને હું તે તદન ખાત્રી પુર્વક સચ્ચાઇ તરીકે જાણું છું કે સંજોગે એવી બાબદ છે કે જે તમે પોતે મંજુરીઆત આપો તેટલીજ હવે તમારીપર અસર કરે છે: વધારે નહી.

મજબુત મનનાં આસામીઓ પોતાની બીગડેલી શારીરીક સ્થીતી માટે ઝાઝો બળાપો કરતાં નથી; તેઓ તનની નબળી હાલત વીષે બેપરવાહ રહે છે, અને બસ કામ કર્યાંજ જાય છે—જીવ્યાજ જાય છે જાણે કે તંદરોસ્તીમાં કાંઇબી ખામી હોયજ નહી. શરીરને માટે ઝાઝી નહી ખટરાટ કરવાથી મન જોરાવર અને અક્કલવાળું રહી શકે છે; ના એટલુંજ નહીં, મજબુત મનથી બીરખા શરીર સુખાકારી વધારવાનું એક સાધન પેદા થાય છે. જો તમે એક સંપુર્ણ આસુદું શરીર ધરાવતાં નહી હોવ, તોપણ એક સંપુર્ણ આસુદું મન ધરાવવાનું તો તમારા હાથમાં છેજ. અને એક સુખાકારીભરયું મન એક સુખાકારીભરયાં તન તરફ લઇ જવા માટે સૌથી ઉત્તમ રસ્તો છે. એક બિગડેલાં શરીર કરતાં એક બીમાર મન ધરાવવું વધારે અફસોસકારક છે. મનની નાદરૂસ્ત તબીયત શરીરની નાદરૂસ્ત તબીયત તરફ જરૂરજ લઇ જાય છે. મનની બીમારીથી પીડાતાં શખ્સ શારીરીક વેદનાથી પીડાતા શખ્સ કરતાં વધારે દયાને પાત્ર છે. સંખ્યાબંધ દરદીઓ એવાં હોય છે (અને દરેક તબીબ તેઓને ઓળખે છે) કે જે દરદીઓને તેમનાં સઘળી રીતે દીલાબસ્ત શરિરની ખાત્રી આપવા માટે માત્ર તેમનાં મનને વધારે મજબુત, વધારે બીનઐબપેડું અને વધારે સુખી સ્થીતીમાં લાવવાનીજ થાય પોઠી હોય છે.

જ્યાં પણ એક ચીજનો કોઇ સબબ હોય ત્યાં તેની અસર માલુમ પડવા વગર રહે નહીં; અગરજો અનીતીનો સબબ હાલતની રેલ છેલનો હોય—અગરજો નામોશીનો સબબ ગરીબાઇનો હોય—તો દરેક તવંગર શખ્સ અનીતીવાન અને દરેક ગરીબ શખ્સ નામોશીમાં ગબડી પડે.

એક ખરાબ કામ કરનાર શખ્સ તો કોઇપણ સંજોગોમાં બદીનું કામ કરવા વગર રહે નહીં. પછી તે ભલે તવંગર હોય યા ગરીબ હોય યા એ બે સ્થીતીઓની વચ્ચેની કોઇ હાલતમાં હોય. તેજ મુજબ એક ભલું કામ કરનાર શખ્સ ભલું કામ કરશેજ—પછી તેને કુદરતે ભમે તે સ્થીતીમાં મેલ્યો હોય. છેક હદબહારના સંજોગો બદી કે જે ફકત પોતાની તક જોવી ખોટી થતી હોય, તેને બહાર લાવવામાં મદદ કરશે, પણ એ સંજોગો એ બદીને મુળમાં ઉત્પન્ન કરી શકશે નહીં.

ગરીબાઇનો ડંખ ખીસામાં કરતાં ઘણીવાર મનની અંદરજ હોય છે. જ્યાંસુધી એક માણસ વધુ પૈસા માટે ભુખ્યો હોય ત્યાં સુધી તે પોતાને ગરીબ તરીકેજ ગણશે, અને તે રીતે જોતાં તે ગરીબજ છે, કેમકે લોભ એ મનની ગરીબાઇ છે.

કુદરતનું જોર ગમે એટલુંખી અજાયખીભરયું હશે પણ તે માનવીજાતના મગજના અદ્ભુત જોશ અને વીચારવંત શકતી આગળ એવી ઘણું ઉતરતા પ્રકારનું છે. આદમજાતનું મન હમેશ કુદરતની આંધળી શકતીઓં દોરવે છે બલકે તેની ઉપર સર્વોપણું ભોગવે છે. એનું એકજ અનુમાન એ છે કે મગજબુદ્ધીના અક્કલના-ઇચ્છાઓના-જુસ્સાઓના-અંતરના રોહને સમજવા રાહે પાડવા આંકોશમાં રાખવાથી આદમજાતની અને પ્રજાઓની તકદીરની લગામ હાથમાં આવી જાય છે. જે ઇનશાન બાહેરની કુદરતના જોશને સમજી શકે છે-તેની ઉપર હકુમત ભોગવી શકે છે-તે કુદરતનો એક સાયનટીસ્ટ છે; પણ જે મગઝના બાતેનનાં જુસ્સાઓ સમજીને તેની ઉપર સર્વોપણું ભોગવે છે તે ઇશ્વરી કાયદાનો સાયનટીસ્ટ છે. ખુબ ગોખી રાખજો-બાહેરના દેખાવોનું જ્ઞાન મેળવવા માટે જે કાયદાઓ કામ લાગે છે તેજ કાયદાઓ ખરી "સચ્ચાઇ"નું જ્ઞાન મેળવવા માટેખી કામ લાગે છે.

આખી જગત એક સંપુર્ણ ઇન્સાફના પાયા પર ચાલે છે. ઇન્સાન જાતની જીંદગી ઇન્સાફના નીયમ પરજ રચાયલી છે. આદમ જાતની વર્તણુકનું માપ ઇન્સાફથીજ થાય છે. જીંદગીની જુદી જુદી સ્થીતીઓ, જે આજે દુન્યામાં જોયજ છે, તે આ ઇન્સાફના અચળ કાયદાના પરીણામો છે; અને તેથી માનવી જાતની ચાલચલણ પર મોટી અસર કરે છે. ઇન્સાન દરેક બાબદનાં કારણો પસંદ કરી શકે છે—તેને ગણીમાંખી મેલી શકે છે; પણ તે મજકુર બાબદની અસરને બદલી શકતો નથી. શું વીચારો કરવા તે બાબે ચુકાદા ઉપર આવી શકશે—શું કામો આરંભવાં તે બાબે નીરણય ઉપર આવી શકશે—પણ તે વીચારો અને તે કામોનાં પરીણામો ઉપર તે કશી સત્તા ધરાવતો નથી. એ તો ફકત તે સર્વ શકતીમાન કાયદાનેજ આધીન હોય છે. કોઇબી કામ આટોપવાને માનવી જાત કને શકતી છે—પણ જેવું તે કામ આટોપાઇ રહયું કે તે શકતી પુરી થાય છે. મજકુર કામનું પરીણામ બદલી શકાતું નથી—તે છેકી શકાતું નથી—તેમાંથી છટકી શકાતુંબી નથી. તે બસ સેવટનુંજ હોય છે.

જીંદગાની—એને હીસાબના એક દાખલાની સાથે સરખાવી શકાય. એક શીષ્ય જેને હાથ ગણીત બરાબર કરવાની કુંચી પુરે-પુરી આવેલી હોતી નથી તે જેમ પ્રથમ અકળાઈ જઈને ગુંચકેલી વેઠે છે અને પાછળથી ગણીતમાં પ્રવીણ થતાં તેને જેમ હીસાબના દાખલા કરવાનું અજાયબ જેવી રીત સહેલું લાગે છે—તેનીજ માફક જીંદગીના બેરા ઉકેલવામાં બને છે. જીંદગાનીની સહેલાઈ અથવા ગુંચકેલીનો ખ્યાલ ત્યારેજ આવી શકે છે કે જ્યારે તમો બરાબર સમજી શકો છો કે હીસા-બનો કોઈ દાખલો ખોટી રાતે કરવાની હઝારો રીતીઓ છે, પણ હીસાબનો તેજ દાખલો ખરી રીતે કરવાની તો ફક્ત એકજ ખરી રીત મોજુદ હોય છે. જ્યારે તે ખરી રીત મળી આવે છે ત્યારે શીષ્ય જાણે છે કે તે ખરીજ રીત છે—તેની ગુંચવણ મટી જાય છે, અને પોતાનો "પ્રોબલમ" બરાબર હાથ ધરવાને પોતે શકતીવાન છે એમ તે જાણે છે.

જીંદગાની—એ એક કપડાનાં કટકા મીસાલ છે; આ કપડાંના દોરાઓ ગોયા છુટી છુટી જીંદગીઓ બરાબર છે. જ્યાં વુલીક આ દોરાઓ બરાબર સ્વતંત્ર રીતે ગોઠવાયલા હોય છે, ત્યાં વુલીક તે એકમેક સાથ ગુંચવાઈ ગયલા હોતા નથી. દરેક દોરો પોતાનો જુદો મારગ લેતો રહે છે. તેજ પ્રમાણે જીંદગીની અંદર દરેક જુદો જુદો ઇનશાન ખુદના પોતાના કામોનાં માઠાં પરીણામો સેહેવે છે, રૂડાં ફળો ભોગવે છે; પારકાંઓના કામોનાં પરીણામો તેને ભોગવવાં પડતાં નથી. દરેક આસામીની પોતાની જીંદગીનો રસ્તો સહેલો અને મુકરર થયલોજ હોય છે; પણ પછી જીંદગીઓ સાથે મળવાથી પરીણામોની એક લગાર ગુંચવાયલી પણ ટકોરાબંધ હારમાળા રજુ થાય છે. કામ હોય ત્યાં સેજ્ઞટ હોવુંજ જોઇએ—કરતવ્ય હોય ત્યાં ફળો હોવાંજ જોઇય—કારણ હોય ત્યાં અસર હોવીજ જોઇયે. દરેક ચીઝને જીંદગીમાં સમતોલ રાખનારો ઉતર—જવાબ હંમેશ મોજુદ હોવોજ જોઇએ; અને તે ઉતર—જવાબ હમેશ પ્રથમ ગતીના પ્રમાણમાંજ હોવો જોઇએ.

"બદીનો સવાલ" એક ઇનશાનના પોતાના બુરાં કરમો સાથ નીકટ સંબંધ ધરાવે છે; જયારે આદમ જાત પોતાના કરમોને સ્વચ્છ કરે છે ત્યારે તે આ સવાલનું ખંડણ કરી શકે છે.

રૂમી કહે છે કે "માનવી! તું બદીનું મુળ શોધવાની કોશીશ ના કર—કેમકે તું પોતે તે મુળ છે."

જાણો—અસર ને તેના કારણથી તમે જીનહાર છુટું પાડી શકનાર નથી. કારણ અને અસર એકમેકથી જુદી કીસમનાં કોઇ કાળેબી થનાર નથી.

ઇમરશન કહે છે કે "ઇનસાફ કદીબી તમે મુલતવી રાખી શકયો નહી. જીંદગીના સરવે ભાગો ને એક સંપુરણ "ન્યાય" હંમેશ સમતોલ રાખે છે."

આ જીંદગીમાં આદમ જાતને કુદરતે એક એવી ઉંડી બુધ્ધી બક્ષી છે કે જેથી તે કારણ અને અસર નો એકી વેળા વીચાર કરતો રહે છે અને એ બંને ચીઝથી એક સંપુરણ સેવટ લાવતો રહે છે. દાખલા તરીકે—જયારે એક માણસ (કહો કે) એક ઘાતકી કામનો કુરીયાહત કરે છે ત્યારે તે માણસ તેજ ઘડીએ પોતાના મનને ઇજા કરે છે. એક પળ અગાઉ જે માણસ પોતે હતો તે માણસ તે હવે રહેલો હોતો નથી! તે જરા વધારે ખરાબ—જરાક વધારે અસુખી બનેલો હોય છે. આ પ્રમાણે જો સંખ્યાબંધ ખરાબ વીચારો અને ખરાબ કામો એક પછી એક થયાં કીધાં તો તે માણસ તદન કંગાળ ઇનશાન તરીકે રજુ થાય છે.

"કેરેકટર"ની સ્થીરતા અને મક્કમપણું તમે ઉત્પન કરો, અને તમે "મન શકતી" પેદા કરી શકશો. આ "મગઝ બળ" ઉપજાવવાની પનશાનની સરવથી પહેલી ફરજ છે; કેમજે તે આદમ જાતના આ દુન્યવી વહેવાર માટે અને તેની બાકી ઉનંતી માટે તદનજ અવરપનું છે. દરેક ફતેહમંદ કોશેશના મુળમાં જોશો તો દ્રઢતા છે; ફાની કે મીનોઇ દુન્યામાં એજ દ્રઢતા અંતે ફાવે છે. દ્રઢતા વગરનું માણસ કંગાળ અને પરતંત્ર હોવા સીવાય બીજું કાંઇબી થઇ શકતું નથી. તમારા "મગઝ બળ" ને દ્રઢ કરવાનો ખરો રસ્તો તમારી પોતીકી રોજીંદી જીંદગીમાં મળી આવશે. તે રસતો એટલો તો સાદો સહેલો અને દેખાઇતો છે—કે જેઓ કાંઇ ઘણુંજ ગુંચવણભરયો અને ભેદી રસતો શોધી કહાડવાને વલખાં મારે છે તેઓ આ ખરો રસતો જોવા વગર ચુકી જઇને આગળ ચાલ્યાજ જાય છે.

જે શખ્સ પોવાનાં મનની ઉપર કાબુ રાખવાની સાદી મુળ સમ્યાઇને વળગી રહેવાને ફતેહમંદ નીવડે છે, તેને માલમ પડશે કે મનશક્તીની ખીલવણીનું તમામ સાધનસ નીચલા સાત કાયદાઓમાં સમાઇ જાય છે !

૧. ખરાબ ટેવો છોડી દેવો.

૨. સારી ટેવો રચોઃ

૩. હાલની પળની ફરજ તરફ અંતઃકરણપુરવક ધ્યાન આપો.

૪. જેબી કામ કરવું હોય તે મક્કમ રીતે અને એકદમ કરો.

૫. કાયદા મુજબ રહો.

૬. જીભપર કાબુ રાખો.

૭. મનપર કાબુ રાખો.

જે માણુસ પોતાના આત્માની તાલીમ અખાડા કરીને કોઇપણ જાતની કોશીશ વગર-યા બહુજ થોડીક મેહનત વડે-મગજ-બળ પ્રાપ્ત કરવા સારૂં કોઇ ગુપ્ત મંત્રો શોધવાનાં ફાંફાં મારે છે તે માણુસ માત્ર ખુદ ને પોતાને છેતરે છે, એટલુંજ નહીં પણ તે પોતાના મગજની જેટલીપણ થોડીઘણી તાકાત ધરાવતો હોય છે તે નીર્બળ કરી નાખે છે. તમારી બુરી આદતોને આંકોશમાં લાવવા ફતેહ પામવાથી તમે જે મન-બળ ઉપજાવી શકો છો, તે તમને પાછળથી સારી આદતો ગ્રહણ કરવા માટે કામ લાગે છે. કારણ કે જ્યારે એક ખરાબ ખાસ્યતને દાબી નાખવા માટે ફક્ત મક્કમપણાંની જરૂર પડે છે ત્યારે એક નવી ખાસ્યતને પામવા માટે તમને તમારા મક્કમપણાંનો કોઇ અક્કલવંત ઉપયોગ કરવાની અગત્ય પડે છે. આ પરીણામ નીપજાવવા માટે એક ઇનશાનને હરહંમેશ ચંચળ અને ઉદયોગી રહેવુંજ પડે છે-અને તેને પોતાની ઉપર ચાલુ તકેદારી રાખવાની ફરજ પડે છે.

અર્થઃ-મનને જુદી જુદી બાબદોમાં વહેંચી નહીં નાંખવાથી-પણ તેની સમક્ષ રજુ થતી દરેક અલાહેદી બાબદ ઉપર સઘળું ધ્યાન આપવાથી મગજની દ્રઢતા અને તીવ્ર એકાગ્રતા ધીમે ધીમે આવે છે-આ એ એવી મનશકતી આ છે કે જે ચારીત્રને બળવાન તથા ઉમદા બનાવે છે અને તે સદ્‌ગુણો ધરાવનારને શાંતી તથા આનંદ મેળવી આપે છે.

જે કાંઇ કરવું, તે ઝપાટા સાથ તથા એકદમ કરવું, તે પણ તેટલુંજ અગત્યનું છે. કંઇબી કરવાની આળસાઇ અને મજબુત ઇચ્છા શકતી એક સાથે નીભી શકતી નથી અને મુલતવી રાખવાની ટેવ ધારેલું કામ પાર ઉતારવામાં એક સંપુર્ણ નડતર ભીસાએ છે. કોઇબી ચીજ બીજે વખત આવતાં સુધી અથવા તો થોડી મીનીટ સુધીબી મુલતવી રાખવી નહીં જોઇયે. જે કાંઇ હમણા કરવું જોઇયે તે હમણાજ કરી નાંખવું જો કે આ એક નજીવી વાત લાગે છે તો પણ તે એક ઘણી અગત્યની બાબદ છે. તે કઉવત, ફતેહ અને સુલેહશાંતી તરફ દોરવી લઇ જાય છે.

જીંદગીની નાની ચીજો ઘણા મહત્વની હોય છે એ બીના સાધારણ રીતે ઘણાકોના ધ્યાનમાં ઉતરતીજ નથી. મોટી મોટી બાબદોને ઘેરરકાબીથી બાજુએ ફેંકી દઇ શકાશે-એ તુચ્છ બાબદોના સંબંધમાં અખાડા કરી શકાશે—એવા વીચારથીજ મગજશક્તીની તે કોટાઇ ભરપા થાય છે, કે જે મગજ શક્તીની કોટાઇ અસંપુર્ણ કામો અને અસુખી જીંદગીઓનાં આયંદે પરીણામો નીપજાવે છે. જયારે એક ઇન્શાન સમજવા માંડે છે કે આ દુન્યાની અને આ જીંદગીની કહેવાતી મોટી ચીજો હંમેશ નાની નાની બાબદોના એકત્ર સંગ્રહથીજ ઉપજાયલી હોય છે-જયારે એક ઇન્શાન જોવા માંડે છે કે મોટી મોટી ચીજો વગર મોટી ચીજો હસ્તી ભોગવી શકેજ નહીં—ત્યારેજ તે ઇન્શાન એવી બાબદો ઉપર સંભાળ પુર્વક ધ્યાન આપવાનું શરૂ કરે છે કે જે બાબદો તે અત્યાર આગમજ નજીવી વાજીયાત દેખાતી હોય.

મજુરોને ચાકરીએ લગાડનારો દરેક શખ્સ જાણે છે કે પોતાના કામમાં વીચાર અને કહીવત આમેજ કરીને તેને તદન સંપુરણ તથા સંતોષકારક રીતે પાર પાડનારાં મરદો તથા સ્ત્રીઓ મળવાં કેટલાં કઠણ છે. આજે હાલહવાલ રીતે કામ કરવાનું કેટલું બધું સાધારણ છે. કામની અંદર કુશળતા અને શરેસટાઇ ઘણાંજ થોડાઓથી મળવી શકાય છે. આજે વગર વીચારે કામ કરવાની ખાસીયત, બેદરકારી અને સુસ્તી એટલા સાધારણ દુરગુણો થઇ પડયા છે કે તમારાં "સંસારી સુધારાઓ" છતાં બેકારી વધતી જાય છે. એ કદાચ અજાયબીભરેલું લાગતું હશે—પણ તેવી ગમજાયબી હવે બંધ પડવી જોઇયે. કેમકે જેઓ આજે પોતાના કામના સંબંધમાં અખાડા કરે છે—તેઓ આવતી કાલે, ગરજ પડતાંજ, વગર મનનું કામ શોધવા મંડી જશે. આ જગતમાં "જેસઉથી લાયક છે તે સઉથી વધુ લાંબો વખત નીભે છે"—આ નીયમ ઘાતકીપણા ઉપર રચાયલો નથી. ખુદાઇ ન્યાયનું તે એક સ્વરૂપ છે, કે જે ન્યાય દરેક ઠેકાણે થાયજ છે. કહેવી છે કે "જળ ઉપર ચોમેરનો ભાર હોય છે;" તેમ જો નહીં હોય તો સદગુણ ખીલીજ કેમ શકે! દુરઅંદેશ અને ઉદયોગી શખ્સની બરોબર એક બેવકુફ અને આળસુ માણસથી અલબત ટકી શકાય નહીંજ.

કાંઇપણ ચીઝ પુરેપુરી બજાવવી એજ સંપુર્ણતા છે; તેનો અર્થ એ થાય છે કે તમે એક કામ એટલું તો સરસ રીતે બજાવ્યું છે કે હવે વધુ કશુંપણ કરવાનું બાકી રહયુંજ નથી. તેનો અર્થ એ થાય છે કે તમે એક કામ એવી રીતે હાર પાડયું છે કે અગરજો તે બીજાંઓનાં કામ કરતાં વધારે ચઢીયાતું નહિપણ હોય તોયે તે બીજાંઓના સહુથી સરસ કામ કરતાં ઉતરતાં પ્રકારનું તો નથીજ. તેનો અર્થ એજ છે કે તમારે પુખ્ત વીચાર કામે લગાડવોજ જોઇયે—તમારી તમામે તમામ શક્તી અતે લગાડવીજ જોઇયે—તમારી મકસદ પાછળ તમારે મક્કમપણે ચાલુ મગજ કસવુંજ જોઇયે—તમારે ધીરજથી, ખંતથી અને 'ફરજના ઉમદા ખ્યાલથી આગળ વધવુંજ જોઇયે. એક પ્રાચીન ઉસ્તાદ લખી ગયો છે કે "જો કાંઇપણ કરવુંજ હોય-તો તેની સામે તમારાં તમામ જોશથી હુમલો લઇ જજો!" એક બીજો શીક્ષાગુરૂ કહી ગયો છે કે "તારો હાથ જેપણ કાંઇ કામ આટોપે—તે કામ તમારાં પુરેપુરાં કામથીજ આટોપજે!"

નાઉમેદી, ખીજવાટ, ચીંતા, બડબડાટ, છીટાં, ફરીઆદ—આ સરવે આપણા વીચારોને કોતરી ખાતા કીડાઓ તથા મનશક્તીની બીમારીઓ છે. મગજની દરદી હાલતની તેઓ નીશાની સમાન છે, અને તેથી પીડાતાં દર દીઓ પોતાની વીચાર કરવાની અને વરતણુંક ચલાવવાની રૂઢીમાં ફેરફાર કરશે તો તેઓને મોટો ફાયદોજ છે. આ દુનયામાં પાપ અને મુસીબત અથાગ છે, એ ખરૂં છે—અને તેથીજ દુનયાને આપણાં તમામ પયાર અને દયાની ગરજ પડે છે, પણ તેથી આપણી પોતાની મુસીબતનો વધારો શા માટે કરવો જોઈયે! અરે, દુનયામાં મુસીબત હવે જોઈયે તે કરતાં વધારે છે. ના—જેની ખરે ખરી જરૂર છે તે આપણી ખુશાલી અને આપણાં સુખની છે. આહ—આ બે ચીજો જોઈયે તે કરતાં ઘણી વધારે આ દુનયામાં કમતી છે. આ દુનયાને તમે સુઉથી શરેશટ શું બક્ષેશ આપી શકશો! જીંદગીની સુંદરતા પીછાણવાથી! વરતણુંકની સુંદરતા પીછાણવાથી! આ બે ચીજ વગર બીજું બધું રદ છે. એમાંજ દુનયાનું તમામ સુખ—દુનયાના તમામ આશીશ સમાઈ ગયલા છે.

બાહેરની ગમે તેટલી વીરૂધતા છતાં તમે તમારી વર્તણુંક નીયમીત રીતે મીઠાસભરી રાખો—તો તે તમારા તદન રૂહ-આંકોહમાં આવી ચુકેલા આત્માની એક અચુક નીશાણી છે. તે તમારાં ડહાપણની—તમારી સાચવટની એક માતેબર ગવાહી છે. એક ખુશાલ અને મીઠો જીવ શ્યાનપતના પાકેલાં ફળ મીસાલ છે. તે ચોમેર પોતાની અસરનો પમરાટ ફેલાવે છે—બીજાંઓના જીગરો શાદ કરે છે—જગતને સ્વચ્છ કરે છે. જો પારકાંઓને સાચ્ચાં થયલાં તમે જોવા ઈચ્છતાં હોવ, તો તમે પોતેબી સાચ્ચાં થજો. જો તમે સારી ખલકને ગુનાહ અને ગમખારીમાંથી બચી મહલી લેવા માગતાં હોવ તો તમે પોતે પ્રથમ તેમાંથી બાહેર નીકળી પડજો. જો તમને તમારૂં ઘર અને તમારી આસપાસના સંજોગો ખુમાલ જોવાં હોય, તો તમે પોતે ખુશાલ થવાની કોશેશ કરતાં રહેજો. જો તમારાંમાં જેબી કોઈ બગો અંશ છે તે તમે સમજતાં થશો તો તે પઠીએ તમે આ પરીણામો કુદરતી રીતે નીપજાવી શકશો.

## તા૦ ૧૫ મી જાનેવારી.

અમર જીંદગી ને વખત સાથે કશુંજ લાગતું વળગતું નથી; વખતના પેટામાં અમર જીંદગી સમાયલી કદીબી જણાશે નહીં. અમરગી-- તે તો હમેશાગી સાથે સંબંધ ધરાવે છે. જેમ વખત આ જગતમાં, આ જીંદગાનીમાં, છે તેમ હમેશાગીબી અહીંજ ધર્તી ઉપર, હમણાજ છે. જો ઇનશાન પોતાનું અંગતપણું તજી દે—(કે જે અંગતપણું હરદમ ફાની અને ક્ષણભંગુર અસંતોષકારક વસ્તુઓમાંથીજ પેદા થયા કરે છે)—તો તે આ હમેશાગીને અહીંજ શોધી શકે અને તેમાં મુકરરબી થઇ શકે એમ છે. જ્યાં તુલીક એક આદમી પોતાના જુસ્સાઓ, ઇચ્છાઓ અને રોજીંદી તકલીફી બનાવોના બોજા તળે દબાયલો રહે છે—અને જ્યાં તુલીક તે આ જુસ્સાઓ, ઇચ્છાઓ તથા તકલીફી બનાવોને પોતાને જીવણનાં સઉથી મુળ અંશ તરીકે લેખ્યા કરે છે—ત્યાં તુલીક તેને અમર જીંદગીનું જરાબી ગ્નાન ઉપજી શકેજ નહીં. આવો એક આસામી જે ચીજની ઇચ્છા રાખે છે—તથા જે ચીજને તે ભુલમાં "અમરગી" સમજ્યા કરે છે—તે ચીજ "બજીદાઇ" છે. તે માત્ર વખત મુસાર બનતા બનાવો અને આપુ ઉપજ્યા કરતા જુસ્સાઓની એક હારમાળા સીવાય બીજું કશુંજ નથી.

રૂહો કાંઇ ઇનશાનોથી જુદા પ્રકારનાં હોતાં નથી. તેઓ પોતાનાં અંતરજ્ઞાનની જીંદગી (જે ભાંગેલી-તુટેલી હોય છે) તે એક જાતની ચઢતી ઓખાર સાથે જુગવે છે; તેઓબી ફેરફારને આધીન હોય છે-તેઓબી પાછાં મરણ પામે છે. આ જગતનો ખાકી પુરૂષ-જે પોતાના ફુંપ-ણાની મોજમજાહને ફરી ફરીથી રજુ થયલી જોવાનીજ બસ તલબ કરયા કરે છે-તે મોત પાંમવા પછી બી પાછો મરણ પામવાને કાબીલ છે. તે ફક્ત પોતાની બીજી જીંદ-ગીમાં એક નવા શરૂઆત અને એક નવા છેડા સાથ ફરીને પ્રવેશ કરે છે. તેમ કરતાં તેને ભુતકા-ળનું યા ભવીષ્ય કાળનું જરાબી ભાન હોતું નથી. જે ઇનશાન તકબીદી અને ક્ષણભંગુર ચીજોથી પોતે વીખુટો પડયો અને નહીં બદલાય તેવાં મુકરર ભાણુની સ્થીતીએ પ્હોંચ્યો તથા ટુંક વખ-તના બનાવો અને જુસ્સાઓથી અલગ રહી શકયો-તે ઇનશાન ખરેજ અમર જીંદગીવાળો છે તે એક એવી જાતનો શખ્શ છે કે જે પોતાના ખ્યાબોમાંથી તુરત નો જાગી ઉઠયો હોય-અને જે જાણતો હોય કે તેનો પોતાનો ખ્યાલ કાંઇ ખરેખર અનોખો બનાવ હતો જ નહીં.

અમર જીંદગીવાળો માણસ હરેક પ્રકારના ફેરફારોની અસર તળેબી સમાધાન અને મક્કમ રહે છે; હંમેશગીના જે ભાણુમાં તે રહે છે તેમાં તેના શારીરીક મરણુથી કશીબી ખલલ પહોંચતી નથી. એવી જાતના આસામીને વાસ્તે કહેવામાં આવે છે કે "તેને મોતનો અનુભવ હોતોજ નથી"; કેમજે તે બાકી સંજોગોમાંથી અત્યાર આગમજ જે બાહેર નીકળી ચુકેલો હોય છે, અને માત્ર સચ્ચાઇમાંજ જીવે છે. શરીરો-અમુક નામો-પ્રજાઓ-દુન્યાઓ પસાર થઇ જશે, પણ સચ્ચાઇ સદાકાળ રહીજ જશે! વખતના વહેતા સાથ સચ્ચાઇની ઝળક ઝાંખી પડવાની નથી! તો પછી અમર જીંદગીવાળો માણસ તો તેજ છે કે જેણે ખુદને પોતાને જીતી લીધો હોય. તે માણસ પોતાના અંગતપણાના એકલપેટાં જોસને વશ થતો નથી—પણ તે જોસને એક શીક્ષા ગુરૂના બળથી સારે રાહે દોરવીને સ્રષ્ટીની તમામ બીજી શક્તીઓની સાથે એકજ સુરમાં ગણગણાવે છે.

સ્વાર્થનો સમુળગો નાશ કરવો યા તેને અંકુશ તળે લાવવો—એના જેવો સેહલ અને સારો નીયમ બીજો એકે નથી. તે ખરેજ એટલો તો વ્યહવારૂ અને સેહેલો છે અને તે ઝટ કરતો એટલી તો આસાનીથી ગ્રહણ કરી શકાય તેવો છે કે એક પાંચ વર્ષની વયનું બાળક બી—(જેના મગઝમાં તરેહવાર ફતવાઓ અને આત્મીક યોજનાઓ તથા અટકળી રૂપી ફીલસુફીઓ ભરાઈ હોતી નથી તે—) એક મોટી ઉમરના માણસ કરતાં વધારે જલદી સમજી શકે છે (કે જે મોટી ઉમરના માણસો ચીત્ર વીચીત્ર ગુંચવણભરી થીઅરીઝને ગ્રહણ કરીને સાદી અને ખુબસુરત સચ્ચાઇ ઉપરનો પોતાનો કાબુ ગુમાવી બેઠેલાં હોય છે.) આપણા આત્માની અંદર જે જે ખરાબ તત્વો મોજુદ હોય છે—કે જે આપણને મતફરી, ઝગડા, મુસીબત, બીમારી અને ગમખ્વારી તરફ દોરવી લઈ જાય છે—તેને ઉખેડી કહાડવામાંજ સ્વાર્થનો નાશ સમાયલો હોય છે. તમારા પોતાનામાં જે ભલી, નેક અને સુંદર શાંતી ઉપજાવનારી ખાસ્યતો છે તેનો નાશ કરવાથી કાંઈ સ્વાર્થ કચડાઈ જતો નથી.

લાલચ—એ નબળાઈની સાથે બેશુમાર પીડાઓ જોડાયલી હોય છે. પણ લાલચને અને તેની પુઠે આવનારી તમામ પીડાઓને તમે અહીંજ—આ જીંદગીમાંજ—હમણાંજ હઠાવી નાખી શકો તેમ છે. અને તે શાથી? જ્ઞાનથી! લાલચ—એ માત્ર અંધકાર, અથવા અરધ અંધકાર,નું પરીણામ છે! જે આત્મા સદંતર જ્ઞાનની રોશની જોઈ ચુકેલો હોય છે તે આત્મા લાલચને વશ થતોજ નથી. જો એક ઇનશાન લાલચનું મુળ-લાલચની ખાસ્યત-લાલચનો અરથ સમજતો થાય, તો તેજ ઘડીએ તે સલામત થઈ જાય, અને પોતાની જંજાળો માંથી ફારેગ થાય. જ્યાં સુધી તે ઇનશાન અજ્ઞાનતામાં સબડયા કરશે ત્યાં સુધી ચાહો તેવી ધારમીક ક્રીયાઓ, ગમે તેવાબી ધરમ પુસ્તકોનો અભ્યાસ, માંગો તેવીબી પ્રારથના તેને શાંતી મેળવી આપી શકનાર નથી.

માનવીઓ લાલચને વશ કરવામાં નીશફળ નીવડે છે; ને તેઓની એ દીશામાં ફકત ચંદરો કાળ સુધી લંબાયાજ કરે છે—કારણકે તેઓ સરવે, લગભગ એક સરખી રીતે બે ધખ્યારાઓમાં ગુંગળાયાજ કરે છે. પહેલો ધખ્યારો એ હોય છે કે તમામ લાલચો આપણી પોતાની બાહેરથી આવે છે; બીજો ધખ્યારો એ હોય છે કે આપણે નેક છીયે તેથીજ આપણને લલચાવામાં આવે છે. જયાં સુધી એક ઇનશાન આવા ખોટા ખ્યાલોમાં જકડાયલો રહેશે ત્યાં સુધી તે હરગેજ આગળ વધવાનો નથી. જયારે તે એ બેહુંદી માન્યતાઓ ફેંકી દેશે ત્યારેજ તે એક ફતેહપરથી બીજી ફતેહપર ચાલવા માંડશે અને આત્મીક ખુશાલી અને આત્મીક આશાએશનો અનુભવ તેને મળશે. દરેક લાલચનું મુળ અને કારણ તમારી પોતાની બાતેનની ઇચ્છા છે. તે બાતેનની લાગણી સ્વચ્છ કરો બલકે ઉખેડી નાખો—અને પછી જુવો કે ગમે તેવાજી બહારના એ સંજોગો, બહારની શકતીઓ અને બહારની વસ્તુઓ તમામ આત્માને ગુનાહ યા લાલચ તરફ ખેંચવાને લાઇલાજ થઇ પડશે. બાહારની કોઇ વસ્તુ તો ફકત લાલચને બરપા કરનારૂં એક બહાણું છે—લાલચનું તે કદીબી એક કારણ છેજ નહીં ખરૂં કારણ તો લલચાયલા માણસની ઇચ્છામાં સમાયલું છે.

આદમ જાતની પોતાની અંદર જે બદી છે તેજ ઉશ્કેરાય છે અને લલચાય છે. એક ઇનસાન પોતે જેટલી હદે અપવીત્ર હશે તેટલીજ બરાબર હદે તે લલચાશે. જયારે એક માણસ પોતાનું જીગર સ્વચ્છ કરી રહે છે, કે તેજ ઘડીએ લાલચ અટકી જાય છે, કારણ કે જયારે એક ગેરકાયદાસરની ઇચ્છા તમારા જીગરમાંથી તમે હાંકી કહાડો છો ત્યારે એક લલચાવનારી વસ્તુ—(જે અગાઉ તમારાં જીગરને ઘણીજ ખેંચાણકારક લાગતી હતી તે)—હવે તમારાં જીગરને અપીલ કરતી બંધ પડે છે. તમારાં અંતઃકરણ માટે પછી તે લલચાવનારી વસ્તુ જીવ વગરની કમજોર થઇ પડે છે—કારણ કે તમારા અંતઃકરણમાં પછી એવું કંઇજ રહેતું નથી કે જે તે વસ્તુ સાથે દીલસોજી ધરાવી શકે. ગમે તેવીબી અચ્છી તક મળવા છતાં એક પ્રમાણીક માણસ ચોરી કરવાને લલચાવાનો નથી. સ્વચ્છ જુબ્બાવાળો એક માનવી કદીબી ખાધસપણાં અને છાટકપણાં તરફ લલચાવાનો નથી. જે શખ્સનું મગજ શાંત છે અને બાતેનના સદગુણમાં જોરાવર છે તે જીનહાર ગુસ્સે થવાને લલચાવાનું નથી. રદબાતલ ઓરતોના નખરાં અને ફેલફરેબો હંમેશ એક સ્વચ્છ જીગરની ઉપર માત્ર પોકળ અને વગર અર્થના પડછાયાની માફકજ જઇને પડે છે.

જે સખ્શ પોતાની હમણાંની મોજમજાહ અને દુન્યવી એશઆરામ ખોઈ દેવાની ધાસ્તીએ પોતાના અંતરમાં અવાજ કરતી સચ્ચાઈ ઉપર જાણી જોઈને આંખ મીચામણાં કરે છે, તે સખ્શ ધોકા પામવાને, લુંટાવાને, નામોશીએ પોંહચવાને, અને ધુળમાં રગડોળાવાને કાબીલ છે—કેમકે તેણે ખુદ પોતે આગળ રહીને પોતાના આત્માના ઉત્તમ ભાગને ધોકો પોંહચાડી છે, પોતાના અઘોઈભરયા ભાગને લુંટયો છે, નામોશી લગાડી છે, ધુળમાં રગડોળાવા દીધો છે. પણ જે આદમી સદ્ગુણમાં એસ્તવાર છે, સાચવટ અને નેકીમાં ચોખ્ખો છે, તે કદીબી આવી હાલતે પુગવાનોજ નથી—કેમકે તે હરગેઝ પોતાના સ્વાર્થના હલકત અવાજ ઉપર ધ્યાન આપતો નથી, અને હંમેશ બસ સચ્ચાઈમાંજ આધરો લે છે. યાદ રાખજો એક ચાબુક યા અનેક સાંકળો એક માણસને ગુલામ બનાવતાં નથી; એક માણસ ગુલામ બને છે કે જે તે પોતે અવલથીજ ગુલામ છે.

એક ઇનશાનનું મન અને તેની જીંદગી હંમેશ ગુંચવાડાથી નીરાળી રહેવાં જોઇયે. ગમે તેવીઓ માનસીક, ખાકી કે આ-ત-મીક મુશ્કેલી સામે ટક્કર ઝીલવા માટે તેણુ તઇયાર થઇ રહેવું જોઇયે છે; જેમ સંખ્યાબંધ ધોકો શંકા, વસવસા અને અચોક્કસ-પણાંની જાળમાં મુશ્કેલી તથા કહેવાતી કમનસીબીઓ વખતે વીંટળાઇ જાય છે તેમ તેણુ પોતાના બાબમાં થવા દેવું જોઇતું નથી. ગમે તેવીશી મુશ્કીલ ઘડીને માટે તેણુ હથીયારબંધ બની રહેવું જોઇયે છે. પણ આજાતની મનની તઇયારી અને મગજ બળની કાયનાત ડાવકાપણા વગર હરગેઝ પ્રાપ્ત કરી શક-વાની નથી. અને આપણી મન શક્તી-જે હરદમ હરેક ચીઝનું પ્રુથકરણ કરવા માટે સરજાયલી છે તે મનશક્તી-ને સદા કસા-યલી રાખ્યાથીજ તે ડાવકાપણું ખીલવી શકાશે!.

પોતાના વીચારો ખરા છે કે ખોટા છે તે જાણે ઉંડાણથી શોધ કરવાને જે માણસ બીહતો હોય—જે માણસ પોતાની સથીતી જાણે બારીકીથી જુસતેજે કરવાને ડરતો હોય—તે માણસને ડાવકાપણું પોતે મેળવી શકે તે આગમજ નઈવીક કીમત જમાવ કરવી પડશે. એક ઇનસાન પોતે સચાઈના સવચ્છ નીયમો સ્પષ્ટ જોઈ શકે—સચાઈની સરવે પ્રબળ રોશની મેળવી શકે—તે અગાઉ તેને પોતાનાં ખુદનાં સંબંધમાં સાચ્ચા નીવડવુંજ જોઈશે. જેટલી તમે સચ્ચાઈની વધારે ખણખોડ કરશો—તેટલી તે વધારે ઝળકથી પ્રકાશતી રહેશે. ગમે તેવીબી પરીક્ષા અને પ્રથકરણ તળે સચ્ચાઈ ઝંખવાણી પડનાર નથી. જેટલી તમે ગુમરાહીને ગુંટ્યા કરશો તેટલી તે વધારે કાળી બનશે. વીચારના સ્વચ્છ અને તીક્ષણ દરોરા સામે તે(ગુમરાહી) ટકી શકશેજ નહી.

યકીન—એ દરેક કરમનો મુળ-પાયો છે; અને તેમ હોવાથીજ જે યકીન તમારાં મન અને તમારા જીગર ઉપર સરવથી વધુ અસર કરતું હશે તે તમારી જીંદગી માંથી પ્રગટી નીકળશે. દરેક ઇનશાનના ઠેઠ ઉંડા અંતરમાં જેવું યકીન જડ ઘાલીને બેઠેલું હોય છે તેવાંજ ધોરણ મુજબ મજકુર ઇનશાન વરતે છે, વીચારે છે અને જીંદગી જુગવે છે. મનને દોરવતા કાયદાઓનો એવો તો સાબુત હીસાબરૂપ મામલો છે કે એકી વેળા બે ઉલટાસુલટી બાબદોપર યકીન ધરાવવું કેવળ અશકયજ થઇ પડે છે. દાખલા તરીકે ઇનસાફમાં અને ગેર-ઇનસાફમાં—પ્યાર અને ધીક્કારમાં—શાંતી અને ઝગડામાં—સ્વારથ અને સચ્ચાઇમાં, તમે એકી વેળા કદીબી યકીન ધરાવી શકશો નહીં. અમુક એક બાબદ, યા તેનેથી સદંતર ઉલટી એક બાબદમાં દરેક માણુસ યકીન ધરાવે છે—બંનેમાં સામટી વેળા તો નહીંજ અને દરેક સખશની રોજીંદી વરતણુક તેનાં યકીનની ગવાહી પુરે છે.

## તા૦ ૨૯ મા જાનેવારી.

જે માણસ પોતાના ભાઈબંધ માનવીઓના ગેરઈનસાફ બાપી હરદમ ફોધમાન બનતોજ રહે છે—જે માણસ ખુદ પોતાને ગેરઈ-સાફ થવા બાપીની વાતો કરયા કરે છે—જે માણસ પોતાની આસપાસની દુન્યામાં ઈનસાફની કોતાહી માટે વીલાપ કરયોજ જાય છે—તે પોતાની વર્તણુકથી પોતાના મનની વલણ પ્રદરશીત કરી આપતો રહે છે કે તે પોતે ગેરઈનસાફમાં માને છે! તે ગમે તેવોબી ઉચી પ્રકારનો વીચાર મક્કમપણે દરસાવે-પણ તે પોતાના બાતેનનાં ઉંગરમાં તો જરૂરજ માને છે કે આ શરૂઢીમાં ગુંચવાડો અને સીહા ગથલ મથલ બાયજ છે. પરીણામમાં તે પોતે ચાલુ કંબાલતમાં અને બેકરારીમાં વસે છે—અને તેની વર્તણુક બહુજ ખોટી બને છે. હવે બીજી બાજુએ જે માણસ પ્યારમાં, અને પ્યારની સ્થીરતામાં માને છે. તે ખરેજ પ્યાર ને હરેક સંજોગો વચ્ચે પોતે અમલમાં મેલી લેય છે—કદીબી પ્યારથી દુર જતોજ નથી—અને દુશમન કે દોસ્તની ઉપર તે એકસારખી રીતે વરસાવતો આવે છે. ◦

સચ્ચાઇ સરવોતમ ખરેખરાઇમાં યકીન રાખવાથીજ ઇનસાન બદબદીમાંથી બચી જઇ શકે છે. પવીતરતાઇ, અને સંપુરણ નેકીમાં યકીન ધરાવવાથીજ માનવી ગુનાહ કરતો અટકે છે. યાદ રાખજો જીંદગીમાં હરેક પ્રકારનું યકીન પ્રગટી નીકળે છે; અને ભલાઇ વીષે અતેકાદ ધરાવવાથીજ આદમ જાત બદીમાંથી બચી જાય છે. એક માણસની ધરમ સંબંધી માનયતા શું છે તે બાબે ઝાઝા પુરછપરછ કરવાની કંઇ ખાસ અગત્ય નથી—કેમ જે તેની ઉપર બહુજ થોડો યા બીલકુલ નહી જેવો આધાર રાખવો જોઇએ. એક માણસ પોતાના પેગમબરને ખુદાનો અવીનીધી સમજતો બી હોય—તો પણ તે જાણવું શા ખપનું, અગર જો તે સદા હલકત ગુનાહભરયા ખવાસ સાથ જીવયા કરતો હોય? જે પુછવું અવશયનું છે તે આ છે; "એક માણસ જીંદગી કેમ ગુજારે છે?" "તે બહુ સુખદ અને સંકટનાં સંજોગો વચ્ચે પોતાની વરતણુક કેવી રાખે છે?" આ સવાલોનો જવાબ તમોને દેખાડી આપશે કે તે ઇનસાન બુરાઇની શકતીમાં માને છે કે ભલાઇની શકતીમાં માને છે?

જે શખ્સ સરવે ભલી ચીજમાં માને છે, તે શખ્સ ખરાં જીગરથી ભલી ચીજને ચહાય છે, બલકે ભલાઈમાંજ તે જીવે છે. જે માણુસ નજીસ અને એકલપેઠી બાબદો ઉપરજ આસ્થા રાખે છે, તે માણુસ અસ્વચ્છ અને સ્વારથી વસ્તુઓનેજ ચહાય છે—બલકે તે માણુસ નજીસ અને એકલપેઠી જીંદગીજ ભોગવે છે. એક ઝાડની પરીક્ષા તેના ફળ ઉપરથીજ થાય છે. અમુક માણુસ ખુદા વીષે, પોતાના પયગમબર વીષે, પોતાના ધરમ પુસ્તક બાબે જેમ તેવાખી વીચારો ધરાવતો હોય તે એક બાજુએ મુકો—તે પોતાની જીંદગીમાં કેવાં કરમો કરે છે તેજ બસ બીજી બાજુએ મુકીને તપાસો. બેઉની બાબદ ઉપર વધારે વજન મુકજો. એક ઇનશાનની ધારમીક માન્યતા, શું છે તે ઉપર કાંઇ મોટી અગત્યતા મેલી શકાએ નહી. તે ઇનશાન શું વીચારો ધરાવે છે, પારકાઓ પ્રત્યે કેવી વરતણુંક રાખે છે, તેની આચરણુ કેવી છે,—એજ ફક્ત તમને સેવટનું દેખાડી આપશે કે મજકુર માણુસીનું જીગર સાચ્ચું છે કે જુઠું છે.

જબરદસ્ત મોટી બાબચને સમજો જ્યારે એક જુવાનને (જે પોતે ઘણોજ બદીની સામે મક્કમ રહેવા માટે જાણીતો હોય, અથવા જે અનીતીની સામે મક્કમ રહેવા માટે પોતે મગરૂર હોય તેને)—એકાએક કોઈ જબુન મોટાં પાપમાં ગબડી પડતો તમે જુવો ત્યારે તેની એવી પડતી એચીંતી તેમજ વગર કારણની તમે માનશો નહી. આ પડતીના મુળ છુપાં સબબો શું છે—અને વીચારોની કઈ રીતીએ તે પડતી ઉપજાવી શકાઈ છે—તે જો તમે જાણો તો તમને એ પરીણામ વગર કારણનું લાગશે નહી. મનની અંદર થઈ થઈ ચુકેલા કદાચ વર્ષો આગમચથી જડ બઈ ચુકેલા—તરંગોનું આ પડતી માત્ર એક સપુરણ પરીણામ છે—સેવ.નો સરવાળો છે. તે માણસે પ્રથમ જરૂરજ એક બુરો વીચાર પોતાના મગજમાં દાખલ થવા દીધો તો હોવોજ જોઈએ; ત્યાર બાદ બીજી યા ત્રીજી વેળા તો તેણે મજકુર બુરા તરંગને પોતાના જીગરમાં કાંઈક વાસો આપ્યો હશે-જ. રહેતે રહેતે તે સખ્સને મજકુર બુરા વીચારની વધારે અને વધારે આદત પડતીજ ચાલેલી હોવી જોઈએ; પછી તેણે તે ખરાબ તરંગને હૈયામાં પાળી, પોષી અને ઉછેરી છેજ. આ રીતે તે નાપાક વીચાર બેમાલુમ રૂપે બસ તે ધણીની છાતીમાં ઉગતોજ ચાલ્યો હશે—અને છેવટે સરવાળે તેણે એટલું તો જોર પકડ્યું હશે કે એક તક પોતાની ભણી ખેંચી લાવીને તે બદ વીચાર પાકટ હાલતમાં એકદમ ઉભરી નીકળી એક પાપના કામના આકારમાં પ્રગટ થયો હશે.

તમારા તુરંગોને તમારાં મગજમાં ઉપજાવનારા તમો પોતે છો—અને એ રીતે તમે તમારી પોતાની ખાસીયત અને તમારી પોતાની સ્થીતીના કરતા છો. વીચાર—એ કાંઈક પેદાએશ રજુ કરતી, અને વારંવાર પ્રગટ થતી, બાબદ છે—અને તે તમારી ચાલચલણુમાં અને તમારી જીંદગીમાં એક પરીણામના આકારમાં પ્રદર્શીત થાય છે. તમારી જીંદગીમાં કાંઈ પણ પ્રકારનો અકસ્માત છેજ નહીં. જીંદગીની સુખી બાજુ તેમજ જીંદગીની દુઃખી બાજુ—એ બંને ફક્ત તમારા પોતાના તુરંગોને પ્રતી ઉત્તર દેતા પડઘાઓ છે. જેવા વીચારો માણસ રાખે છે, તેવી તે માણસની જીંદગી આકાર લે છે. જો તમારાં મનની જોરાવર વળણ શાંતી અને મોહબત તરફ હશે, તો સુખ અને આશીષ તમારી પુઠે ચાલતાં આવશે. જો તમારાં મનની વળણ કપટભરી અને કુજાતભરી હશે, તો તમારી જીંદગીનાં મારગમાં જંજાળ અને મુસીબતના વાદળાં આડે પડશે. કીના વેરીમાંથી ગમી અને ગીરફતારી નીપજે છે; ભલમણસાઇ માંથી સંતોષ અને સખીયારો મળે છે.

જુસ્સાઓના બંધમાં જકડાયલા આત્મા જ્યારે દુન્યામાં દરેક ઠેકાણે ફક્ત ગેરઇનસાફજ વ્યાપી રહેલા જોય છે, ત્યારે એક ભલો પુરૂષ, કે જેણે પોતાના જુસ્સાઓ ઉપર જીત મેળવી છે, તે દુન્યામાં બનતા દરેક બનાવને, કારણ અને તેથી થતી અસરના નીયમ મુજબ બનેલો જોઇ શકે છે, અને તેમાં સંપુર્ણ ઇનસાફ સમાયલો તેને દેખાય છે. એવો એક પુરૂષ પોતાને ગેરઇનસાફ થયલો લેખે એ સદંતર અશક્ય છે, કારણ કે તેણે ગેરઇનસાફ જોવાનું બંધ કરી નાખેલું છે. તે જાણે છે કે કોઇબી માણસ મને ઇજા કરી શકે યા ઠગી શકે તેમ નથી, કારણ કે તેણે પોતે બીજાઓને ઇજા કરવાનું યા ઠગવાનું બંધ કરી નાખેલું છે. બીજાઓ ભલે એવા જુસ્સાથી યા અભણપણાથી તેની સાથે વરતે, તોપણ તેથી તેને કાંઇબી વેદના થતી નથી. સબબ, તે જાણે છે કે મને કાંઇબી થાય—પછી કોઇ મને ગાળ દે યા હેરાન કરે યા બીજું કાંઇબી કરે, તે દરેક બનાવ, મેં અગાઉ કરેલાં કામના પરીણામ તરીકેજ બને છે. તેટલા માટે તે સઘળી ચીજોને સારીજ લેખે છે, સઘળી ચીજોથી ખુશાલ બને છે, પોતાના દુશમનો તરફ પ્રીત બતાવે છે અને જેઓ પોતાને શ્રાપ દે છે તેઓને તેના બદલામાં તે આશીરવાદ દે છે. પોતાના દુશ્મનોને તે આપણાં પણ લાભકારી હથીયારો તરીકે લેખે છે, કે જે હથીયારો વડે તે, દુન્યામાં કાર્ય કરી રહેલા મહાન કાયદાને અનુસરીને, પોતાના નેવીક કરમો ભરપાઇ કરી શકે છે.

માણસનું શરીર જેમ બીજા હીડકોનું બનેલું હોય છે અને એક ઘર જેમ ઇંટોથી બંધાયલું હોય છે, તેજ મીસાલે માણસનું મન તેના વીચારોથી બંધાયલું હોય છે. માણસોના જુદાં જુદાં ચારીત્રો એ બીજું કાંઇજ નહી પણ જુદી જુદી રીતે જોડાયલા વીચારોના મ:થરો છે. 'માણસ પોતાના અંતઃકરણમાં જેવા વીચારો કરે, તેવોજ તે પોતે હોય છે,' એ એક કહેવી છે, અને તેની ઉંડી સચાઇ એ ઉપરથીજ જણાઇ આવે છે. જુદા જુદા આસામીઓના ગુણદોશ તેઓના વીચારોથીજ બંધાયલા હોય છે, એટલે એમ કે તે ગુણદોશો તેઓના ચારીત્રના એક ભાગ જેવા બની ગયલા હોય છે, અને પોતાના જુસ્સાઓ ઉપર પુશકળ કાબુ રાખવાથી તેમજ ઇચ્છા શકતીની ચાલુ લાંબી મુદતની કોશેશથીજ તે ગુણદોશોમાં ફેરફાર કરી શકાય છે અથવા તે દુર કરી શકાય છે. જે રીતે એક ઝાડ ઉગે છે અથવા ઘર બંધાય છે, તેજ રીતે માણસનું ચારીત્ર બંધાય છે—યાને નવો માલ મસાલો ચાલુ ઉમેરવા કરવાથી તે બંધાય છે અને તે માલમસાલો માણસના વીચારો છે.

જો સ્વચ્છ તુરંગોને અક્કલમંદીથી પસંદ કરો અને ઠાવકાપણાથી રજુ કરો તો તે એક એવી જાતની ઈંટવાળી દેવાલ તરીકે તમને કામ લાગશે કે જે હરગીઝ તુટી પડનાર નથી. આ ઈંટોમાંથી એક સંપુરણ અને સુંદર ઈમારત જલદીથી બંધાશે-કે જે ઈમારત તેના માલેકને સધ્યારો અને આશરો આપતી રહેશે. કહેવત, વીશવાસ, ફરજનો ખ્યાલ ઉપજાવનારા આશાવંતા વીચારો—મોટી, સ્વતંત્ર, બીનઆંકોશ, અને બીનસ્વાર્થી જીંદગીના ખ્યાલ ઉપજાવતા તુરંગો—થી મનના વીસ્તારનું એક ખરખમ મંદીર તમે ઉભું કરી શકશો. પણ આવા એક મંદીરની સ્થાપના માટે અવશ્યનું છે કે તમે તમારા વીચારોની પુરાણી અને વગર કામની આદતો છોડી દો—બલકે તેમનો નાશ કરો! જેમ જેમ વખત બદલાતો જાય છે-તેમ તેમ તમે તમારા આત્મા માટે વધુ અને વધુ દમામદાર ઈમારતો બાંધતાજ જાજો!

માનવી જો એક ફતેહમંદ, જોરાવર અને નકલ કરવા જોગ જીંદગી રચવા જ માગતો —જો તે એક એવી જીંદગી ઉભી કરવા ચહાતો હોય કે જે ગીબત અને મોહિનીના સૌથી ઉંચી નીમાં ઝનુની તોફાનોની સામે ઉસ્તવારીથી ટકી શકે—તો તે માણસે ઘણાજ થોડા, સાદા પણ સહેલા નૈતીક નીયમોપર પોતાને જીવવું પડશે. આ નીયમોમાં મુખ્ય નીચલા ચાર છે; ઇનસાફ, પ્રમાણીકપણું, સાચવટ અને દયા. એક ઘરની બાંધણી માટે જેમ એક સમચોરસ આકરૂતીની ચાર લીટીઓ જરૂરની થઇ પડે છે તેમ જીંદગીના બંધારણ માટે ઉપલી ચાર ધાર્મીક સચ્ચાઇઓ અવશ્યની છે. જો ઇનશાન આ નીયમો તરફ બેદરકાર બને, અને જો તે એમ ધારે કે ગેરઇનસાફ, લુચ્ચાઇ અને એકલપેટાઇથી તે ફાવી જશે—યા ફતેહમંદ થશે—તો તે એક એવા ઘર બાંધનારની સ્થીતીમાં આવી પડશે પોતાને જોશે કે જે ઘર બાંધનાર બરાબર સીધ્ધી હીસાબી લાઇનોની કામ લેવા વગર એક મજબુત અને ટકાઉ ઇમારત બાંધવાના સ્વપનાં જુવે છે, અને જેને સેવટે નીશફળતા અને નાસીપાસી સીવાય બીજું કશું મળતું નથી.

જે ઇનશાન જીંદગીના ચાર ધાર્મીક નીયમો—ઇનસાફ, ચાખ-ખર પ્રમાણીકપણું, અને દયા—ના પાયા ઉપર પોતાની હસ્તી રચે છે, જે માણસ તેઓની ઉપર પોતાની વર્તણુંકની ઇમારત બાંધે છે, જે શખ્સ મનશની—બવશની—કુનશનીમાં આ ચાર મહાન નીય-મોથી કદીબી વેગળો જતોજ નથી, જે પુરૂષ પોતાની રોજીંદી ફરજોમાં અને રોજીંદા વ્યવહારમાં આ ચાર નીયમોને ચીવટાઇથી વળગી રહે છે—તે ઇનશાન પોતાના અંતઃકર-ણની મજબુતીનો પાયો અવીશય ઉંડો અને જોરાવર ખોદી તેની ઉપર પોતાની કીર્તી, માન અને ઇજ્ઞતનો અપશો ઉઠાવ્યા વીના રહેતોજ નથી. ત્યાં તે પોતાને માટે એક એવું મંદીર બાંધે છે કે જેમાં પોતે શાંતી અને આશીષ વચ્ચે આરામ લઇ શકે છે. પછી આ તેની જીંદગીનું એક જોરાવર અને સુંદર ધર્મ-સ્થળ થઇ પડે છે.

મોજશોખની અને જડવાદી એક તકલીફી જીંદગીના કરતાં જે પુરૂષ એક ચઢીયાતી, વધારે સ્વચ્છ અને વધારે પ્રકાશીત જીંદગીએ પહોંચવાને જાનોજીગરથી આરજુ રાખે છે, તે આશાના વમળમાં વીંટળાય છે. જ્યારે તેજ સખસ તેવીજ ઉંચ પ્રકારની જીંદગી શોધવાને પોતાના પુરંગો ખરાં અંતઃકરણથી એકઠા કરે છે ત્યારે તે "સમાધી"નો અનુભવ લેવા માંડે છે. "આશા" વગર "સમાધી" હોઇ શકેજ નહી. સુસ્તી અને બેદરકારી આ ચીજોને માટે નાશકારક થઇ પડે છે. એક ઇનસાનનો ખ્વાસ જેટલો વધારે જોશબંધ હશે તેટલો તે સમાધી વધારે ઝડપમાં પ્રાપ્ત કરી શકશે–અને તેટલી એ બાબદ તે ગ્રહણ કરી શકશે. એક ગરમ સ્વભાવના આસામીની "આશા" જ્યારે સંતોષકારક હદે જાગ્રત થયલી હોય છે ત્યારે તે સમાધીની ઉંચાઇએ ઘણીજ ઝડપથી ચઢી શકે છે.

પહેલાં ખરેખરી સમાધીમાં રા-
કેલો વખત લે કે ટુંકો હોય છે-
સવારના પરોઢીયામાં કદાચ અરધા
કલાક જેટલો હોય છે-તો પણ
તેજદાર અભીલાશા અને એકા-
ગ્રહ કરેલા વીચારના તે અરધા
કલાકમાં મળેલું જ્ઞાન આખા
દીવસના કામકાજ દરમ્યાન ઉપ્યો-
ગમાં આવે છે. તેટલા માટે
સમાધીમાં એક માણસની આખી
જીંદગી સમાયલી હોય છે. તે તેના
માહવરામાં જેમ જેમ આગળ
વધતો જાય છે, તેમ તે જેથી
સંજોગોમાં ભેલાય તે સંજોગો વચ્ચે,
જીંદગીની ફરજો બજાવવાને વધુ
અને વધુ લાયક થાય છે, કારણ
કે તે વધારે બળવાન, વધારે પહ
રેજગાર, વધારે શાંત અને વધારે
ડાહયો બને છે.

સમાધીનો ધોરણ ફાયદો છે,
એટલે કેઃ-

૧. પવીત્ર ચીજોનો ફરી ફરીથી
વીચાર કરીને અંતઃકરણને
સ્વચ્છ કરવું.

૨. વહેવાર જીંદગીમાં એવી
પવીત્રાઈને અમલમાં મુકીને
ખરેખરી જ્ઞાન પ્રાપ્ત કરવું.

મનને એકાગ્રહ રીતે સંકોચાવ્યા કરવાથી એક ઇનશાન બાહોશીની ઉંચામાં ઉંચી ટોચ ઉપર ચઢી શકે છે; પણ તે સચ્ચાઇની ઇચ્ચી ઉંચાઇએ ચઢી શકતો નથી. આ દીશાએ ફાવવા માટે તેણે સમાધી કરવીજ જોઇએ. મનને સંકોચાવ્યાથી એક આદમી કદાપી અદભુત પ્રકારે બુધ્ધીબળ ખીલવી શકશે—કદાપી એક સીઝરની જંબર સત્તાએ સંપાદન કરી શકશે; પણ સમાધીથી તે એક બુધ્ધની સંપુરણ શાંતી અને ખુદાઇ સ્થાનપતને પુગી શકશે. મનને સંપુરણ રીતે સંકોચાવ્યાથી કઉવત મળે છે; સમાધી સંપુરણ રીતે કરવાથી ડહાપણ મળે છે. મનને એકાગ્રહ બનાવવાથી આદમી પોતાની જીંદગીની ચીજો—(જેવી કે સાયન્સ, આરટ, વેપાર, વગેરે)માં કુશળતા પ્રાપ્ત કરે છે; સમાધીથી આદમ જાત ખુદ જીંદગીની અંદર—(યાને અશોઇમાં, ડહાપણમાં, મનશની)માં કુશળતા મેળવે છે. સાધુઓ, મહાત્માઓ, પયગમબરો, દાનેશ મહાન નરો અને ખુદાઇ પરમ શીક્ષકો—સઘળા સમાધીનાજ સંપુરણ પરીણામો હોય છે.

સ્વચ્છ વીચારો ઉપર રોકીનું મન રોકવાથી સમાધીવાળો એક આસામી નેક અને શાની મનસુ-નીની આદત સંપાદન કરી શકે છે, અને તેથી આપંદ તે નેક શાની કુનઅની તરફ દોરવાય છે તથા સંપુર્ણ રીતે અદા થયલી ફરજોમાં તે સફળ નીવડે છે. નેક વીચારો ચાલુ પાછા અને પાછા કરયા કરવાથી આદમીને માટે ગોયા ભલા વીચારો કુદરતીજ થઇ પડે છે, અને તે એક સ્વચ્છ માનવી બની સ્વચ્છ કામોમાં અને એક રૂડી શાંતીભરી જીંદગીમાં પોતાની મોતેબરી પુરવાર કરી શકે છે. માનવી જાતનો મોટો ભાગ ઉલટસુલટ ઇચ્છાઓ, જુસ્સાઓ, લાગણીઓ, અને ધખારાઓની એક હારમાળા સહીત જીવે છે, તેથી બેકરારી અચોકસાઇ અને ગમી નીપજે છે. પણ જ્યારે એક માણુસ સમાધીમાં પોતાના મનને ખીલવવા માંડે છે ત્યારે એક મહાન મજ્બ નીયમ ઉપર પોતાના તુરંગોને એકઠી વેળા સંકોચાવી પોતાના જીગરના બાતેન માંહેલા ઝરાઓ ઉપર રહતે રહતે તે હાંશ મેળવી શકે છે.'

# તા૦ ૧૬ મી ફેબ્રુઆરી.

તવંગરો અને મુફલસો એકસરખી રીતે પોતાનીજ એકબુધ્ધીપણાના પરીણામ આપદા ખમે છે. કોઈબી તે પરીણામમાંથી છટકી શકતું નથી. ગરીબોની અમુક મુસીબતો હોય છે—તેમ વળી શ્રીમંતોનીબી મુસીબતો હોય છે. જયારે ધનવંવાન લોકો પોતાનો ગંજ ગુમાવતાંજ જાય છે ત્યારે તંગદસ્તો પૈસા પેદા કરતો જાય છે, આજનો ભીખારી માણસ આવતી કાલનો માલેતોઝાર [illegible] થઈ જાય છે. તેમજ આજનો કરોડપતી સાહુકાર આવતી કાલે હાથ ઓજારો હાજતમંદ બની જાય છે. ધાસ્તી—એ માનવી જાતને એક ભયંકર પડછાયાની મીસાલ પુઠે વળગે છે. જે, આદમીએ પોતાની એકલપેટી ગુરાવરીથીજ સત્તા અને દોલત મેળવી હશે તે સદા પોતાની સ્થીતી માટે અચોક્કસ રહી ધ્રુજ્યા કરશે અને તે સત્તા તથા ગંજ ગુમાવવા માટે ધાસ્તી રાખ્યા કરશે; એક ગરીબ માણસ, જે આ જડવાદી દુન્યાની માલમતા સ્વાર્થી મતલબથી ધુંદતો હશે તે, સદંતર પાયમાલીના વીચારથી હેબતાયા કરશે. યાદ રાખજો—કે, એક જણ આ ફાની દુન્યામાં જીવતર [illegible] છે તે એકજ ગજબનાક વીચારથી હંમેશાં તબાયલો રહે છે: અને તે વીચાર મોતનો છે.

એક આદમીએ શરણુતાના ત્રણ દરવાજાઓમાંથી પસાર થવું જ જોઈએ છે: પહેલો દરવાજો "ઇચ્છાની શરણુતા" નો છે. બીજો દરવાજો "મતાભિમાનની શરણુતા" નો છે. ત્રીજો દરવાજો "સ્વાર્થની શરણુતા" નો છે. પ્રથમમાં દાખલ થતાંજ ધનવાન પોતાની ઇચ્છાઓની કસોટી કરવાનું શરૂ કરે છે; તે ઇચ્છાઓ પોતાના મનની બાહેર હડસેલી કહાડવા તે મથે છે. તે તુરત જોઈ શકશે કે ઇચ્છાનો ત્યાગ કરવા સિવાય એક આદમી પોતાની આસપાસનાં સંજોગો અને પોતાના ખુદના સ્વાર્થનો ગુલામ સદાજ રહેવાનો! આ જો એક માનવીએ જાણી કહાડ્યું તો એમજ સમજી લેજો કે મજકુર પુરૂષ સહેલો પહેલો દરવાજો—"ઇચ્છાની શરણુતા"નો દાવાનો—ઓળંગી ચુક્યો છે. આ દરવાજાની અંદર પેસવા પછી તે માનવી એક એવી સ્વજાતી તાલીમ લેવાનું શરૂ કરે છે કે જે આત્માની સ્વચ્છતા માટે સહેલું પહેલું પગલું થઇ પડે છે.

## તા૦ ૧૮ મી ફેબ્રુઆરી.

એક આદમીને બહાદુરીથી બસ પોતાનો રસ્તો આગળ કાપવા દો! ભીતીથી અલગ રહીને તેની ઠઠા કરતા કહેવાતા દોસતોની–યા તેની પુંઠે લાગીને તેની સામે બખાળા કહાડતા દુશમનોની દરકાર તેમ કરવા દેતાજ ના. બસ તેને આશાવંત છુમદે, હર હમેશ કોઇ બુલંદ ચીજની શોધમાં, સદા કોશેશ કરતો તે માનવીને પયારની પવીત્ર આંખો સાથ પોતાની સરવોતમ ઉમેદ તરફ આગળ વધતોજ રહેવા દેઓ! રોજ બરોજ તે ઇનશાનને તેની એકલપેઠી મકસદથી વીખુટો પડવા દેઓ–તેને તેના અંતઃકરણ માંહેલી ખુશી ઇચ્છાઓથી નીરાળો બનવા દેઓ. કોઇવાર તે ઠોકર ખાશે–કોઇ વાર તે તુટીબી પડશે, પરંતુ તે એ રીતે હમેશાં બસ આગળ અને ઉંચે વધ્યો તો જશેજ. રોજ રાત્રીએ જયારે તે પોતાના અંતરમાં પેઠીકી તે દીવસની મુસાફરીનો હીસાબ કહાડવા પડે ત્યારે તે દીન પછી દીનની લડવામાં આવેલી લડાઇઓ નીશફળતામાં આવેલી જુવે–એ દીવસ પછી દીવસની મુંગી ફતેહની તજવીજ નીરફળ થતી તે જુએ–તો તેને નાસીપાસ બની આશા રહીત થઇ જવા દેતા ના!

# તા૦ ૧૫ મી ફેબ્રુવારી.

પોતાના આત્માને નમનતાઇનું રંગરંગીત વસ્ત્ર સજાવીને એક આદમી પોતાના તમામ અત્યાર-સુધીકના હરખીત અને હોશભેર ધખારાઓને ઉખેડી કહાડવા માટે પોતીકી તમામ શક્તીઓને ભલે લગાડી શકે છે. ત્યારેજ તે ઇન-સાન ખરી "સચ્ચાઇ" (જે હરગેઝ બદલાતી નથી, જે સદા ફક્ત એકજ હોય છે) અને પોતાના તેમજ પારકાઓના ખ્યાલો મુજ-બની કહેવાતી "સચ્ચાઇ" (જે સંખ્યાબંધ પ્રકારની હોય છે અને જે હમેશાં બદલાયા કરે છે) તે બંનેની વચ્ચેના તફાવતની પીછાન કરી શકે છે. ત્યારેજ તે આદમી જોઇ શકે છે કે નેકી, પવીત્રાઇ, દયા અને પ્યાર માટેના તેના પોતાના અભીપ્રાયો ખુદ આચાર સદ્ગુણો જે ખરેખર નીરમાણ થયલા છે તેનેથી કાંઇક જુદાજ હોય છે. ત્યારેજ તે માણસને માલુમ પડે છે કે આ સદ્ગુણો જો ગ્રહણ કરવાજ હોય તો તે મજકુર ખરા ખુદાઇ નીયમોની પરજ—અને નહી કે ખુદાના પોતાના ધખારાઓપર—તેને ઉભું રહેવું જોઇએ. અત્યાર સુધીક તે શખસે પોતાના અભીપ્રાયો માટે બહુ ઉંચી કીંમત આંકી હશે, પણ હવે તે પોતાના વીચારો તે અવીધણું વજન આપતાં અટકે છે; બીજાઓનાં વીચારોની સામે પોતાના વીચારોનો બચાવ કરતાં તે અચકી જાય છે; બલકે ખુ-દાના પોતાના વીચારોને નકામાં અને ફીરના તે બખવાંમત વગ માડે છે.

જે માણસ એવો નીશ્ચય કરે છે કે હવેથી બસ બાહેરના ભપકા દેખાવો, પોકળ પડછાયાઓ અને ખાલી ખખારાઓથી સંતોષ પામવું જ નહીં; તે માણસ પોતાના ઠરાવની આરપાર પ્રકાશની રોશની વડે તમામ તકલીફ અને વાહિયાત કલ્પનાઓ હડસેલી કહાડી શકે છે. એમ જીંદગાનીની ખરેખરી માતેબર બાબતમાં દાખલ થાય છે. જીંદગી કેમ ભોગવવી તે મજકુર ઇનસાન ત્યારેજ શીખે છે—અને ખરી જીંદગી ત્યારેજ તે ખરેખર ભોગવે છે. ત્યારે તે કશાબી જુસ્સાઓનો ગુલામ થતો નથી—કશાબી મતાભીમાનનો નોકર બનતો નથી; ત્યારેજ તે કોઇની ગુમરાહીનો પુંજારી બનતો નથી. ઇશ્વરી મદદની કુંચી ત્યારેજ તેના પોતાના ઉમરમાંજ તેને મળી આવે છે—અને તેથી એમ તેવાજ સંજોગો વચ્ચે તે સ્વસ્થ, શાંત, શક્તીવાન અને શાણું રહી શકે છે. ત્યારેજ તે ખરી ખુદાઇ જીંદગીનો બાસ આસપાસ ફેલાવી શકે છે—કેમકે તેની પોતાની જીંદગી ખુદાઇ હોય છે.

માનવીઓ પોતાની ઇચ્છાઓને સદા ચહાય છે—કેમજે કામી હવસોને તરૂપ્ત કરવાનું તેઓને બહુ મીઠું લાગે છે; પણ તેનું સેવટ સદા દુખ અને બેકરારીમાંજ આવે છે. ઇનશાનો હંમેશ પોતાની મગજ બુધ્ધીની રકઝીકોને ચહાય છે; હુંપણું તેઓને મનથી ઘણુંજ ઇચ્છવા જોગ હોય છે—પણ એ બડાઇખોરા હુંપણાંનું પરીણામ શરમીંદગી અને ગમી સીવાય બીજું કશું હોઇ શકતું નથી. જયારે તમારો આત્મા તમારી વાસનાઓ તરૂપ્ત કરવાની તમારી અધીરાઇની ટોચે જઇ પુગે છે ત્યારે—અને જ્યારે તે તમારાં હુંપણાંનાં કડવાં ફળો વાવીને દપટ પડે છે ત્યારે—તે ખુદાઇ ડહાપણ મેળવવા માટે અને ખુદાઇ જીંદગી જુગવવા માટે તઇયાર બને છે. સ્વાર્થને મારી નાખવાથીજ તમારાં જીગરનો ખુદા અમ્મર જીંદગાનીમાં પાછો જાગરૂત થઇ શકે; અને સ્વાર્થને નાબુદ કરવાથીજ તમે ડહાપણના શીખર ઉપર પ્રકાશતા ઉભા રહી શકશો.

માનવી એક ઇમાન ઉપરથી બીજાં ઇમાન ઉપર દોડે છે; અને એની સીવાય બીજું કંઇ તે શોધી શકતો નથી. તે એક દેશથી બીજે દેશ મુસાફરી કરે છે; પણ નાસીપાસી સીવાય બીજું કશું તેને મળતું નથી. ઇનશાન સુંદર મહેલો બાંધે છે, આલીશાન બગીચાઓ રોપે છે; પણ પરીણામમાં તેને કંટાળા અને અમ-વડ સીવાય બીજું કશું મળતું નથી. જ્યાં સુધી આદમી પોતાના જીગરની સચ્ચાઇ ઉપર પોતાની આશાએશનો પાયો રચતો નથી, ત્યાં સુધી તેને કદીબી આશા-એશ અને સંતોષ મળતેજ નથી. જ્યાં સુધી માનવી ચુક વગરની વર્તણુકનો પોતાનો મહેલ બાંધતો નથી ત્યાં સુધી તેને અણહદ અને અચુક ખુશાલી મળી શકતીજ નથી. જ્યારે માનવીને તે મળે છે ત્યારે તે આ દુન્યાના તમામ પોતાના કામોમાં અને તમામ પોતાની મતાઓમાં તે ખુશાલી આમેજ કરી શકે છે.

## તા૦ ૨૫ મી ફેબ્રુઆરી.

જ્યારે એક આદમી ભુતકાળમાં બની ગયલા બનાવો ઉપર અથવા તો ભવિશ્ય કાળમાં બનનારા બનાવો ઉપર ચાલુ ગૌર કરય કરે છે, ત્યારે વર્તમાન કાળમાં બનતા બનાવો તે ચુકી જાય છે. ગઇ કાલે તે કેમ જીવ્યો, આવતી કાલે તે કેમ જીવશે તેનો અંદેશો કરતાં આજે તે કેમ જીવે છે તેનું તેને ભાન રહેતું નથી. હમણાંજ—આ ઘડીએજ—દરેક ચીજ બની શકશે: હમણાજ-બીજી કોઇબી વખતે નહીંજ. ડહાપણની રાહબરી વગર—"પોકળ"ને ને "સંગીન" માની લઇને—ઇનશાન પોતાના જીવ સાથે તકરાર કરે છે કે, "ગયે અઠવાડીયે જો મેં ફલાણું ચીણું કરયું હોતે—ગયે મહીને યા ગયે વરસે જો હું ફલાણી ચીણી રીતે વર્તયો હતે—તો આજે મારા બાબમાં ફાયદો થઇ ગયો હતે." વળી તે આદમી હમેશ બડબડ કર્યા કરે છે કે "હવે શું કરવું તે હું જાણું છું, અને તે હું આવતી કાલે કરીશ." આમ તકરાર કરનારાંઓ એકલપેટાં હોય છે; તેઓ વર્તમાન કાળની જબરદસ્ત મહાન અગત્યતા પીછાનવાને અશક્ત હોય છે. આજની ઘડી,—વર્તમાનકાળ—ના માત્ર પોકળ પડછાયાઓ તરીકેજ ભુતકાળ અને ભવીષયકાળ હોય છે એવું મજકુર ઇનશાનોનાં મગજોમાં ઉતરતુંજ નથી.

# તા૦ ૨૬ મી ફેબ્રુરવારી.

ઓશીયાળાંપણાંની હરેક ગલી ગુંચીમાં ભટકવાનું મોકુફ કરો; બાલ્ય મોહીનીની દરેક સાંકડી શેરી-(જે તમારા આત્માને ભુતકાળ અને ભવિશ્ય કાળની અંધારી જગ્યાઓમાં દોરવાઇ જવાને લલ-ચાવતી હોય તેને)-પડતી મેલો; તમારૂં ખરૂં અસલ ઇશ્વરી ખમીર હમણાંજ દેખાડો. આજનાં ઉંઘાડાં મેદાનમાં બસ ફરીકર બહાર આવો. જે તમો થવા ઇચ્છો છો—જે તમો થવાની આશા રાખો છો-તે તમો ગઇ કાલે થઇ શકયા નથી, આવતી કાલે થઇ શકનાર નથી; માત્ર આજેજ થઇ શકશો. તમારી ચાલુ ઢીલમાં-તમારી કાયમની મોકુફીમાં,--તમો સદા તમારૂં કામ પડતું જ મેલ્યા કરશો. મુલતવી રાખવાની જો તમો શકિત ધરાવો છો તો બજાલાવવાની-જાથુક માટે બજાલાવવાની-ભી તમે શકત ધરાવો છો. આ સચ્ચાઇની અગત્યતા પીછાનો અને તમો આજને માટે-રોજને માટે-તેજ સર્વોતમ પ્રકારના માનવી બનશો કે જે જાતનાં માનવી બનવાના તમો ખુશ સ્વપનાંઓ જોતા આવ્યા છો. હમણાંજ કામ બજાવો, અને તે ઝટ થશે; આજને માટેજ જીવો, અને તમો આબાદ બનશો; હમણાં-નીજ ઘડી માટે વર્તો, અને તમો સંપૂર્ણ થશો.

## તા૦ ૨૮ મી ફેબ્રુઆરી.

ડોહાપણી બાબદને માટે "આવતી કાલ" અતીશય આસુરી થઇ પડે છે. જે આદમી "આવતી કાલ"માં મદદ અને મુક્તી જુવે છે તે સદાજ "આજે" પડવાનો તથા નીશફળ નીવડવાનો! તેં "ગઇ કાલે" ઠોકર ખાધી હતી! હા-"ગઇ કાલે" તેં ગંભીર ગુનાહ કર્યા હતો! આ બીના જો તું માન્ય રાજતોજ હોય તો તે તારી ગફલતી એકદમ હમણાજ -અને બાબુદને માટે-છોડી દે, અને ખુબ ચોકસી રાખ કે હવે તેવીજ ઠોકર તું "આજે" ખાશે નહીં; એવોજ ગુનાહ તું "આજે" કરશે નહીં. ભુતકાળની ભુલ સારૂં જ્યારે તું રૂદન કરતો હશે ત્યારે વર્તમાનકાળ દરમ્યાન તારા આત્માનો દરવાજો ગુનાહને પેસી જવા માટે વગર ચોકીબાને ખોલ્લોજ કદાચ રહી જશે તે ભુલતો ના! એક પુરખો જે હમણાની કોશેશનો ધોરી રસ્તો છોડી દઇને બજીબ્યની ઢીલનો કાદવ-કીચલવાળો માર્ગ વધુ પસંદ કરે છે, તે કહે છે કે "આવતી કાલે હું વહેલો ઉઠીશ; આવતી કાલે હું કરજમાંથી બહાર નીકળીશ; મારી મકસદો હું આવતી કાલે હાર પાડીશ." પણ જે ઇનશાન શ્યાનો છે તે હમણાની બાવેદાનીભરી અમલતા પીછાને છે અને આજેજ વહેલો ઉઠે છે-આજેજ કરજમાંથી બાહેર નીકળી જાય છે--આજેજ પોતાની મકસદ પાર પાડે છે.

જે બાબઃ હજી આવી પુગી નહીં હોય તેને પકડી મેળવામાં—અને જે બાબદ નજર સામે ખડી ઉભી હોય તેની ઉપરજ ધ્યાન આપવામાં—ડાહપણ છે. તે છેલ્લી પ્રકારની બાબદ ઉપર તમે તમારા આત્માની તમામે તમામ પવીત્રાઇથી, તથા તમારી કોશેશનાં તમામે તમામ અંતઃકરણપુરવક જોશથી, એવું તો ધ્યાન આપજો કે પાછળથી કોઇબી સુરતની દલગીરી પેસ્વા માટે સેહજ પણ ખાંચો ખુંચો રહેજ નહીં. ઇનશાન જાતની આત્મીક બુધ્ધી પોતાનાજ સ્વારથના બખારાઓથી એવી તો ઢંકાઇ ગયલી હોય છે કે તે પોતાના જીવસે બડબડે છે કે—"હું કેટલાંક વરષો અગાઉ ફલાણા દીવસે એ જન્મયો હતો, અને જયારે નસીબમાં હશે ત્યારે હું મરણ પામીશ". પણ તે ઇનશાન જનમયો હતોજ નહીં—અને તે મરી જવાનોબી નથી જ. કેમકે જે ચીઝ અમર છે—જે ચીઝ જાવેદાની, ઝુલીકની છે—તે જન્મ અને મરણને આધીન હોઇ શકેજ નહીં. એક શખશને પોતાના બખારાઓ એકવાર છોડી દેવા દો, અને પછી તે પોતેજ જોશે કે તેના ખાકી બદનનો જન્મ અને ખાકી શરીરનું મોત એ માત્ર એક મોટી મુસાફરીના છુટા છવાયા બનાવો મીસાલ છે; ત્યારેજ તે જોશે કે જન્મ કાંઇ આ મહાન મુસાફરીની શરૂઆત નથી—મોત કાંઇ આ અમર મુસાફરીનો છેડે નથી.

જીંદગીને એક માત્ર નાનકડા અલાહેદા ટુકડા તરીકે ગણુતા તમે બંધ પડજો. તમારી હસતીને એક સંપુરણ આખી બાબદ તરીકે લેખીને જીવ જો તયારેજ તમને સંપુરણતાની સાફાઈ દેખાઈ આવશે. વીચાર કરો—એક નાનો ટુકડો આખી વસતુનો તમને કેમ ખયાલ આપી શકે? પણ આખી વસતુ એક નાના ટુકડાનો ખયાલ ઉપજાવી શકે એ કેટલું સેહેલું છે! પાપ—એ પવીત્રાઈનો તમને કેમ ખયાલ આપી શકશે? પણ કેટલું સાદું સમજ પડે તેવું છે કે પવીત્રાઈ તમને પાપનો ખયાલ આપી શકે છે. જે માનવીઓ મોટાઈએ પુગવું હોય તેણે નજીવી ચીજો તયાગ કરવીજ જોઈયે. યાદ રાખો—કોઈબી ગમે તેવી આકરૂતીના એક ગોળાકાર કુંડાળું બંધ બેસી જવાનું નથી; પણ દરેક પ્રકારની આકરૂતીમાં તમે એક ગોળાકાર કુંડાળું બંધ બેસાડી શકશો. કોઈબી રંગમાં તમે ઝગઝગીત રોશની સંકોચાવી શકનાર નથી—પણ ઝગઝગીત રોશનીમાં તમે હરેક રંગો આમેજ કરી શકશો. એક માનવીને પોતાના સવારથની આકરૂતીઓનો નાશ કરવા દો અને તે સંપુરણતાનું ગોળાકાર કુંડાળું ખુલ્લું જોઈ શકશે.

આદમ જાતના જીગરમાં તું માયા મોહબતથી વાસો કર, અને તારાં જીગરમાં તું બહેશતની ખુશનુદ શાંતી વસાવી મેલશે સરવે ધનશાનો ભરૂીના અનહદ પયારમાં તું ગેયા પીગળી જા, અને તું અમર કાળના કામો બજાવશે, તથા આશીશના જાવેદાન મહાસાગરમાં પોતે પીગળી જશે. બહારથી માણુસ એક ગુંચવણ ભરયા તબક્કા તરફ વધતો જઇને પ્રગટે છે—અને પછી પાછો સાદાઇના એક મહાન મધ્યબીંદુ તરફ હટતો ચાલી પોતાને સંકોચાવે છે. જયારે એક માણુસને માલમ પડે છે કે ખુદને પોતાને સમજી શકવા અગાઉ આ શરૂઠીને સમજવી કેવળ ગણીતની નીયમે વઠીક અશકય છે, ત્યારે જ તે માણુસ ખરી મીનોઇના મહાન મારગે ઉપડવાનું શરૂ કરે છે, કે જે મહાન મારગ કુદરતની અસલ મુળ સાદાઇ ભણી તેને દોરવી લઇ જાય છે. એ મારગ ઉપર જેમ તે આગળ વધે છે, તેમ તેમ આ શરૂઠીની સમજણમાંથી તે આદમી આગળ વધે છે.

જે આદમી પોતાનો છુપો હવસ, પોતાનો લોભ, પોતાનો ગુસ્સો, પોતાનો ખખારો છોડી દેતો નથી તે માણસ કદીએ કોઇ ચીજ જોઇ શકતો નથી સમજી શકનોજ નથી. ડહાપણની નીશાળમાં તે એક ધોંકડાપોઠ રહીજ જાય છે—જો કે તે કાળી દુન્યવી કોલેજોમાં ઘણો "કેળવાયલો" લેખાય છે. જો તમારે જ્ઞાનની કુંચી શોધવી હોય, તો તમારે પ્રથમ તમારી પોતાની હાલત શોધી કહાડવીજ પડશે. જાણો! તમારાં પાપો જે મોજુદ છે, તે તમો પોતે નથી; તમારાં પોતાના અંગત જીવણનો એ પાપો કશોએ ભાગ નથી, તે ગુનાહો માત્ર દર્દો મીસાલ છે—કે જે દર્દોને તમે ચાહતાં શીખ્યા છો. તેને વળગવાનું મોકુફ કરો—અને તેઓ તમને વળગતાં બંધ પડશે. તેઓને તમારી સોડેથી ખરી પડવા દો—અને તમે તમારા ખુલ્લા આકારમાં બાહેર આવી શકશો. પછીજ તમે અજીત નીયમ—અમર જીંદગી અને જાવેદાનીની નેકી સાથ એકત્ર છો એમ સમજી શકશો.

નમનતાઇ, ધીરજ, પ્યાર, દયા, અને ડહાપણ—એ કુદરતની અસલ સાદાઇની મુખ્ય ખાસીયતો છે. જે માણસ આ પાંચ બાબદોમાં અપુર્ણ હશે તે મજકુર સાદાઇ સમજી શકવાનો નથી. દયાનો પુરૂષજ સ્વાનપતને પીછાની શકશે. એક મુર્ખોજ હમેશ કહેવા નીકળે છે કે, "આ દુનીયામાં કોઇ ડાહયું છેજ નહી." એક અપુર્ણ માણસજ હંમેશાં કહેવા નીકળે છે કે "આ દુનીયામાં કોઇબી માણસ સંપુર્ણ છેજ નહીં." આમ કહેનારાં આદમીઓ પોતે જ્યાં હોય છે ત્યાંજ ઠરીઠામ થઇને રહે છે—આગળ વધતાંજ નથી. ખોડ ખામીવાળો માનવી પોતાની આખી જીંદગી એક સંપુર્ણ માણસ સાથે ગુજારશે, તો એ તેની સંપુર્ણતા તે જોઇ શકનાર નથી. નમનતાઇને તે હીચકારાપણાની ઉપમાં આપશે; સબુરી, મોહોબત, માયા તેને નબળાઇના ચીન્હો લાગશે; સ્વાનપત તેને મનથી બેવકુફાઇ માલમ પડશે. અમુક બાબદને ખરી રીતે પીછાનવી હોય તો તે બાબદને આખીજ તપાસજો—ટુકડે ટુકડે તેને લેતા નહીં. તમે જ્યાં તુલીક તમારી આખી સંપુર્ણ જીંદગી પ્રદરશીત કરી શકો નહીં, ત્યાં તુલીક કોઇબી બાબદ ઉપર તમારો અભીપ્રાય આપશો નહીં.

તમારી પોતાની છાતીમાં જે ઇશ્વરી અંતઃકરણ ધડકે છે તે જો તમો સમજી શકો તો તમામ મનુષ્ય જાતના અંતઃકરણ તમને સમજ પડશે. જે પુરૂષે ખુદના પોતાના વીચારો ઉપર કાબુ મેળવ્યો તે પુરૂષને સરવે માણુસોના વીચારો સમજતાં મુશકેલી પડતી નથી. તેથીજ એક નેક આદમી પોતાનો બચાવ કરતો નથી—પણ બીજાઓના મનને પોતાના આચાર વીચાર મુજબ દોરવવા તે હમેશ મકે છે. જયારે સ્વચ્છ નેકીએ તમે પુગો છો, ત્યારે તમારી સરવે ગુંચવણો દૂર થાય છે. જયાં પાપ હસ્તી ધરાવતુંજ નથી ત્યાં કઇ ગુંચવણ તમુને ગુંગળાવી શકે? ઓ, તું કુદરતને સમજવા માટે અછાડ પછાડ કરીને સદા બેચેન રહેતા ઇનસાન! તારા પોતાના અંતરની પવીત્ર ચુપકીદીમાં જઇને વાસો લે! ત્યારેજ તને સ્વચ્છ નેકી જડશે ને ત્યારેજ તું તારી આંખોપર ફરી વળેલા પખારાઓનો પડદો બે ભાકમાં ફાડી નાખી શકશે—ત્યારેજ તું સબુરી, શાંતી અને સંપુરણતામાં દાખલ થઇ શકશે. કેમજે જાણ, કે સ્વચ્છ નેકી અને કુદરતની અસલ સાહાદઇ એ બંને એકની એકજ બાબદો છે.

બાહેરની દરેક ચીજથી સદંતર વીખુટા પડી જવું—અને ભીતરનાજ સદ્ગુણ ઉપર ઓસતવરીથી આધાર રાખી ઉભા રહેવું—એજ તે મહાન ડહાપણ છે કે જે કદીબી ઠાય ખાતું નથી. જે આદમી આવું ડહાપણ ધરાવે છે તે તવંગીરીમાં તેમજ મુફલેસીમાં એકસરખોજ તમારી સમક્ષ રજુ થાય છે. પઇસા તેના કઉવતમાં ઉમેરા કરતા નથી—તંગદસ્તી તેના મનની શાંત સમાધાનીમાં ખલલ કરી શકતી નથી. જે ઇનસાને પોતાના બાતેનની તમામ ગંદકીને ધોઇ નાખેલી હોય છે, તે ઇનસાનને ધન દોલત ગલીચ બનાવી શકતી નથી, જે ઇનસાન પોતાના આતમાના મંદીરને જરાબી નામોશી પોહચાડવાથી બસ આટકી ગયલો હોય છે તે ઇનસાનને માયા ખજાનાની ગેરહાજરી નામોશી પહોંચાડી શકતી નથી.

આપણી આસપાસ જેવી કાંઇ ગ્રાહેત ચીજો અથવા બનાવો બને તેથી આપણા મનને ગુલામગીરીમાં જકડી નાંખવાની ના પાડવી અને આવી સઘળી ચીજો અથવા બનાવોને જાણે આપણા પોતાનાજ ઉપયોગ માટે હોય એવી રીતે ગણવા-એજ ડહાપણ છે. ડાહ્યા માણસોને મનથી સઘળા બનતા બનાવો સારા છે અને તેઓ બદી તરફ કાંઇબી નજર નહી રાખતા હોવાથી તેઓ દીન પરદીન વધુ અને વધુ ડહાપણવાળા બને છે. તેઓ સઘળી ચીજોનો ઉપયોગ કરે છે અને આ મુજબ સઘળી ચીજોને પોતાના પગની હેઠળ ગણે છે, તેઓ પોતાની સઘળી ભુલો જેવી થાય છે કે તુરતજ જોઇ લે છે અને તેઓને નક્કર કીંમતના નસીબતના પાઠ તરીકે સ્વીકારે છે, કેમકે તેઓ જાણે છે કે ખુદાઇ હોકમમાં કાંઇબી ભુલો નથીજ.

## તા૦ ૧૦ મી માર્ચ.

પોતાના અંતરમાં એક પ્રનશાન સઘળું જોર, શયાનપત, સત્તા અને ભંડોળ શોધી શકશે-પરંતુ એ ચીઝો તેને હુંપણામાં જડવાની નથી. ન બાજાદો તેને માત્ર તાબેદારી, નમનતાઇ અને શીખ-વાની તઇઅગારીમાંથી મળી આવશે. તે થકી તેને ઉંચ પ્રકારની શકતી-ઓને તાબે થવું પડશે—નીચ પ્રકારની શકતીઓમાં વડાઇ પોતાં તેને બંધ પડવું પડશે. જે માણુસ ઉપકાને, નસીહતને અને અનુભ-વના પાઠોને હટકારી કહાડી માત્ર આપબડાઇ ઉપરજ ઉભો રહેવા માંગે છે તે જરૂરજ પડવાનો. અરે—તે હંમેશનોજ અત્યાર આગ-મજનો પડેલો છેજ! એક મોટા ધર્મ શીક્ષકે પોતાના ચેલાઓને કહયું હતું કે "જેઓ પોતાને ખુદ ને માટે પોતાનાજ અંતરની જોત વાપરે છે, જેઓ પોતાની ઉપરજ બસ પોતાનો આધાર રાખીને આગળ વધે છે, જેઓ બાહરની મદદ ઉપર કશીબી મદાર બાંધતાજ નથી, જેઓ પોતાની રોશની તરીકે માત્ર સચ્ચાઇનોજ ઉપ્યોગ કરે છે, જેઓ માત્ર સચ્ચાઇમાંજ પોતાની મુકતીમાની પોતાના સીવાય બીજાઓની મદદ ચાહતા વઠીક નથી—તેવાજ મારા ચેલાઓ સઉથી મથાળે ટોંચ ઉપર ચઢી શકશે. પણ તેવાઓએ શીખવા માટે તઇ-બગારી દેખાડવીજ જોઇશે.

દરેક ચીજ અને દરેક વિચારના છુટા છુટા ભાગોને જો મજબુત રીતે અને સમજદાર રીતે તમે એકત્ર કરો, તોજ મજકુર ચીજ અને મજકુર વિચાર તમને ઉપયોગી થઇ પડશે. કોઇ પણ મકસદ ઠરાવવી—એ અમુક વિચારને સંપુર્ણ તમારાં જોરથી એકત્ર કરવા બરાબર છે. "મકસદ" —એટલે શું? તમારાં મનની તમામ શકિતઓ એક અમુક ચીજ મેળવવા પાછળ તમે ગતે લગાડો— અને મજકુર ચીજ અને તમારી પોતાની વચ્ચે નડતી દરેક મુશકેલીઓ તમે તોડતા ચાલો - એ પ્રયોગનો બીજો અર્થ "મકસદ ધરાવવી" એવો થાય છે. ફતેહનાં મંદીરનો મુળ પાયોજ "મકસદ" છે. એક સંપુર્ણ આખ્ખી ચીજને "મકસદ" બધી ગમથી બાંધેલી તથા એકત્ર રાખે છે "મકસદ" વગર તે ચીજ વીખેરાઇને બીન ઉપયોગી થઇ પડે! પોકળ ધખારાઓ, તકલીદી શોખો; અડકમડી ઇચ્છાઓ અને મન વગરના ઠરાવોનો સમાવેશ "મકસદ" માં થઇ શકતોજ નથી. અમુક ચીજ હાર પાડવાના દ્રઢ ઠરાવમાં એક એવી અજીત શકિત સમાયલી હોય છે કે જે તમામ ઉતરતી પ્રકારના વિચારોને ગળીજ જાય છે, અને સીદ્ધી ફતેહ ભણી કુચ-કરતી રહે છે.

શોક, ચીંતા અને બળાપો, એ હુંપણાને લગતા ટકી ન શકે એવા ઓળા છે. જે ધણી આતમાની સ્વચ્છ ઉંચાઈએ ચહડશે તેને એ ઓળાઓ વધુવાર હેરાન કરશે નહી. વળી જે પોતાની હસ્તીના કાયદાને બરાબર સમજશે તે પોતાનાં દુઃખને હમેશનું હાંકી કહાડી શકશે. જે એવી રીતે સમજે છે તે જીંદગીનો સરવૈયરી કાયદો સમજી શકશે અને તેને માલુમ પડશે કે તે કાયદો તે પ્યાર છે અને તે નાશ નહી પામે તેવો પ્યાર છે. એવા પ્યાર સાથ તે એકત્ર થશે, અને સઘળા ધીકાર તથા ખુદપણાથી નીરાળાં બનેલાં સઘળાંઓને પ્યારથી ચાહીને તે અજીત રક્ષણ મેળવશે, કે જે રક્ષણ પ્યારજ આપે છે. કોઈબી ચીજ મેળવવાનો દાવો તે કરતો ન હોવાથી તેને કશી ખોટ જવી નથી, મજાહ મેળવવાની કોશેશ તે કરતો ન હોવાથી તેને દુઃખ ઉપજતું નથી. બીજાઓની સેવા બજાવવાનાં હથીયારો તરીકેજ પોતાની સઘળી શકતીઓને તે લેખતો હોવાથી તે હમેશ આશીરવાદભરી સુખી સથીતીમાં રહે છે.

જેમ એવાં જબરાં તોફાનથી પરવત વાંકો વળતો નથી, પણ તે મેંઢાં તથા તુરતની પાંખ આવેલાં પક્ષીઓનું રક્ષણ કરે છે. જોકે સઘળાં માણસો તેની ઉપર પગ મેલીને ચાલે છે, તોપણ તે તેઓનો બચાવ કરે છે. તેવીજ હાલત એક રાંક માણસની છે. જોકે તે કોઇથીબી ડગમગતો નથી; છતાં ઘણાજ તુચ્છ પ્રાણીનું રક્ષણ કરવાનેબી તે દયાથી વાંકો વળે છે. જોકે તેને ધીક્કારવામાં આવતો હોય તોબી તે સઘળાં માણસોનો હેતથી બચાવ કરે છે અને તેઓને ઉંચ હાલતે લાવે છે.

મુંગી ચુપકીદી વચ્ચે એક પર-વત જેટલો દમામદાર છે તેટલોજ એક ઇશ્વરી પુરૂષ પોતાના મુંગા રાંક ખવાસ વચ્ચે મહાપ્રતાપી હોય છે. ખરેખર તેનું શરીર પહા-ડની પેઠે નીચાણ ખીણમાં અને ધુમસમાં ઢંકાયલું રહે છે પણ તેના આત્માનું શીખર હંમેશ વાદળાંથી ઝાંખા પડયા વગરના ઉજાસમાં પ્રકાશીત રહે છે અને ચુપકીદી સાથ જીવે છે.

## તા૦ ૧૫ મી માર્ચ.

રાંક પુરૂષ અંધારામાં પ્રકાશી રહે છે અને એકાંત ખુણામાં આબાદી ભોગવે છે. રાંક ખવાસ બડાઇ મારતો નથી, યા પોતાને જાહેરાત આપતો નથી યા લોકપ્રીયતાથી તેની ચઢતી થતી નથી. રાંક ખવાસ એક માણસની વરતણુકમાં વપરાય છે અને ત્યારેજ તે દેખાય છે યા દેખાતો નથી. તે એક આત્મીક ગુણ હોવાથી ફક્ત આત્માની આંખ વડેજ તે જોઇ શકાય છે. જેઓ આત્મીક રીતે જાગરૂત થયલા હોતા નથી તેઓ તે જોતા નથી અથવા તેને ચાહતા નથી, કારણ કે ખોટા દુન્યવી દેખાવો ઉપર તેઓ ફીદા થઇ ગયલા અને તે દેખાવોથી આંધળા બની ગયલા હોય છે. વળી તવારીખમાં એક રાંક ખવાસના માણસની કશી નોંધ લેતી નથી. ઇતીહાસીક મોટાઇ તો મારામારી અને આપગડાઇમાં સમાયલી હોય છે, જયારે રાંક ખવાસના પુરૂષની મોટાઇ શાંતી અને નરમાશમાં સમાયલી હોય છે. તવારીખમાં દુન્યાદારીના કામકાજોની નોંધ લેવાય છે અને નહી કે ઇશવર રાજી થાય તેવાં કામોની. પણ તે છતાંબી એક રાંક માણસ ખુણે પડેલો હોવા છતાં તે છુપો રહી શકે તેમ નથી, કારણ કે રોશનીને કેવી રીતે છુપી રાખ્યા શકાય? દુન્યાથી પોતાને વેગળો કરવા પછીબી તેનો પ્રકાશ ચાલુજ રહે છે, અને જે દુન્યાએ તેને પીછાનયો હતો નહી તે દુન્યા તરફથી તે પુંજાય છે.

જે માણસ એમ ધારતો હોય કે બીજાઓ મને નુકસાન કરી શકશે, અને એમ ધારીને જે પોતાને ખરો ઠરાવવાની કોશીશ કરતો હોય અને બીજાઓ સામે પોતાનો બચાવ કરતો હોય, તે માણસ રાંક ખવાસ તે શું સમજતો નથી અને જીંદગીનો અર્થ તેમજ સત્વ શું છે તે જાણતો નથી. "તેણે મને ગાળ દીધી–તેણે મને માર્યો–તેણે મને હરાવ્યો–તેણે મને લુટયો. જેઓ એવા વીચારો કરતા હોય, તેઓના મનમાં ધીક્કારની લાગણી ઉત્પન થવી કદીબી બંધ પડવાની નથી. સબબ, ધીક્કાર દેખાડયાથી સામા ધણીના મનમાંની ધીક્કારની લાગણી કોઇબી વખતે બંધ પડવી નથી; ધીક્કારની લાગણી પ્યાર દેખાડયાથીજ બંધ પડે છે." બોલ, હવે તું શું કહે છે? શું તારો પાડોશી તારે માટે જુઠું બોલ્યો? વારુ, તેથી શું થયું? એક જુઠાણું શું તુને ઇજા કરી શકશે? જે જુઠું છે તે તો જુઠુંજ રહેવાનું અને ત્યાંજ તેનું સેવટ આવી ગયું; તે જુઠું જીંદગી પામે જીવ વગરનું છે–કાઇનેબી ઇજા કરવાની તેનામાં શકવી નથી, સીવાય કે જે ધણી તેનાથી ઇજા પામવાની જાણીજોઇને કોશીશ કરતો હોય. તારો પાડોશી તારે માટે જુઠું બોલતો હોય તેમાં તુને કાંઇબી નુકસાન નથી, પણ તું જો તેની સામે થાય અને તુને પોતાને ખરો ઠરાવવાની કોશીશ કરે તેમાં તુંને ઘણું નુકસાન છે, કારણ કે તેમ કરીને તું તારા પાડોશીના જુઠાણાને જીંદગી અને જીવનશકવી આપે છે અને તેથી તુને પોતાનેજ હેરાનગતી થાય છે અને સંતાપ ખમવો પડે છે.

## તા૦ ૧૭ મી માર્ચ.

મકસુદ હોય ત્યાં બુધ્ધી હોવીજ જોઇયે. જેટલી તમારી ચઢતી ઉતરતી બુધ્ધી તેટલી તમારી વધતી ઓછી મકસુદ! એક વીશાળ માણું મન હંમેશ કોઇ જંગી મોટી મકસુદજ ધરાવશે. એક નબળી અક્કલનું માણસ મકસુદ રહીતજ રહેશે. અણીં તણીં ડોળા ખાતું એકાદ મગજ ગવાણી પુરે છે કે હજી તે સંપુર્ણ રીતે ખીલવા પામ્યું નથી. દુન્યાના જે આદમીઓએ ધનશાન જાતની તકદીરના તાળાઓ રચ્યા છે, તેઓની મકસુદ જબરદસ્ત મોટી હતી. જેમ રોમન લોકો પોતાના રસ્તાઓ ગંજાવર પાયાપર રચતા હતા તેમ દુન્યાના મહાન પુરૂષો હંમેશ એક અમુક સ્પષ્ટ રીતે નીરમાણ થયલો માર્ગ અખ્તયાર કરતા આવેલા છે; જહા તેમજ મોત સામે આવ્યા છતાં તેઓ રાસ્તીના સ્તાથી ડગમગવાને સદાના પાડતા આવ્યા છે. મનુષ્ય જાતના મહાન સુખીઓ ગોયા આપણા મગજ બળના રસ્તાઓના બાંધનારાઓ છે. જે બુધ્ધીશાન અને આત્મીક રસ્તાઓ તેઓ બનાવે છે—અને વ્યવહાર માટે પાકટ કરે છે-તે રસ્તાઓ ઉપરથી આદમ જાત પાછળથી ચાલ્યો જાય છે.

## તા૦ ૧૮ મી માર્ચ.

સરવે કંગાળ માણસોમાં સહુથી કંગાળ માણસ તેજ છે કે જે પોતાની જોખમદારી વધે એખાળા કરવા માંગે છે. મુશકીલ કે જેથી દુર નહાસવામાંજ આરામ અને આરામ મળે છે એવો ખોટો ખ્યાલ રાખી—મહેનત અને મજુરી કરવાનું માંડી વાળવામાંજ સુખ મળે છે એવો વાહીયાત વીચાર ધરાવી—તે ઇનશાન હરદમ સમઝે બેફીકર અને અસુખી રહે છે; તેના જીગરમાં નામોશી અને શરમીંદગીનો એક છુપો ભાર તેને સદા હેરાન કરે છે; તે પોતાની મરદાનગી અને સ્વમાન ગુમાવી બેસે છે. કારલાઇલ કહે છે કે, "જે પુરૂષ પોતાની ખુશી મુજબ કામ કરવા માંગતો નહી હોય, તેને તેની પોતાની હાજતના પ્રમાણમાં બસ નાબુદ થવા દેજો." કુદરતનો કાયદોજ છે કે જે માણસ પોતાની ફરજ ચુકે છે, અને પોતાની શક્તિના પ્રમાણુંમાં કામ કરવા ના પાડે છે, તે માણસ ખરેખરજ બે પ્રકારે નાબુદ થાય છે; એક તો તે પોતાની ખાશીયતમાં નાબુદ થાય છે—અને બીજું તો તે પોતાના શરીરમાં તથા પોતાના સંજોગોમાં નાબુદ થાય છે. જીંદગી અને કર્મ આ બે વચ્ચે કાંઇજ ફરક નથી. જે ઘડીએ એક માનવીએ શારીરીક યા માનસીક મહેનતથી છટકવા માંગ્યું કે તેજ ઘડીએ તે સબડવા માંડ્યો એમ સત્ય માની લેજો.

એક ખેડુતે પહેલાં જમીનની અંદર પોતાના સઘળાં બીયાંઓ વાવવાંજ જોઇયે. અને પછી તે બીયાંઓને ઉગવા માટે તેણે રૂતુ ઉપર છોડવા જોઇયે, આમ કરવાને બદલે જો મજકુર ખેડુત પોતાનાં બીયાંઓને પોતાનાં ઘરમાં સંઘરી રાખે, તો તે બીયાંઓની ખોઇ બેસે અને બીયાંઓમાંથી ઉપજતો પાકની ખોઇ બેસે! કેમકે વાવ્યા વના તેના બીયાંઓ તો જરૂર મરી જાય. અલબત, જ્યારે બીયાંઓ જમીનપર રોપાય છે ત્યારે તેઓ મરી જાય છે ખરાં-પણ એ રીતે મરી જતાંબી તેઓ વધારે ફળરૂપ પાક ઉત્પન કરી આપે છે. તેજ પ્રમાણે જીંદગીમાંબી છે. આપવામાં આપણે ફાયદો મેળવ્યે છીયે. આપણી પાસે જે કંઇ હોય તેને ચોમેર ફેલાવવામાં આપણે શ્રીમંત બન્યે છીયે. જો કોઇ આદમી એમ કહેતો હોય કે તેની પાસે ભંડોળ છે, પણ તે ભંડોળ તે પોતે ફેલાવી શકતો નથી-કેમકે દુન્યા તેનું ભંડોળ સ્વીકારવાને લાયક નથી-તો તે આદમી યા તો ખરૂં ભંડોળ ધરાવતોજ નથી, કે યા તો તે ખરાં ભંડોળથી ટુંક વખતમાં અલગ થઇ જવા વગર રહેવાનો નથી. જાણો-તમે સંઘરી રાખશો તેટલું તમે ખોશો; એકલપેટાઇથી જેટલું તમે જીતસો બાંધવા જશો, તેટલા તમે તેજ વસ્તુથી બાકાત થશો.

વર્ષના

બાવન

રવીવારો

માટે

બાવન

વધુ

નેક—

વીચારો !

કપતી શતરૂની નીંદાની કંઇજ પરવા કરતો ના. તું તાહરે રસતે સીધો ચાલજે અને એવી નાલશી ઓને અંધકારમાં ડુબતી છોડજે. એવા નીચ પુરૂષોના બોલવાનો જવાબ આપવો, એ ગોઆ તેઓને ઉત્તેજણ આપવા જેવું છે નીંદાખોરો તાહરે વીશે જે બોલતા હોય, તે જો ખરૂંજ હોય તો, તારી ભુલ જરૂર સુધારજે, પણ જો જુઠું જ હોય તો, એક ઘેલાં કુતરાંના ભોંસવા જેટલુંબી વજન તેને આપતો ના. તાહરા ઠેડાવમાં મકમ રહેજે. મનની મજબુતાઇ વીના કાબેલ પુરૂશોબી ફાવતા નથી, એ ખરી વાત છે. જંહડફ, શકતી, કાબેલીઅત અને ઠેડાવની મજબુતાઇ જે સખશમાં હોય, તે હમેશ ફાવતો અને જશ મેલવતો રેહ છે. ઠેડાવ કરે તે અગાઉ પુખ્ત દરીઆફત કરજે, પણ એક વખત તેવો ઠેરાવ કીધો કે મકમપણાને અમલમાં લાવજે.

(મનસુખી નીતી વચનનાં ગોહરો.)

તકદીરી દુલવણી અથવા તક-
દીરે અને દાબાડોળ ઇમાનનું
માણસ તે ગોળા તોફાનના પવનની
એક પેહકી છે, અથવા તોફાની
દરીયામાં મછની વગર સ્રર અને
સુકાનની એક કીશતી છે, જે હરએક
તરફ ઢળી જતાં, તથા હરએક વંમળ
અને ખરાબા તરફ ધસડાઈ જતાં
અટકી કે બચી શકતી નથી. બાપ-
દાદાએ મેળવેલી કીરતી ઉપર
નચીંત રેહવાના અથવા તકોબરી
બતાવવાનાં ફાંફાં મારવાં, એ એક
જાતનું હરામ ખાનું ખાઈને
સંતોષ બતાવવા જેવું છે, અથવા
મુરદાલ કુતરાંની મીશાલ સુકાં
હાડકાં ચુશીને રાજી રેહવા સરખું
છે. ખરેખરૂં માન તો ખુદ પોતાના
અકલ, હોશીયારી, જહડફ, અને
ઉદ્યોગથી કીરતીને લાયક થવામાં
છે.

( મનસુખી નીતી વચનનાં મોહરો. )

એક માણસને પોતાની જીંદગીમાં કેવી અજબ લડાઈઓ લડવી પડે છે! લોભ, ફીકર, ગરીબાઈ, મગરૂરી, લાલચ, અને હવસ, એવા જુદા જુદા શતરૂઓ સામને ઘણી વાર એખલે હાથે લડવું પડે છે. ઈંતેજારી અને ઉમેદ પોતાના જહલકતા દેખાવોથી તેને કેવા લલચાવે છે, અને અંતે નીરાશીના ઊંડા ગારમાં મેને કેવા ડુબાડે છે. એ જુદી લડાઈઓ લડતાં જે જખમો તેને ખમવા પડે છે, તે જખમો માણસ તો નહીં પણ વખતજ માતર રૂજવી શકે છે. એવા માહભારત શતરૂઓના સામટા હોમલાઓથી ઘણાઓ હારી ખાય છે, અને ઘણાજ થોડાઓ મકમ હઈડાં સાથે તહરેવાર સંકટોને હરાવીને ખરી ફીરતેની નોબતે પુગવાને ભાયગશાલી થાય છે. એક શખસની અકલનું અથવા તેના શોકનુ અને તેની ચાલચલણનું જો ટોલ કરવું હોય તો તે શું ચીજની તારીફ અને વખાણ કરે છે તે જોઈ કરજે.

મનસુખી નીતી વચનનાં ગોહરો.)

હરએક જાતની મુશકેલી અને દુ:ખ દરદની વખતે, ધીરજ અને સબર અને શોકર ગુજારીથી પોતાનુ મન મોટું અને જાન ખુશી રાખવો, જોઇએ છે, અને જે ઇનસાન એવી આદત રાખે છે, તેજ ખરી નેકબખતી અને આબાદી ભરેલા દીવસો પાછલથી મેલવી અથવા ભોગવી શકે છે. ખોદાતાલાનું ખરેખરૂં અને ખુબીવંતું ફરમાન એવું છે કે, જે ચીજ અથવા જેવી ચાલચલણથી ગુનાહ થાય, તેવી ચાલ ચલાવતો રાખે,–અગર એવાં ફરમાન મુજબ તાહરાથી ચલાયતો આએ જમીન ઉપર,–અથવા આએ આકાશનાં છતર હેઠળ, તુ સુખેથી અને પુર છુટથી રેહેજે, પણ જો તું મારા ઇયાને ખોદાનાં ફરમાન અથવા હોકમ મુજબ નહી ચાલે તો, જાંહાંબી મારા આકાશનુ છતર અને મારી જમીનની બેઠક તુને નહી મલી શકે, તે જગા તરફ તું જતો રેહજે અથવા દેશ નીકાલ થજે, ઇઆને ખોદાતાલાની સતાની હદની બાહેર જઇને વસજે.

( મનસુખી નીવી વચનનાં ગોહરો. )

એક શખ્સ ગમે એટલા એલમ શીખે અને ગમે એટલો ચંચલ બને, પણ જ્યારે તે એલમની ખુબી ઉપર અમલજ નહી કરે, ત્યારે ઉકરડા પરના કચરાનાં ભારબરદાર એક ગધેડા કરતાંબી તેને બદતર ગણવો જોઇએ. સંભાલજે એ ભાઇ, કે તારી લાગણી આ તરફ જે શખ્સ માનની નજરથી જોયનહી, તાહારી ખામીઓ વીશે છુપી રીતે તુને ચેતાવે નહી, તાહરી પીઠ પાછલ તાહરો ઘટતો અને મજબુત બચાવ કરે નહી, બીજા તવંગરોની મંડલીમાં તે હોય ત્યારે બી તાહરી સાથે સરેસતાના માન અને મમતા સાથે ચાલે નહી- અને તેં તેને કહેલી કંઇ ભેદી વાતોને પોતાનાં જીગરની તીજોરીમાં ગુપ્ટ રીતે સાચવે નહી, તેવા શખ્સને તાહરા દોસત તરીકે કબુલતાં સંભાલજે! બલકે એક બુરા મુદઇ તરીકેજ તેને ગણજે.
(મનસુખી નીતી વચનનાં ગોહરો.)

તજવીજ રાખી ભાલકારી
ચીજ પાસે રાખજે,
અવસાન છે નુકશાન તે
સામન કાઢી નાંખજે;
વળી સંત ખરીદી રાખજે
શંત ભવ વિષે પત, ભાર છે,
દાતાર આ અવતારનો
સૃજનાર તે કિરતાર છે.

ભગવાનની દુકાન એમાં
માનવી મુનીમ છે,
સહુ ખાતાની સંભાળ લેવી
એ કૃપાળુ નીમ છે;
જમરાજ વહિવટ વ્યાજ માગે,
વ્યાજખી સરકાર છે.
દાતાર આ અવતારનો
સૃજનાર તે કિરતાર છે.

સંસાર મધ્યે યાર!
શુભ આચાર સોદા તોળવા,
આભંર અરે માનવ!
નહિંજ પાતાળજળમાં બોળવા;
પાતાળથી નિકાલ નહિ,
વિકરાળ એ વિસ્તાર છે,
દાતાર આ અવતારનો
સૃજનાર તે કિરતાર છે.

ધર ધ્યાન, રાખી સાન,
માનવી! માન મારૂં ચિત્તમાં;
રસકસ વગર સંસારનો
થા વશ પ્રભુની પ્રીતમાં;
આરામ દેશે પ્રભુ જે
બ્હેરામનો આધાર છે,
દાતાર આ અવતારનો
સૃજનાર તે કિરતાર છે.

[ મરહુમ બેહરામજી મલબારી—
( નીતિવિનોદ) ]

આજ મને અવકાશ ક્યાં ?
કરીશ કાલ એ કાજ;
જે મૂર્ખો આવું બકે,
તેના બૂરા હવાલ.
એક ઘડીપર ભાવ ક્યાં ?
કોણે દીઠી કાલ ?
કાલ કાળ થઈ આવશે,
ઊડી જશે વહાણ.
તરિયો તે તુંજ બાપનું,
આગળ ઘોર અખાત;
વાટ જોઈ બેસી રહે,
રહીશ ઘસતો હાથ.
ભવપાણી આવી ચઢે,
તરવું અતિ મુશ્કેલ;
મોજાં ચઢશે જોસથી,
સમજ વેઠિયા બેલ !
નવ કરતો તું વાયદા,
કરજે સઘળું હાલ;
ભુંડા ભવિષ્યના પેટમાં,
ગુપ્ત કાળ વિકરાળ.
જે કરવું તે આજ કર,
કાલે શો અવકાશ ?
[મરહુમ બેહરામજી મલબારી-
(નીતિવિનોદ)]

ઘણું કાલ કાલે નડે,
આજથકી શુભ આસ.

ટુંકી મુદ્દત માનવી!
નિત્ય આગળી થાય;

વધે કામ ક્ષણ ક્ષણ જમે,
આયુષ ઘટતું જાય.

માટે માગે સુખ બે
બન્ને ભવની માંય;

કાલ ભરોંસે ના સુખશ;
કર જે હમણાં થાય.

અગવડથી સગવડ મળે,
દુઃખ વેઠયે સુખ હોય;

કામ કરી આરામ કર,
નહિ તો પાછળ રોય.

ખસડી જઇ આ ઘરથકી,
પૂછશે જમ આ સવાલ;

જવાબ શો બ્હેરામ દે?
કિયા કામની કાલ?

[મરહુમ બેહરામજી મલબારી-
(નીતિવિનોદ)]

મરણ સમે ગભરાશો રે,
સહુ મરણ સમે ગભરાશો;
પાપથી વેગળા ન્હાસો રે,
સહુ મરણ સમે ગભરાશો.
પાપની થાપથી
ખાકળા વસજો,
જીત્યો કામ તે જીવ્યો
ખાસો રે; સહુ૰
સુખ સંસારી
હઠાવીને હસજો,
નથી ફરવા સો
કે પચાસો રે; સહુ૰
જુવાની દિવાની રાખો
સદ્ગુણ સાથે,
એના કપટે ચપટ
સપડાશો રે; સહુ૰
લોભની જાળને રાખો
ન માથે,
સુખ ઉંડા પડશે
દુઃખ પાસો રે; સહુ૰
પરનિંદાથકી હાથ ઉઠાવો,
ના પ્હેરો પાપકિરો
ફાંસો રે; સહુ૰
[ મરહુમ બેહરામજી મલબારી–
( નીતિવિનોદ ) ]

સૌને ભણ્વા લાભ
માટે વધાવો,
પરસુખથી ન નાંખો
નિસાસો રે; સહુ૦
તજી અતિ આળસ
કામમાં ગુંથાય,
જગ જાણો બે દિવસનો
વાસો રે; સહુ૦
ચોરી લૂંટી અંતે બાંધો
લંગોટી,
ત્યારે થાઓ ન જૂઠ
જગદાસો રે; સહુ૦
જાણી બુઝી કોઈ
જાઓ ન નરકે,
મળશે નહિ ત્યાં કો
દિલાસો રે; સહુ૦
ચિત્તમાં ચાહો જો
સિધારવા સ્વર્ગે;
તો બ્હેરામ વેણ
તપાસો રે! સહુ૦

[મરહુમ બેહરામજી
મલબારી (નીતિવિનોદ)]

અરે જુવાનો! તમો નબરવસ ના રહેતા કે જુવાની હંમેશાં રહેશે. દુધનો ઉભરો અને જુવાનીનું જોબન થોડીવારજ રહે છે. ગએલી જુવાની પાછી આવતી નથી. કહેવત છે કે ઉજડ જગા ફરીથી વસે, નિર્ધન કોઈ દીવસ ધનવાન થાય, પણ જુવાની જે જાય તે પાછી નહી મળે. માટે જુવાનીને ડહાપણ અને જુગતીથી જોગવજો. ધન્ય છે તે જુવાન નર કે નારીને જે પોતાની જુવાનીની મગરૂરીમાં મસ્ત નહી થતાં નમનતાઈથી નેક વિચારે, નેક બોલે અને નેક કામો કરે. ધન્ય છે તે જુવાન નર કે નારીને કે જે ખુદાનો ડર રાખીને અંતઃકરણના અવાજને માન આપી ભલી વર્તણુક રાખે. અંતઃકરણના અવાજને માન આપી ચાલવાથી આપણા આત્માને ઘણું સુખ મળે છે.

જુવાનીમાં સુસ્તી અને આલસાઈ છોડી મહેનત કરો. જઈફી અને બુઢાપામાં તેટલું જોર રહેશે નહી. કુદરતે જુવાની સાથે હિમત અને મોટી મોટી આશાઓ જોડી છે તે સારી નેમથી જોડી છે.

( મી० અ. ખ. વેસાવેવાલા. )

દોસ્તો સાથે એકદીલથી વર્તજે; સ્વતંત્ર દેખાવવાલા અનુભવી અને ચાલાક શખ્સોનો દોસ્ત થજે. ઘણા દોસ્તોવાલો થજે જેથી તું નેકનામ થાય. જુના દોસ્તને નવો દોસ્ત કરજે, કારણ કે જુનો દોસ્ત જુના સરાબની મીસાલે છે, જેમ જેમ તે વધારે જુનો થતો જાય છે, તેમ તેમ તે પાદશાહોને પીવામાં વધારે સારો ને લાયક થાય છે. તારા હાથ નીચેનાઓ સાથ સારી રીતે વર્તજે, દોલત દરજાની જરાખી તકોબરી કરતો ના, કારણ કે તે એકને એક ઠેકાણે રહેતી નથી પણ એક પંખેરૂ જેમ એક ઝાડપરથી બીજા ઝાડ ઉપર ઉડે છે, તેમ દોલત પણ બીજાનાં હાથમાં જાય છે. અને આ ઉપદેશ યાદ રાખવી કે આપણે સર્વ શું નાના કે મોટા, શેઠ કે વાણોતર, ચહડતી પંકિતના, કે ઉતરતી પંક્તિના સર્વ મરણ બાદ ઇનસાફ માટે એકજ જગાએ જવાના છીએ. પડોસી સાથની વર્તણુક માટે આદરબાદ કહે છે કે જો તું ઇચ્છે કે કોઇ શખ્સ તુંને બુરૂં બોલે નહીં તો તું પણ તેઓને બુરૂં બોલતો ના. ભલાં ફરમાન બજા લાવનાર થજે કે જેથી તું સારો ફાયદો મેળવનાર થાય.

( દસ્તુર આદરબાદ મારેસ્પંદની નસિહતો. )

ફીનાખોર શખ્સથી ઘણો બીહને રહેજે, અને તેનેથી દુર રહેજે. આદમી ઉપર વેર રાખતો ના, તિક્ષણ સખુન તપાસીને બોલજે, કારણ કે સખુન જેમ કહેલા સારા તેમ જાળવવા બી સારા છે, માટે તે બોલવા કરતાં જાળવવા બેહતર છે. માણુસે વગર વિચારનું અને બેહુદું બોલવાની ટેવ રાખવી નહી, કારણકે વગર વિચારનો બેહુંદો સખુન એવો તો નાશકારક છે કે જાણે આતશ, જે એ ઝાડીના જંગલમાં પડે છે તો તેમાનાં ચરંદા, પરંદા, તેમજ સઘળા નુકસાનકારક જાનવરોને બાળી નાંખે છે, તેમજ બેહુંદો સખુન શું સારાં કે શું નઠારાં માણુસને એકસરખી રીતે માઠું લગાડે છે.

આદમીને મદદ કરનારી વસ્તુ અક્કલ છે, અક્કલથી માણુસ પોતાને આફતોમાંથી છોડવે છે. અક્કલની દોલત કદી નાશ પામતી નથી. અક્કલ સઘળા સંકટ મટાડનારૂં, ઇલાજ કરનારૂં, મોટો મરતબો પામવાનું, અને સઘલી રીતે સુખી રહેવાનું એકનું એક સાધન છે. અક્કલથી ગ્યાનને પ્રકાશ મળે છે, જેની પાસ અક્કલ છે તે દોલત છે.

(દસ્તુર આદરબાદ મારેસ્પંદની નસિહતો.)

જીંદગી માણસે કેવી રીતે ગુજારવી તે વિષે જુદા જુદા લખનારાઓ જુદા જુદા વિચારો જણાવે છે. કોઇ કહે છે જીંદગી જેમ બને તેમ દુ:ખ અને દલગીરીથી છટકી જવામાં અને મોજમજાહ ગુજારવામાં ગુજારવી. કોઇ કહે છે કે જીંદગી ગુજારવામાં સમભાવ રાખવો યાને જો દુ:ખ આવી પડે તો તે વગર દલગીરીએ ખમવાં તેમજ સુખ યા મોજ મળે તો તેની વગર મજાહ લેવે જાણે તે હોય તોબી સરખાં અને નહીં હોય તોબી સરખાં તેવી રીતે તે તરફ બેદરકાર રહેવું. કોઇ કહે છે કે સંસાર ત્યાગ કરવો અને ચોક્સ ઉમરે સંસાર છોડી જંગલવાસી કરવો, અને ખુદાઇ ધ્યાનમાં મશગુલ રહેવું. કોઇ કહે છે કે તન ફના થવાનું છે અને આત્મા અમર છે માટે તનની જાળવણી, તનને પંપાળવામાં જરાબી વખત રોકવો નહી કે જેથી પાપી ઇચ્છાઓ મનમાં દાખલ થાય નહીં. દેહકષ્ટ કરવું અને હાથે કરી આ શરીર ઉપર દુ:ખ લાવવું અને તેને નબળું બનાવવું કે જેથી આત્માને મુક્તિ મળે.

(બી૦. અ. ખ. વેસાવેવાલા.)

ધન માલની મેહેરબાંની જયારે તે દાતાર તાહરી ઉપર, કરે, તયારે તુનેબી લાજમ છે કે વગર ધનમા-લનાં અને દુખયાં ભુખયાં શખસોની ઉપર મેહરબાની અને મોહબતની નજરથી જોય. કારણ કે કઠણ દીલ અને સાંકડી આંખવાલા દોલતમંદ શખસોને, બેઉ જહાંનની નેઆમત અને સગવડનો ભોગ આપીને શેવટે ફીટકાર અને અંધકારમાં ડટાવું પડે છે. માણુસ જાતમાં જેમ પાક મોહબતનો જોશો હોય છે, તેજ મીસાલે પાક ગુસાનો જોશોબી હોય છે. અને એક શખસ મધેની ખરી નેકીનો ઝલકાત સઉથી વધારે દીપકતો તયારેજ દેખાય છે, કે જયારે તે પેલા પવીતર ગુસાની અ-સરથી બીલેલો બને છે. અખારા કરવાથી ઘણી એબો છુપી રહી શકે છે તે ખરૂં છે, પણ તેમ કરતાં ઘણી ખુબીઓનો ઝલકાતબી દબાઇ રહે છે તેમાં શક નથી. વાસતે પાક મોહબતના તેમજ પાક ગુસસાના જોશાને કામે લગાડતા રેહવામાંજ ફાયદો છે.

( મનસુખી નીતી વચનનાં ગોહરો. )

બુરી કરણી કરીને ભલાઇની આસા રાખવી, તે ગોઆ હલામાં બીઆં વાવીને સેવટે તોફાની પવનનીજ કાપણી શીવાય બીજી ચીજની આશા રાખવાની મુરખાઇ જેવું છે. જે ભુલ એક નયાચીસ કરે, અથવા જે ભુલ એક રાજા કરે,—અને જે ભુલ એક લશકરી સરદાર કરે, તે સઘલાંના માઠાં પરીણામનો બોજો સેવટે ગરીબ રઇઅતનેજ સોસવો પડે છે. એક વીદવાનના મત મુજબ એવી ભુલ તે ગોઆ જોશબંધ વેહતાં પાણીનો એક ધોધ છે, કે જેનુ અસલ મુલ ઊંચો પાહડ છે, પણ સેવટે તે નીચાણુ જમીન પરનીજ ચીજોને ખણી ફોડી નાબુદ કરે છે.

બદ નીષટાની અને લોભલાલચ ભરેલી ગરીબાઇની પીઠ, તકોબરી ભરેલા તવંગરીના પગ આગલ સદા વાંકી વલેલી રેહ છે. પણ જે સતજંના ગરીબો, ખોદાતાલાની તરફથી જે આવી પડે તે હીમતથી બરદાસત કરનારા હોય છે, તેવા ગરીબો તો પેલા અભિમાની ભરેલા તવંગરોને મોટા અવાજનાં પોકલ ઢોલની મીસાલનાં ગણીને, ખરેપગે ઉભા રહીને, ધીકારથી સામી ઠોકડ મારી ચાલી જાય છે.

( મનશ્રુખી નીતી વચનનાં ગોહરો. )

(શેખ સાદીના "ગુલિસ્તાં" ઉપરથી.)

જે વ્યક્તી કોઇ ઘમણ્ડી આદમીને ઉપદેશ કરે છે તે ખુદ નસીહતનું મોહતાજ છે!

જે માણુસ શક્તીવાન છે છતાં ભલાઇ નથી કરતું તો તેને તે શક્તીના જવા પછી ભલાઇને માટે પોતેજ મોહતાજ રેહેવું પડે છે!

કોઇના છુપાયલા અયબને ખોલો ના, તેનાથી તમારીપરનો વીશ્વાસ ઉઠી જશે!

કેળવણી લઇને તે વીદયાનો ઉપયોગ નહીં કરવો, એ જમીન ખોડીને તેમાં બીજ નહીં બોવા સમાન છે!

જેના આંગલાઓમાં જોર નથી તે જો કોઇથી પંજો લડાવે તો તેમાં તેનીજ મુર્ખાઇ છે!

* * *

ગુણહીણ ગુણવાનોથી દવેસ કરે છે!

અગર પત્થર હાથમાં હોય અને સાંપ નીચે તો તે વખતે વીચાર કરવા થોભવું નહીં!

અગર કોઇ અકલમંદ બેઅકલીઓ સાથે તકરાર કરે તો તેમાં તેણે કીરતીની આશા તો નહીંજ રાખવી!

જે મીત્રને તમે બહુ લાંબા વખત પછી પાછો મેળવ્યો છે તેને નીભાવી લેવાની બધી કોશીશ કરો!

બે વાત અશક્ય છે: એક તો આપણી હદ ઉપરાંત ખાવું, અને બીજું મઓત પહેલાં મરવું!

(શેખ સાદીના "ગુલિસ્તાં" ઉપરથી.)

---

એક દીવસ ખલીફા હારૂં રશીદના એક શાહઝાદાએ ગુસ્સાથી પોતાના પીદર આગળ જઇ કહયું "મને ફલાણા સીપાહના છોકાએ ગાળો ભાંડી!"

બાદશાહે વઝીરોને તે બાબતમાં શું કરવું તે પુછયું, જેથી કોઇએ કહયું. "ગાળો ભાંડનારને કયદ કરો." કોઇ કહે "તેને મારી નાંખો."

નેક ખલીફાએ શાહઝાદાને કહયું. "બેટા, ઉત્તમ તો એ છે કે તેને તમે દરગુઝર કરો, ગાળો ભાંડનારને માફી આપો! અગર માફી નહીં આપી શકતા હોય તોજ લાચારીએ તેને ગાળોના બદલામાં તમેબી ગાળો ભાંડી આપો!!"

* * *

એક માણસપર કોઇ માંગનારના રૂપીઆ ચઢી ગયા હતા, જે માંગનાર દરરોજ આવીને તે બીચારા ગરીબને સતાવતો અને હઝાર તાણા ટપલા મારી સખત શબ્દો કેહેતો જે પેલો ચુપચાપ સાંભલી લેતો!

એક ચતુરે તે મામલો જોઇને કહયું. "ઇચ્છાનું ટાલવું એટલું ખધું કઠણ નથી જેટલું કે માંગનારનું માંગવું! કસાઇઓના તગાદા સેહેવવાના કરતાં તો માંસની આશામાં મરી જવુંજ સારૂં છે!"

(શેખ સાદીના "ગુલિસ્તાં" ઉપરથી.)

---

દુશ્મનની સલાહની વીરૂધ કામ કરવું તેજ અક્કલમંદી છે! અગર તે તમને તીર સમાન સીધી રાહ બતાવે તોબી તે રસ્તો છોડી દો અને ઉલટોજ રસ્તો પકડો.

એવા સખત ના બનો કે લોકો તમારેથી બીહી જાય, અને એટલા નરમબી ના બનો કે લોકો તમારે માથે ચઢે!

બે માણસો રાજ્ય અને ધર્મના દુશ્મન છે: એક તો નીરદયી રાજા અને બીજો મુર્ખ સાધુ!

રાજાઓને લાઝમ છે કે તેઓ પોતાના દુશ્મનપરબી એટલો બધો ગુસ્સો નહીં કરે કે જેથી તેમના મીત્રોના મનમાંબી ખટકી બેસી જાય!

સાંપના માથાને તમારા દુશ્મનના હાથથી કચડાવી નખાવો! યાનો સાંપ મરશે યા દુશ્મનથી તમારૂં ગલું છુટશે!!

* * *

એક બુઢાને લોકોએ પુછયું. "શાદી કેમ નથી કરતા?"

તેણે જવાબ આપ્યો "હું બુઢી ઓરત પરણવા માંગતો નથી."

પાછો સવાલ થયો "તો કોઇ જવાન ઓરત સાથે કેમ નથી પરણતા?"

જવાબ મલ્યો "જ્યારે હું બુઢો હોવા છતાં બુઢી સ્ત્રી પરણવા ચાહતો નથી તો જવાન ઓરત મારા જેવા બુઢાને કેમ ચાહશે?"

* * *

( [illegible] આદીના " ગુલિસ્તાં "
ઉપરથી.)

[illegible]ક ફકીર દુનીયા છોડીને જં-
[illegible]માં રહેવા લાગ્યો. એક દીવસે
[illegible]શાહની સવારી તે તરફથી
નીક[illegible] જેપર ફકીરે કાંઇજ ધ્યાન
નહીં આપ્યું!

[illegible]ીરે જમીને પેલા ફકીરને
કહ્યું " ફકીર, બાદશાહ સલામત
તમારી સામેથી નીકળ્યાં છતાં તમે
તેમણને કાંઇપણ માન નહીં આપ્યું
તેનું શું કારણ?"

ફકીરે જવાબ આપ્યો " શાહો
અને શહેનશાહોએ તો તેઓથી
માનની આશા રાખવી કે જેઓ
તેમને ચાહતા હોય! અમો ફકીર
ફોક[illegible] તો દુનીયાજ છોડીને બેઠેલા
છી[illegible] એટલે રાજા બાદશાહથી
અમને શું!"

રાજા તો પ્રજાની રક્ષાને માટે છે,
અને નહીં કે તેમની બંદગી સલામ
માટે!!"

* * *

[illegible]ષ્ટો પર દયા કરવી તે સજ-
જનો પર અત્યાચાર કરવા બરો-
બર છે!

રાજાઓની દોસ્તી અને બાળકોની
મીઠી મીઠી વાતોપર ભરોસો નહીં
રાખવો!

[illegible] કોઇ નીરબલ શત્રુ તમારો
સા[illegible] મીત્રના કરે તો તમને તેનાથી
[illegible]ગારે સચેત રહેવું જોઇએ?
જ્યારે મીત્રની સચ્ચાઇનો ભરોસો
નથી, તો પછી શત્રુઓની ખુશામ-
નો શો વીશવાસ?

(શેખ સાદીના " ગુલિસ્તાં "
ઉપરથી)

હું દમાસ્કના એક ઓલીયાની કબર પર બેઠો હતો એવામાં અરબ દેશનો એક અત્યાચારી બાદશાહ કબર પાસે દૂઆ ગુઝારવા આવ્યો. નમાઝ પઢ્યા પછી તે મને કહેવા લાગ્યો " હું આજકાલ મારા એક દુશ્મનને હાથે તંગ આવી ગયો છું, માટે તમે મારે લીધે દૂઆ કરો.

મેં જવાબ આપ્યો " અગર જો તમે તમારા દુશ્મનને હાથે બચવા માંગતા હોય તો તમારી ગરીબ રઈયત પર દયા કરો."

* * *

એક ઝુલ્મી બાદશાહે એક ફકીરને પુછ્યું ' મારે લોકપ્રીય થવા માટે શું કરવું જોઈએ ?'

જવાબ મલ્યો " તમારે આખો દીવસ સુઈ રહેવું. જોઈએ કે જેથી તમે તમારી જાગૃત રઈયતપર ઝુલ્મ નહીં કરી શકો ! "

મારી જવાનીમાં મેં એક દીવસે માતાને કાંઈ કઠોર વાત કહી ! માદર દુઃખી થઈને એક ખુણામાં જઈ બેઠી અને રડીને બોલી " બચપણ ભુલી ગયા, જેથી એવી વાતો હવે મોંઢામાંથી નીકલી રહી છે ! "

## (મીસીસ એલનના લેખ ઉપરથી.)

બુરાઈ કરવા અથવા ભલાઈ કરવાની શક્તી તમારી પોતાની અંદરજ મઓજુદ છે. હવે તમે પોતેજ બતાવો કે તમે બુરાઈ કરશો કે ભલાઈ? શામાં બુરાઈ છે અને શામાં ભલાઈ છે તે વાતની તો તમને સમજ છે, તો બોલો હવે તમે બુરી વાતને ગ્રહણ કરશો કે ભલી વાતોને? તમે પોતેજ તમારા વીચારો અને કામોનાં પસંદ કરવાવાલા છો. તમેજ તમારી હાલતના બનાવનાર છો. જે કાંઈ બી તમે કરવા માંગો છો તેની શક્તી તમારામાં મઓજુદ છે, માટે તમે ચાહો તો પ્રેમ અને સત્ય ગ્રહણ કરો કે ચાહો તો દ્વેશ અને કલેશ તે! બધું તમારા હાથમાં છે.

ફુલ મીસાલ તમારી મીનદગીને બનાવો. જેમ ફુલ પોતાની ખુશબોથી લોકોને લાભ પહોંચાડે છે તેમ તમેબી સદા બીજાઓને લાભ કરતા રહો.

જો તમે પુર્ણ ગ્નાન પ્રાપ્ત કરવા માંગતા હોય તો પહેલાં પુર્ણ પ્રેમને પ્રાપ્ત કરો.

જો તમે ઉંચા દરજ્જાપર ચડવા માંગતા હોય તો નીર ઉપર તમારા અંતકરણને દયા અને પ્રેમથી ભરપુર રાખો.

દુનીયાની તકલીફી લાલચ છોડો, અને તે વસ્તુ મેળવો કે જેમાં બધુંજ છે.

(મીસીસ એલનના "મૉરનીંગ એન્ડ ઇવનીંગ થોટ્સ" ઉપરથી.)

---

આપણી ઝીનદગીનો દરેક દીવસ એક નવીજ ઝીનદગીની શુરૂઆત સમાન છે જે દીને આપણે ગઇ કાલ કરતાં વધારે ઉત્તમતા અને અક્કલમંદીથી વીચાર અને કામ કરવા જોઇએ.

એક આખા દીવસમાં તમે શું શું કીધું છે અને તે કામોમાં તમે ભૂલ કીધી છે કે કાંઇ ભલાઇ વાપરી છે તેનો જો સુતી વખતે વીચાર કરશો અને થઇ ગયલી ભુલ માટે પાક ખુદાની માફીચાહી ફરી એમ નહીં કરવા મક્કમ થશો તો તમે ઘણા આગલ દરરોઝ વધતા જશો.

દુનીયામાં ત્યાં સુધી કોઇખી ઉન્નતી કે સફળતા નથી થઇ શકતી જ્યાં સુધી સ્વાર્થની આહુતી અપાય! જેમ વધારે માણસ વીષયવાસનાઓને તજી દેશે અને પોતાની ઉપર વીશવાસ કરતા શીખશે તેમ વધારે કુદરતની પવીત્ર મદદ તેને ફત્તેહના રસ્તાપર દોરવી જશે.

"ફલાણું તો મારાથી નહીં થાય." એવું ન વીચારી હારી નહીં ખાનારાઓ તથા આપસ્વાર્થથી બાઝ રહી બીજાને ફાયદો આપવા ચાહનારાઓ પોતે વીર, સાહસી, સાચ્ચા અને ઇમાનદાર બને છે.

(મીસીસ એલનના લેખ ઉપરથી.)

મનની શાંતી માનના એક સુંદર રત્ન સમાન છે. માણસને જેમ જેમ ખ્યાલ આવતો જશે કે મારા વીચારોથી 'મારી દુનીયા' તૈયાર થાય છે તેમ તેમ તે શાંત ચીત થતું જશે અને તેથી તેની સદબુધ્ધી વધતી જશે અને તે તમામ અંદરની વીચારને બાહરની ચીજોના યંત્ર સમાન ગણીને નમ્ર સારા વીચારો લાવી ગુલગપાડા હાંકવાનું-ફુંફા કરવાનું-એકલ બેદીલ થવાનું છોડી દઈ ગંભીર અને ભલું બનશે.

તમારા કામોને અચ્છી તરેહ સમજી લો અને તમે પોતે તમારા કામો કરો. જેટલા તમે તમારા અંતર-આત્માને અનુસાર કામ કરશો અને વીવેકશકતીથી કામ લેશો તેટલા તમે ફતેહમંદ બનશો અને રફતા રફતા ઉનતી કરી કરીને ઉંચા દરજાપર પહોંચી જશો, અને તમારા ઉદાર વીચારો દ્વારા જીનદગીની સુંદરતા ધીરે ધીરે તમોપર પ્રગટ થતી જશે. પાક પરવરદેગાર ભલા મહેનતુનો મદદગાર છે તેનો ખ્યાલ રાખીને તમારી પોતાની બાજુપર વીશવાસ મુકીને તમારા કામમાં આગળ વધ્યા જશો તો સફળતા જરૂરજ પ્રાપ્ત થશે અને વલી મનને વશમાં લેવાથી તમારી શકતી અને જોર ઘણી વધારે વધી જશે.

( મીસીસ એલનના લેખ ઉપરથી.)

હું બીજાઓ તરફ કેવી ચાલથી ચાલું છું, તેમને માટે હું શું કરું છું, હું બીજાઓ માટે કેવા વીચારો ધરાઉં છું, બીજાઓ તરફ હું ભલાઈ અને ભલમનસાઈ વાપરું છું કે એવા એવા સવાલો દરેક માણસ રાત્રે સુતી વખતે પોતાને પુછે તો તે શાંત વખતમાં તેને પોતાની ભુલોનો પતો મલી જાય. અને તેને બીજી સહવારથી પોતાની જે જે ભૂલો થઇ હોય તે સુધારવાનું સાન થઇ તે તેમ કરી બીજાને અને પોતાને ખુશ રાખી શકે.

દરેકે દરેક જીવની સાથે હંમેશા પ્રેમ રાખવાથીજ સાચ્ચી ઝીંનદગી ભોગવી શકાય છે. એ વાત જાણનાર નેક આદમી પ્રેમમાં લીન થઇ જાય છે જેથી તે કોઇ સાથે વેરભાવ રાખતું નથી કે કોઇથી દવેશ કરતું નથી કે કોઇની નીનદા કરતું નથી અને બધાને પોતાના દોસ્ત સમજી કોઇનેબી દુશ્મન તરીકે ગણતું નથી.

નીઃસ્વાર્થ પ્રેમથી બધા પ્રકારના પાપોનો નાશ થઇ જાય છે અને વેર વીરોધ ઇરષા દવેસના કાલા મોહ થાય છે !

## ( મીસીસ એલનના લેખ ઉપરથી. )

જ્યારે પાપ અને સ્વાર્થનો નાશ થાય છે ત્યારે હરદયમાં પરમ આનંદ થાય છે.

ખુશી તેજ અંતકરણમાં વસે છે, જે બુરી મતલબ વગરનું; શાંત અને આયનાની સાફ છે.

જે હરદય મલીન, ઇરષાવાલું, અને દવેશથી ભરેલું છે તે આનંદથી વંચીત છે, સ્વાર્થી. માણસોથી આનંદ કોસો દુર છે.

જેમ પ્રેમાલુ દયાલુ છે અને જેનામાં નીઃસ્વાર્થ કુટી કુટીને ભરેલું છે તે સદા શાદમાનીમાં છે તેનો ચેહેરો ખુશનુમાં છે અને તેનાં ઘરમાં હંમેશા ખુશી છે.

જેમ જેમ એક માણસ બીજા માણસોના દોષ જોવાનું છોડે છે તેમ તેમ તે પાપ, સોગ, અને સંતાપથી મુકત થતું જાય છે.

પવીત્ર હરદયમાં ઇરષા, દવેશ, સ્વાર્થ અને પક્ષપાતને માટેની જગ્યાજ હોતી નથી.

જો લોકોને ફકટ એટલીજ એક વાત સમજમાં ઉતરી જાય કે જેના અંતકરણમાં પાપ છે તેને હંમેશા સોગ, અને પશ્ચતાપ થશે અને જેના મનમાં દવેશ છે તે અંને નક્કીજ દુખી થઇ કષ્ટ ઉઠાવશે અને માનસીક ચીંતાની સાથેસાથ તેને શારીરીક વેદનાઓ થશે તો તેવી સમજના માણસો પ્રેમમાં લીન થઇ જઇ દયા અને કરૂણાના રસમાં ભીંજાઇ જશે.

(શેખ સાદીના "ગુલસ્તાં" ઉપરથી.)

---

જવાનીનો મારા દોસ્તોમાં એક ગબરૂ બહુ ખુશમીઝાજ, હસ્તા ચેહેરાનો, રંગીલો, મોજીલો હતો. સહેગરથી શું તે તે કદીબી સમજતોજ નહીં હતો! થોડા વરસ પછી સંજોગે તે મહને મલ્યો તો તે ઉદાસ ચેહેરેનો જણાયો! મેં તેને તેની દીલગીરીનું કારણ પુછતાં કહયું. "તમારો તે અસલી શોકરસ હવે સોગરસમાં કેમ બદલાયો? તે સૃંગાર કયાં ગયો? હસતો રમતો ચેહેરો કેમ બદલાયો?"

તેણે જવાબ આપ્યો "હું પરણ્યો છું, બચ્ચાં છોકરાંવાલો થયો છું તો હવે તે ખેલાડીપણું ક્યાંથી લાઉ? વખતનાં ઢોળ વખતેજ છાજે!"

* * *

એક ચતુર યુવકનો નીયમ હતો કે બુધ્ધીમાનોની સભામાં બેસતો તો તદનજ ચુપચાપ રેહેતો! લોકોએ તેને કહયું. "તમેબી કોઇ નાઇવાર કોઇ કોઇ બાબતપર બોલ્યા કરો."

તેણે જવાબ આપ્યો "એવું નહીં બની જાય કે અકલમંદો જે બાબત માટે મને પુછે તેનો જવાબ આપતી વખતે મને ન આવડતું હોય તેથી લજજીત થવું પડે! ખામુશી બેહઝ બેગુઇ વલેગીરી નામુશી!"

## નસીહત.

પલંગપર પડી રહેવાવાલું બચ્ચું-બી કેમ આગલ વધવું તેની ફીકર કરે છે! તે જોકે ચુપચાપ પડીને રમે છે. અને મોજથી ખેલ કરે છે તોબી તેનાથી નહીં ધરાઇને ઉઠવા માંગે છે! ઘડી ઘડી પડી જવા છતાંબી તે ઉઠવાનીજ કોશીશ કરે છે! પડી પડીનેબી તે ચાલતાં શીખે છે, અને ચાલતાં ચાલતાં ટપકાઇ જાય છે ત્યારે તેને જે ગુસ્સો પેદા થાય છે તેને તે અનેક ચેન ચાલાઓથી પ્રગટ કરે છે! આ બચ્ચાના દાખલા ઉપરથીજ માણુસ સમજી શકે કે તેને આ દુનીયામાં રહતા રહતા આગલ અને આગલજ વધવાનું છે અને તેને ઉત્તમ કામો કરવાના છે.

દુનીયામાં કોઇ ગરીબ છે, કોઇનું જ્ઞાન થોડું છે, લેકીન તેમને ધીક્કારવાનું કામ તમારૂં નથી તે સદા યાદ રાખો. મરયાદાયા ઇજ્જતનો ખ્યાલ હંમેશાં હોવોજ જોઇએ. એક માણુસ ચાહે તેટલો ઉંચી પદવીપર હોય તેથી તે નીચી પદવીવાલાને ધીક્કારે એ ઇઝ્ઝતથી ઉલટી વાત છે! રાજા-રઇયત, પીદર પીસર, મોટા છોટા, ભાઇ-બંધુ, મરદ-ઓરત બધાનો ઇજ્જતથી ખ્યાલ રાખવો જોઇએ. જો તમે બીજાને ઇઝ્ઝત આપશો તોજ તમને બીજા ઇજ્જત આપશે.

## નસીહત.

આફતાબ રાતની અંધારી દુર કરીને પ્રકાશી લોકોને દીવસનો ઉજાળો અને ગરમી આપે છે ગોયા દુનીયાની ગરમીને તે નવી ઝીનદગી હરરોઝ બતાવે છે! જૂઓ, તેના ઉગવાથી પક્ષીઓ ઉઠી એક બીજાને જગાડી પાક ખુદાની બંદગી કરે છે!

તમે માણસો શું કરી રહયા છો? નદીની માફક બીજાને ફાયદો કરો છો? આફતાબની માફક બીજાની ઝીનદગીને નવી અને ઉજાસદાર કરવામાં મદદ આપો છો? પક્ષીઓની માફક બંદગી કરી તે બંદગીમાં બીજાઓને શામીલ કરો છો કે?

ગવૈઆના મધુર કંઠમાંથી નીકલતા ગાયણો મનને જીતી લે છે, સારા ચીત્રો બનાવવાવાલા કારીગરનું ચીત્ર જોવાથી મનરંજન થાય છે, મગર આ જગતમાં ધરમ, અક્કલમંદી અને દઔલત નહીં હોય તો કાંઇબી નથી! ગાયણકાર વગર ચાલશે, ચીત્ર વગર ચાલશે, મગર જે શહેરમાં ધરમ, દાનાઈ અને દઔલત નહીં હશે તે નકામું ગણાશે. ફુળ ખુશબુ તો આપશે. મગર તે કરમાઇ જશે, જ્યારે દઔલત, દાનશમંદી અને ધાર્મીક નીતીથી ફેલાયલી નહી સદા કયામ રહેશે.

## નસીહત.

આ નાશકારક દુનીયામાં જે મા-માણસ સુખને મેળવવા ફત્તેહમંદ બને છે તેજ ખરૂં માણસ છે.

આ જગતમાં ગરમી—આગ, સરદી તુફાન, તડકો દુખ એ બધાથી માણસોને પોતાને બચાવવા પડે છે. માણસો જે અન્નને રોઝ ખઈને પોતાના જાનને બચાવે છે તે અનાજ કેમ બને છે અને તેને કેમ સાચવવામાં આવે છે તેનો જો ઉંડો વીચાર કરવામાં આવે તો બહુ મોટી વાત છે: તુફાની વરસાદ, તડકાની સખતી, તીડ ઉંદરનો ઝુલમ એ બધાથી બચીને અનાજ આપણે ત્યાં આવે છે.

ટુંકમાં, મતલબ એ કે આ દુનીયામાં ચારો તરફ મઓતની છાયાની વચે ઝીનદગીનો ભરોસો બાંધવો પડે છે યાને ચારો તરફના દુખ વચે સુખ મેલવાની તજવીજ કરવી પડે છે. આવી હાલતમાં જે સુખના ખરા રસ્તાને પીછાણીને ચાલે છે તેજ દુનીયામાં શાદમાની પામે છે.

કોઈ સારી ચીઝ મેલવવાની તમને ચાહ નહીં હોય તો તમે આગલ વધી શકશો નહીં, લેકીન જે ચીઝ મેલવવાનો તમને હક્ક નહીં હોય તેને માટે તમે આશા કરો તો તેને લોભનું નામ આપવું બેહેતર છે. લોભથી માણસો બહુ બુરા કામોમાં ફસી પડે છે.

**મરવાથી શું બિહે !—રે મુરખા!**
**મરવાથી શું બિહે? (ટેક)**

જીવતું મરશે, મૂવું જીવશે,
સૃષ્ટિ નિયમ નીતિ એ;
રે મુરખા ! ૦

ઊંઘ્યું જાગશે, જાગ્યું ઊંઘશે,
છે અનુક્રમ સ્થિતિ એ;
રે મુરખા ! ૦

હસતું રડશે, રડતું હસશે;
ઘણું હસી રોશે જરિયે;
રે મુરખા ! ૦

ચ્હડતી પડતી, નબળી સબળી,
જ્યાંત્યાં નિત દેખિયે;
રે મુરખા ! ૦

મરવુ એ જીવવાને માટે,
સુખી જે ઝટ મરી લિયે;
રે મુરખા ! ૦

જીવતો મૂવો જે કાયર જન,
જરી જરીમાં રડી દિયે;
રે મુરખા ! ૦

શૂરવીર તે કાર્ય કરી સિદ્ધ,
અમરાયુષ આમી પિયે;
રે મુરખા ! ૦

માટે ઉઠ, મેદાન પડી જા,
ખરી રીત ડહાપણની એ;
રે મુરખા ! ૦

રણિયો મરણિયો થઇ રણ ગજવે,
અનુભવ્યું અર્જુનજીએ;
રે મુરખા ! ૦

ઊઠ, ઊઠ, વીરા ! જલદી ઊઠ,
શ્રી શીખવે તે શીખિયે;
રે મુરખા ! ૦

( અનુભવિકા )

( મરહુમ બહેરામજી મલબારીના કાવ્યરત્નો પરથી )

જે આવ્યું તે જાય, જગતમાં
જે આવ્યું તે જાય. (ટેક)
આવ્યું જાશે, ઉગ્યું કરમાશે,
નિશ્ચલ નહિ જ ટકાય;
જગતમાં૦

ફારફેર કાયાનો કાયદો,
કાં રૈયત કાં રાય;
જગતમાં૦

વધી વધી સહુ ઘટવા માંડે,
ઘટિ ઘટિને જ વધાય;
જગતમાં૦

મ્હોટા ન્હાના, ન્હાના મ્હોટા,
એક બીજાને ખાય;
જગતમાં૦

કાયા એ જ કહું રોગ કારમો,
મરણુ જ તેનો ઉપાય,
જગતમાં૦

હો હા કરી શું બચી જવાનો?
અંતે હાયની હાય;
જગતમાં૦

વધુ સાચવી વધુ સંકોચાશે,
પડી પડી પૂંજી કટાય;
જગતમાં૦

નહિ સાચવશે. વ્હાલા વંશજ,
બીજે હાથે વ્હેંચાય;
જગતમાં૦

કીર્તિકોટ ચણી શું કરવાનો?
મહાન વીરો વિસરાય;
જગતમાં૦

કરવી હોય તો કરી લે ભલાઈ,
એથી જ જીવ જળવાય;
જગતમાં૦

(અનુભવિકા)

(મરહુમ બહેરામજી મલબારીના
કાવ્યરત્નો પરથી)

## નસીહત.

અક્લમંદો પહેલો ખોરાક પચ્યા પછી ખાએ છે, યોગી લોક એટલું ખાય છે કે જેથી જીવી શકાય, જવાનો પેટ ભરીને ખાએ છે, બુઢાઓ પસીનો પડે ત્યાં સુધી ખાયા કરે છે, જ્યારે લોભી કલન્દર તો દમ લેવાની જગા નહીં રહે ત્યાં સુધી ખા ખા કર્યાજ કરે છે!!

જેમ બાઝારી કુતરા શીકારી કુતરાઓને જોઇને દુરથીજ ધુરકે છે પણ પાસે જવાની હીમત કરી શકતા નથી, તેમ ખરાબ માણુસો સારા માણુસોને દેખી શકતા નથી!

બે દુશ્મન બનેલા માણુસોની વચ્ચે તમે કાંઇબી વાત કહો તે એવી સાવચેતીથી કહેજો કે અગર પેલા બેઉ પાછા દોસ્ત બને તો તે વખતે તમારી વાતને લીધે તમને તેમનાથી લજવાવું નહીં પડે!

જો માણુસ હંમેશા પ્યાર, નમનતાઇ, ભલાઇ, અને સંતોષના ગુણોથી દુર નહીં રહે તો અને સચ્ચાઇ અને ઇન્સાફી થવાથી બાઝ ન આવે તો આલામાં આલા જગ્યા પામે.

નદીનું પાણી રાતભર વહેવા છતાંબી હજી વહયાજ કરે છે અને તે તેમ કરીને પોતાના મીઠા પાણીથી બાગ બાગીચાના ઝાડોને હરાભરા કરે છે બાગબાનને જીવને ખુશી રાખે છે!

# ડાહ્યાં માણસોની ડાહી વાતો.

મધ્યમપણું ઘરમાં શાંતી લાવે છે, મગજને સમજશકતી આપે છે, આત્માને આતશી બનાવે છે, ગજવામાં સોનાનો ભાર ભરે છે, આટલું જરૂર યાદ રાખવું.— કાંઈપણ શારીરીક દુઃખ વગર મગજના દરદથી લોકો વધારે પીડાય છે. તમારો આત્મા જ્યાં સુધી સુખી અને નચીંત હશે નહી, ત્યાં સુધી શરીર ખીલવવાના ને મજબુત બનાવવાના સઘલા ઉપાયો કારગત લાગનાર નથી, તેથી ઉલટું આત્માની શાંતીથી શારીરીક શકતી પોતાની મેળે કોશેષ વગર આવતી જશે. તમે ઉંઘમાં પડો, તેની પાંચ મીનીટ અગાઉ ખુદાની યાદ ઘણાં જોશથી ને અંતરના પ્રેમથી કરજો, તમારી જીંદગી એકસો વરસની થશે. તમારા દુઃખો ટળી જશે, ને તમે આ તથા પેલી દુન્યાનું સુખ મેળવવા ભાગ્યશાલી થશો, અજમાવી જોજો.

# ડાહ્યા માણસોની ડાહી વાતો.

આપણી હાલની કેળવણી ને મોટે ભાગે ફક્ત મનની ખીલવણીજ છે, તેની પર તદન ભરૂસો મુકતાં નાં.—આપણે તો પરિણામ જોવાનું છે. તે માણસોને વધારે સારાં કરે છે ખરાં, પણ તે બધું ઉપરનુંજ વધારે તીક્ષણ નજરના ને ચપલ બનાવે છે, પણ તેમાં ડાહાપણનો અંશ ઘણો કમી હોય છે. વધારે પક્કા બનાવે છે ખરાં, પણ વધારે ઉમદા જીગરના બનાવી શકતાં નથી; બધું વધારે મેલવવાને આતુર, પણ વધારે સુખી નહિ. આવી રીતે જોતાં આવી ખીલવણી અકલપસંદ નથી.

ઇનસાન પોતે જે પણ હાલતમાં હોય, તેમાં મજાહ ભોગવી શકે છે, ક્યારે કે તે પગ જોઈ પાથરણું તાણનારો હોય, સાદી રોટલી ને ચટણીપર શુકરાના કરી જાણતો હોય, ને તને તથા મને તંદરોસ્ત હોય. આજનો દહાડો જે સુખનો ગયો તે ખરો, કાલ ઉઠીને ચાલ્યાં પણ જઇએ. પણ તે સુખના દહાડાને ખુદા ખુશ થાય એવી રીતે તપાસ કરજે, એવું સમજીને કે તું હયાં ચંદરો કાળ જીવવાનો છે.

## ડાહ્યાં માણસોની ડાહી વાતો.

તમે જેમ દુન્યાને જોવાની શકતી ધરાવો, તેમ તે તમને દેખાશે. તમે જો હસતા હશો તો તે તમને ખુશાલ જણાશે, તમારૂં દીલ દલગીર હશે, તો તે તમને રડતી જણાશે.

માણુસની જીંદગી બસો વરસની થાય, એ સંભવીત છે, અને બુઢાપાને લીધે જેમ કુદરતી ઉંઘ આવે તેમ નબળાઇને વશ થઇ આખર થઇ જાય. પણ ઇનસાન યા તો અફ્તાક્ઉપણાને લીધે કે યા તો મોજમજાહના ખોટા ખ્યાલથી હારવાઇ કુદરતના કાયદા હરપળ તોડયો જાય છે, ને પરિણામમાં કોઇ ભર જુવાન તો કોઇ મધ્યમ ઉમ્મર જે કોઇકજ કદાચ વધારે લાંબી ઉમર કાઢી શકે છે.

અંતરના આત્માના અવાજ વગર, આપણી ઉમદા શકતીઓ મંદ પડી રહે છે. આપણામાં રહેલી એ, ઝીણી ચીંગારીજ આગળ વધતાં મોટું ભડકું સેછે.

## સત્ય.

માનવી! જો તું સત્યનો સાથી થયો હોય, જો સત્યને તારાં અંતઃકરણથી ચાહાતો હોય તો, તું તારૂં દિલ સાચું રાખ. સત્યને કદી તું છોડતો ના. સત્યને વળગી રહ્યાથી તને કીર્તિનું તાજ મળશે. જે માણસનું દિલ સાચું અને ચોખ્ખું છે તે માણસનાં દિલમાં સત્યનું મુળ માલમ પડછે. તેના બોલવામાં ઠગાઈ અને લુચ્ચાઇ માલમ પડતી નથી. જુઠાઇથી તે શરમીંદો થઇ પડછે તથા ગભરાઇ જાયછે પણ સાચું બોલવામાં તેને કંઇ પણ દર રેહેતો નથી. સાચાં દિલવાલો માણસ પોતાની આબરૂનો મરતબો સાચવી રાખેછે. ઠગાઇ અને લુચ્ચાઇને તે પોતાનાં સર્વ દિલથી ધિક્કારેછે. તે પોતાના સર્વ ઠરાવમાં નિયમ પ્રમાણે ચાલેછે અને ગુચવણથી મોકળો રેહેછે.

(સ્વર્ગવાસી કરસનદાસ મુલજી ના "નીતી વચન" ઉપરથી.)

## દયા.

જે પ્રમાણે સુકાઇ ગયલાં ઝાડ-પાન અને ફળ ઉપર વસંતરૂતુના દેખાવથી લિલાસ અને ખુબસુરતી આવેછે, જે પ્રમાણે વેરાણ ખેતરમાં ઉનાળાની બક્ષિસથી પુષ્કળ અનાજ પાકેછે, તે પ્રમાણે અભાગ્ય લોકોની ઉપર દયા મોટી બક્ષિસ થઇ પડેછે. જે પુરૂષ બીજાની દયા કરેછે તે પુરૂષ બધાઓની દયા મેળવવાને લાયકનો થઇ પડે છે; પણ જે પુરૂષ દયા વગરનોછે તે દયા મેળવવાને મુદ્દલ લાયક નથી.

જે પ્રમાણે એક કસાઇને બકરાંની ચિચિયારીથી દયા ઉપજતી નથી, તે પ્રમાણે ક્રૂર કે ઘાતકી માણસનાં દિલમાં કોઇનું દુઃખ જોઇને દયા ઉપજતી નથી. તેટલા માટે, હે માનવી! તું તારા કાન ગરીબ લોકોનો સાદ સાંભળીને બંધ કરતો ના; અને નિરપકારીઓનાં દુઃખ જોઇને તારૂં દિલ કઠણ અને નિર્દય રાખનો ના.

(સ્વર્ગવાસી કરસનદાસ મુલજી ના "નીતી વચન" ઉપરથી.)

## નમ્રતા.

હે મનુષ્ય! એવો તું કોણ છે કે તું તારા ડાહાપણનું અભિમાન કરેછે? તું તારી કાબેલિયત ઉપર, તું તારી વિદ્યા ઉપર એટલો બધો શા માટે ફૂલાય છે? તું પોતે અજ્ઞાન છે એવું સમજ; કારણ પોતાને અજ્ઞાન સમજવું એ ડાહાપણનું મંડાણ છે. બીજાઓના વિચારમાં તું મૂર્ખ માલમ ન પડે વાસ્તે તું તારા પોતાના વિચારમાં ડાહયો થવાની મૂર્ખાઇ કહાડી નાખ.

એક સ્વરૂપવાન સ્ત્રીને સાદો પોશાક જેમ ઝલકાટ અને શોભા આપે છે, તેમ નમ્રતા ભરેલી ચાલ ડાહાપણનો એક મોટો શૃંગાર થઇ પડે છે. નમ્રતાવાળા માણસનું બોલવું સત્યને પ્રકાશ આપે છે અને તેનાં બોલવાની ખામી તેની ભુલને ઢાંકી કાઢે છે. નમ્રતાવાળું માણસ પોતાનાં ડાહાપણ ઉપર વિશ્વાસ રાખતું નથી; તે પોતાના મિત્રની 'શિખામણ ઉપર લક્ષ આપે છે અને તે પોતાની સંપૂર્ણતા સઉથી છેલ્લી નજરે જોય છે.

(સ્વર્ગવાસી કરસનદાસ મુલજીના "નીતી વચન" ઉપરથી.)

# વેર.

વેરનું મુળ માણસની નબળાઇ છે. વધારે નબળા અથવા બીહકણા માણસો વધારે વેર રાખે છે. પણ અરે માનવીના દીકરા? તું વેર શા વાસ્તે શોધે છે? તું શા કારણથી વેરભાવ રાખે છે? તું શું એમ સમજે છે કે વેર રાખવાથી તારૂં પોતાનું દુઃખ ઓછું થશે? ના, નહીં કારણ તું ખાતરીથી જાણ કે તારૂં પોતાનું દુઃખ તેથી ઘટવાને બદલે અત્યંત વધી પડે છે. જે માણસનાં દિલમાં વેર છે તે માણસનું દિલ હંમેશ બેચેન અને દુઃખી માલમ પડે છે; અને જે માણસની ઉપર વેર રાખ્યું હોય છે તે માણસ આરામ અને વગર ફિકરથી ફરે છે.

જે પુરૂષ વેર લેવાને ધારે છે તે પુરૂષ પોતાની ઉપર પડેલાં દુઃખથી ધરાયો હોય એમ દેખાતું નથી. વેરભાવ રાખ્યાથી જે દુઃખ બીજાને ઉપજવું જોયે છે તે દુઃખ તને પોતાનેજ ઉપજે છે. જે પુરૂષને તું દુઃખ દેવાને ઇચ્છે છે તે પુરૂષ મુંગો મુંગો અને હસતો હસતો પોતાનું કામ કર્યો જાય છે. તે તારા દુઃખમાં ઉમેરો થઇલો જોઇને વધારે ખુશી થાય છે.

(સ્વર્ગવાસી કરસનદાસ મુલજી ના "નીતી વચન" ઉપરથી.)

# મોત.

મોત એ માણસના જીવની પરિક્ષા છે. મોતથી માણસનાં સારાં નરસાં કામની ખુબી એકદમ જણાઇ આવે છે. જે માણસ સમજે છે કે સારી હાલતમાં મરવું બિહતર છે, તે માણસ પોતાનું જીવતર ખરાબ રીતે ગુજારતો નથી. જે માણસે પોતાની હૈઆતીનો છેલ્લો ભાગપણ સારી રીતે ગુજારયો હોય તેનો જન્મ વ્યર્થ ગયો એમ કેહેવાશે નહીં. જે સ્થિતિમાં મરવું જોઇએ તે સ્થિતિમાં મરવાને તૈયાર રેહેનાર માણસ પોતાની હૈઆતીના વખતનો માઠો ઉપયોગ કરતો નથી.

જે માણસ એવું સમજે છે કે "મારે મરવું છે" તે માણસ જીવે છે ત્યાંસુધી સંતોષથી રેહેછે. અને જે માણસ મરવું ભુલી જાય છે તે કંઇ પણ રીતે ખુશી થતો નથી.

(સ્વર્ગવાસી કરસનદાસ મુલજીના "નીતી વચન" ઉપરથી.)

## ડાહ્યો અને મૂર્ખ

માણસો જો ઇશ્વરે તને ડાહાપણ આપ્યું હોય, જો ઇશ્વરે તારાં મનને સત્યના પ્રકાશથી ખુલ્લું કર્યું હોય, તો અજાણ માણસોને તેનો લાભ આપ, તથા ડાહ્યા અને અક્કલવાળા માણસોને તારા વિચારથી જાણીતો કર, કે જેથી તારા પોતાના વિચારમાં સુધારો થાય જે માણસમાં અરૂ ડાહાપણ છે તે પોતાના વિચારને વળગી રેહેતો નથી. ડાહયો માણસ વારેઘડીએ વિચાર કરે છે અને પોતાની ભૂલ માલમ પડે છે તો તે કબુલ કરવાને તથા સુધારવાને વિલમ લગાડતો નથી. મૂર્ખ માણસ પોતાના વિચારમાં મક્કમ રેહે છે અને "હું કદી ભુલ કરતો નથી" એવી ગરૂરી રાખે છે.

(સ્વર્ગવાસી કરસનદાસ મુલજી ના "નીતી વચન" ઉપરથી.)

## ડાહાપણ.

માનવી! તું ડહાપણની વાત સાંભળ. તું ડાહાપણના ઉપદેશ ઉપર લક્ષ પોંહોંચાડ. ડાહાપણનો સંગ્રહ તારા મનમાં કર. ડાહાપણનાં વચનથી કોઇ અજાણ્યો નથી. ડાહાપણ ઉપર સર્વ સદ્ગુણ આધાર રાખે છે. ડાહાપણ માણસનાં જીવતરનો રખેવાળ અને સંભાળ લેનાર છે. હે મનુષ્ય! તું તારી જીવ ઉપર લગામ રાખ. તું તારે હોટ ઉપર ચોકી પેહોરો રાખ, નહીં તો તારા બોલવાથી તારી પોતાની ખરાબી થશે.

જે માણસ લંગડાને ધિક્કારેછે તેને તપાસવું જોઇયે છે કે "હું પોતે લંગડો નથી." જે પુરૂષ બીજાની અપદિશા જોઇને ખુશી થાય છે તે પુરૂશને પોતાની અપદિશા કોઇ દિવશે ઘણી દલગિરીથી જોવી પડશે. ઘણુંજ બોલવાથી પશ્ચાત્તાપ કરવો પડે છે પણ મુંગા રહ્યાથી સલામત રેહેવાય છે.

(સ્વર્ગવાસી કરસનદાસ મુલજી ના "નીતી વચન" ઉપરથી.)

# હિંમત.

આ પૃથ્વી ઉપર અવતાર લેનાર દરએક માણસને કપાળે થોડું ઘણું દુઃખ, દરદ અને કમનસીબ ચોંટાડેલું છે તથા થોડી ઘણી આપદા, પિડા અને વિપતી વળ-ગેલી છે. તેટલા માટેરે દુઃખ અને સંકટના માનવી! તને ઘટે છે કે વગર ઢિલ કરવે તારાં મનને હિંમતથી અને ધીરજથી જોરાવર કર; કે જેથી કરીને માણસ જાતને કપાળે થોડું ઘણું દુઃખ વળગેલું છે તે સહન કરવાને ધીરજથી બની શકે. જે પ્રમાણે ઉજડ રેતીના મેદાનમાં એક ઉંટ મેહેનત, તાપ, ભુખ અને તરસ સહન કરે છે, તે પ્રમાણે માણસ જાતની હિંમત સર્વ સંકટમાંથી તેનું રક્ષણ કરેછે.

મોટા કુળનું બાળક દોલતની અહંકાર કરતું નથી અને તેના આત્માની મોટાઈ જતી રેહતી નથી. સુખના હસતાં મોંહો ઉપર તેણે પોતાનો આધાર રાખ્યો નથી, તેથી તે દુઃખની વેળાએ દબાઇ જતો નથી.

(સ્વર્ગવાસી કરસનદાસ મુલજી ના "નીતી વચન" ઉપરથી.)

## ક્રોધ.

જે પ્રમાણે વંટોળિયો પવન પોતાનાં જોરમાં આવીને ઝાડોને ઉખેડી નાખે છે, જગતના રમણિય દેખાવને બદસુરત અને બેડોળ કરી નાખે છે; અથવા જે પ્રમાણે ધરતીકંપ પોતાનાં જોરમાં આવીને આખાં શેહેરોના શેહેરો પ્રલય કરી નાખે છે; તે પ્રમાણે એક ક્રોધી માણસનો ક્રોધ ની આસપાસ નુકસાન અને ખરાબી ઉપજાવે છે. ક્રોધવાળાં માણસને હાથે કંઈ પણ ખરાબી અને નુકસાની થવાનો ભય રેહે છે. પણ અરે માનવી! તું વિચાર કર અને તારી પોતાની નબળાઇ ભુલી ન જા; તથા બીજાઓના અપરાધ ક્ષમા કર.—ક્રોધના વિકારને તું તાબે થતો ના; ક્રોધને તાબે થવાથી તુ એવું સમજ કે તુ તારૂં પોતાનું ગળું કાપવાને તૈયાર થયો છે અથવા તું તારા પોતાનાં મિત્રનું ખુન કરવાને ઉભો થયો છે.

(સ્વર્ગવાસી કરસનદાસ મુલજી ના "નીતી વચન" ઉપરથી.)

## સંતોષ.

માનવી! જે સર્વ શક્તિમાન ઇશ્વર તારા અંતઃકરણની સઘળી વાત જાણેછે, જે સર્વ શક્તિમાન ઇશ્વર તારી ઇચ્છાની સર્વ ગરૂરી જોયછે, અને જે સર્વ શક્તિમાન ઇશ્વર તારા પોતાનાજ લાભને વાસ્તે તારી અરજ કબુલ રાખતો નથી, તે સર્વ શક્તિમામ ઇશ્વરે આ પૃથ્વી ઉપર તારૂં વતન ઠેરવ્યું છે તે તું ભુલી જતો ના. તથાપિ ડાહાપણ ભરેલી સર્વ ઇચ્છાને માટે તથા પ્રમાણિક મેહેનતને માટે હરએક કામમાં ઘણું કરીને ફતે મળે એવું તેણે પોતાની પરોપકાર-બુદ્ધિથી ઠેરવ્યું છે તે તું યાદ રાખજે. બેચનપણું તને માલમ પડે છે, જે અપદિશા કે માઠી હાલત તું ભોગવે છે, તે કયા અને કેવા ઝરામાંથી નિકળે છે, તેનું મૂળ તું તપાસ; એટલે તને માલમ પડશે કે તારી પોતાનીજ મૂર્ખાઇથી, તારી પોતાનીજ ગરૂરીથી અને તારા પોતાનાજ ભમતા વિચારથી તે સઘળું ઉત્પન્ન થયુ છે,

(સ્વર્ગવાસી કરસનદાસ મુલજીના "નીતી વચન" ઉપરથી.)

•

## ઉદ્યોગ.

જે દિવસ ગયા તે તો સર્વદા ગયા અને જે દિવસ આવવાના છે તે ઉપર મુદ્દલ ભરોસો નથી; વાસ્તે હો માનવી! તને ઘટે છે કે જે વખત તારો વ્યર્થ ગયો હોય તેની ચિંતા કે દલગીરી કરયા વગર અને જે વખત આવવાનો છે તે ઉપર ઘણો આધાર રાખ્યા વગર, તું તારા ચાલતા વખતનો રૂડો ઉપયોગ કર. ચાલતો વખત એ તારો વખત છે; હવે પછીનો વખત ભવિષ્યના ગર્ભમાં છે, અને તું જાણતો નથી કે તે ગર્ભમાંથી શું નિકળશે. વાસ્તે જે કાંઇ કરવા વિષે તું ઠરાવ કરતો હોય તો તે જલદીથી કર અને જે કાંઇ સવારે થઇ શકતું હોય તે સાંજ ઉપર ન રાખ.

આળસાઇ, એ દુ:ખ અને તંગીનો એક મોટો પિતા છે. પ્રમાણિક ઉદયોગથી સુખ અને વૈભવ ઉત્પન્ન થાયછે. ઉદયોનો હાથ તંગીને નસાડે છે.

(સ્વર્ગવાસી કરસનદાસ મુલજી ના "નીતી વચન" ઉપરથી.)

## વિચાર.

માનવી! તું તારાં મનને પુછ અને વિચાર કર કે આ પૃથ્વી ઉપર તું શા માટે પેદા થયોછે. તારી શકિત વિષે વિચાર કર; તારી ગરજ વિષે વિચાર કર; અને મનુષ્યની સાથે તારા સંબંધ વિષે વિચાર કર. એથી તને તારી હયાતીનો ધર્મ માલમ પડશે અને તે પ્રમાણે ચાલવાને બની આવશે. તું જે કાંઇ કર અથવા બોલ તેની અગાઉ સારી રીતે વિચાર કર, અને જે દરએક પગલું ભરવાને તું તૈયાર થયો હોય તેની દરએક ગતિ અને તેનું દરએક વલણ તપાસ. એમ કીધાથી તને કદી નઠારૂં લાગશે નહીં, કદી પશ્ચાત્તાપ કરવો પડશે નહીં તથા કદી દલગિરી ઉત્પન્ન થશે નહીં.

(સ્વર્ગવાસી કરસનદાસ મુલજી ના "નીતી વચન" ઉપરથી.)

## સુખ અને દુઃખ.

માણસ જાતનાં સર્વ કામકાજ ઉપર લાંબો અને બારિક વિચાર કરતાં માલમ પડે છે કે માણસ ગમે તેવી સ્થિતિમાં હોય, અને ગમે તેવી પદ્દી ભોગવનો હોય તે છતાં તેનું સુખ સમધારણ છે. મોટા અને નાહાના, માતબર અને ગરીબ, ઘણું કરીને એકજ સરખું સુખ ભોગવે છે. આપણાં મનમાં વિચાર આવે છે કે [જેઓ મોટા અને 'બડેજાદ' છે, જેઓ બે ઘોડાની "ખણખણ" કરવી ફાંકડી ગાડીમાં બેસીને ફરવા નિકળે છે તેઓ ઘણા સુખી હશે. પણ આપણે એ વિચારમાં નિશ્ચય ઠગાઇએ છે. માણસને કપાળે સુખ અને દુઃખ સાથેજ, અને પરસ્પર ચોંટેલાં છે. ઇશ્વરે એવું કદી નિર્માણ કીધું નથી અથવા એવું કદી ધારયું નથી કે આ દુનિયામાં હરએક સ્થિતિ એકદમ સુખી અથવા એકદમ દુઃખી થઇ પડે.

(સ્વર્ગવાસી કરસનદાસ મુલજી ના "નીતી વચન" ઉપરથી.)

## જુવાનીનો વખત.

તમારી જુવાનીનો વખત જે તમારાં સુખ અને લાભને માટે ઘણો અગત્યનો છે તેને સુધારાના ફળોથી ઉજડ રેહેવા દેશો ના. તમારી પ્રતિષ્ઠા અથવા આબરૂ તમે કરશો તેવી થશે. તમારું નશીબ કેટલીએક વાતે તમારા પોતાના હાથમાં છે. તમે હજુર જુવાન છો તેથી તમારો સ્વભાવ અને તમારું અંતઃકરણ નરમ અને કોમળ છે. કેટલાએક ખરાબ વિચારોથી અને માઠી ચાલચલણથી તે પથ્થર જેવું જડ થઇ ગયું નથી. તમારી સમજ ઉપર હજુર ખોટા વિચારોએ અને ખોટા વેહેમોએ સરદારી મેળવી નથી. તમારા ખરા પ્યારને ઉતારી પાડવાને તથા હલકો કરી નાંખવાને દુનિયાને હજુર વખત મળ્યો નથી. તમે મોટી ઉંમરે પોંહોંચશો તેના કરતાં હમણાં તમારી સઘળી શક્તિ વધારે કૌવતવાળી, સ્વતંત્ર અને વધારે ખુલ્લી છે. તમારાં કામ કોધને હાલ જે વલણ તમે આપશો તે વલણ જરૂર પકડશે, તથા તે વલણ તરફ તમારી જીંદગી પોતાનો રસ્તો પકડશે.

(સ્વર્ગવાસી કરસનદાસ મુલજીના "નીતી-વચન" ઉપરથી.)

## પ્રમાણિકપણું.

પ્રમાણિકપણું ઇશ્વરને પસંદ છે. તેમજ સર્વ મનુષ્યને પસંદ છે. પ્રમાણિકપણાંની સર્વ ઠેકાણે અને સર્વ જગાએ સ્તુતિ થાય છે. કોઇ ગમે તેવો લુચ્ચો અને અપ્રમામાણિક માણસ હશે તોપણ તે પોતોનાં મનમાં પ્રમાણિક માણસની લાયકી તથા યોગ્યતા સમજે છે અને જયારે તેને જોય છે ત્યારે શરમાઇને પોતાનાં મનમાં હલકો પડે છે. હે મનુષ્ય ! તું સર્વ કામમાં અને સર્વ ધંધામાં પ્રમાણિકપણું રાખજે. તું પ્રમાણિકપણાંની પડખેથી જરાય ખસીશમા. આ દુનિયામાં તને આડે રસ્તે લઇ જવાને બહુ લાલચ અને લોભ માલમ પડશે. પૈસાની ભૂખ અને લાભનો સાદ જયારે ત્યારે તારા કાનમાં આવીને કેહશે કે "કામ ધંધાંમાં પ્રમાણિકપણું રાખીશ તો ભુખે મરીશ; લોકો લાખો રૂપીઆ મેળવે છે તે ઉથલપાથલ અને કાળાં ધોળાં કીધા વગર મેળવતા નથી."

(સ્વર્ગવાસી કરસનદાસ મુલજી ના "નીતી વચન" ઉપરથી.)

## દુઃખ અને દરદ.

દુઃખ અને દરદ એ બે પિતરાઈ ભાઈઓ છે. એઓની સંગત કરવા આપણે જેમ બને તેમ વેગળા રહીએ, પરંતુ તેઓ આપણી સંગત કરવાને ઘણીજ આતુરતા રાખે છે. જરા દાવ કે લાગ આવ્યો તો તેઓ આપણા સોબતી થઈ પડે છે. તેઓથી પછી વેગળા જવાની આપણે ઘણીબી મેહેનત અને તજવીજ કરીએ પણ તે સર્વે વ્યર્થ જાય છે. તેઓ થોડી વાર વેહેતાં હથિયારથી બીહીને નાસે છે પણ પાછા લાગુ પડવા મુદ્દલ આંચકો ખાતા નથી. દુનિયામાં કોઈ એવું માણસ પેદા થયું નથી અને થશે પણ નહીં કે જેની સંગત એ બે ભાઈઓએ કીધી નહીં હોય.

એવું જ્યારે ઉઘાડું છે ત્યારે આપણે શા માટે તે ભાઈઓની ભેટ લેવાને એટલા બધા બિહિવું જોઈએ? જેઓ બિહે છે તેઓ બમણા ફસી પડે છે. એઓની સંગતથી આપણને ઘણી વેળા નુકસાન થવાને બદલે લાભ થાય છે. એઓની સંગતથી માણસને ઈશ્વર શક્તિ વિશે ઘણું જ્ઞાન પેદા થાય છે. એઓની સંગતથી માણસ નીતિ અને સદ્ગુણને રસ્તે ચાલવાને શિખે છે. એઓની સંગતથી માણસ સાવચેત થઈને ડાહાપણનો રસ્તો પકડે છે.

( સ્વર્ગવાસી કરસનદાસ મુળજી ના "નીતી વચન" ઉપરથી.)

"જોઈ તપાસીને ચાલ."

આ શિખામણ ઘરડા માણસોની છે. તે ઉપર વાંચનારે ધ્યાન પોંહ-ચાડવું જોઇએ. વાંચનાર તું મધ્યરાત્રે ખાડા ખબોચિયાવાળા અને ધાસ્તી ભરેલા અજાણ્યા રસ્તા ઉપર થઇને જતો હઇશ તો તું પોતે તારા જીવને કહીશ કે "જોઇ તપાસીને ચાલ;" "જયાં પગ મુક ત્યાં જોઇ તપાસીને મુક." વાંચનાર! દુનિયાનો રસ્તો તને કેવો લાગે છે? હું ધારૂં છું કે તે પણ તને ખાડા ખબોચિયાવાળો ભય ભરેલો અને અજાણ્યો લાગતો હશે. ખચિત દુનિયાનો રસ્તો એવોજ છે. તેની ચારે બાજુએ ભય શિવાએ બીજું કંઇજ નથી; વાસ્તે તને સાવધ રેહેવું ઘટે છે. ઘણા પુરુષોએ દુનિયાના રસ્તા ઉપર ઠોકર ખાધી છે અને ઘણા પુરુષોએ પોતાના પ્રાણ ખોયા છે. ઘણા લોકોનાં ડાચાં ભાંગી ગયાં છે ને ઘણાઓનાં મોહોં રંગા ગયાં છે. હજારો લોકો એ રસ્તા ઉપર ચાલતાં લોભ લાલચની જાળમાં લપટાઈ મુવાં છે.

(સ્વર્ગવાસી કરસનદાસ મુલજીના "નીતી વચન" ઉપરથી.)